ગાથા સોસાયટી પબ્લીકેશન નંબર ૧૨

ગાથા સોસાયટી સનમુખ

વંચાયલા

# ધાર્મિક વિષયો

## ફ્રવષીની ફીલસુફી





રચનાર:

સોરાબજી ન. કાંગા, બી, એ.



પ્રગટ કરનાર:

ગાથા સોસાયટી.

—o—

મુંબઇ.

૧૯૦૭.

# ગાથા સોસાયટી તરફથી પ્રગટ થયલાં કેટલાંક કિમતી પુસ્તકોની વિગત.



ગાથા સોસાયટીની સ્થાપના કેટલાક જુવાન ઉત્સાહી ધર્મ અભ્યાસીઓએ ઇ. સ. ૧૯૦૨ માં કરી હતી. એ સોસાયટીની મકસદ અથવાડીક ભાષાણો મારફતે અને પુસ્તકો પ્રગટ કરી જરથોસ્તી ધર્મના અસલ ખાલેસ શિક્ષણોનો કોમમાં ફેલાવો કરવાની છે. ગાથા સોસાયટી તરફથી પ્રગટ થયલાં કેટલાંક કિંમતી પુસ્તકોની ટુંક વિગત નીચે આપી છે:—

**નોંધ:**—ગાથા સોસાયટી તરફથી શરૂઆતમાં પ્રગટ થયલાં પાંચ પુસ્તકો બધાં ખપી જવાથી તે હાલમાં મલી શકતાં ન હોવાથી તે માહેલાં ત્રણ હાલમાંજ પાછાં એક પુસ્તકમાં રીપ્રીન્ટ કરવામાં આવ્યાં છે જે નિચે મુજબ છે:—

સર જે. સી. કોયાજીનું ભાષણ "The Spirit of the Gathas"; મરહુમ શેઠ મે. ન. કુકાનું "The Era of Zarathushtra in the Light of Recent Babylonian Researches" અને જસ્ટીસ બીમનનું "Moral and Religious Good and Evil" એ ત્રણે બાબદોનું એક વાંચવા લાયક પુસ્તક છે. ત્રણે વિદ્વાનોએ પોતાની બાબદ ઘણી અસરકારક અને વિદ્વતાભરી રીતે સમજાવી છે કીંમત રૂ. ૧).

શેઠ સો. જ. બલસારાનું "God in the Gathas", પ્રો. પી. એ. વાડીઆનું "The Anomalies of Life and their Solution" અને મેડમ સોરી વાડીઆનું "The Way of the Superior Mind" ખપી જવાથી હાલમાં મલતાં નથી.

**દસ્તુર હોશંગ મેમોરીયલ વૉલ્યુમ** (અંગ્રેજી ભાષામાં):— ૬૦૦ પાનાનો દુન્યાના ઑરીયેન્ટલ સ્કોલરોના જરથોસ્તી ધર્મની ખાસ જુદી જુદી બાબદો ઉપર અભ્યાસ કીધેલા નમુનેદાર ૬૫) નિબંધોથી ભરચક પોથો છે. આ પુસ્તકમાં જરથોશ્તી ધર્મની ઘણી અગત્યની બાબદો ઉપર પૂર્વ અને પશ્ચીમના વિદ્વાનોએ કરેલાં લખાણોનો સંગ્રહ છે. આ પુસ્તક દરેક ઘરની લાયબ્રરીમાં રાખવા લાયક છે કારણ તેમાં સામાન્ય વાંચનારને પણ જ્ઞાન મલે અને રસ પડે એવી અનેક બાબદો છે. કિંમત સાદું પુઠું રૂ. ૭) અને પાકી બાઇન્ડીંગ રૂ. ૧૦).

**રૂથ્વી, સ્તુઅનો કરદા અને ફ્રા-પ્રશ્નોતનો હા** :—ગુજરાતી ...., છેલ્લામાં છેલ્લી પદ્ધતી પ્રમાણેની શુદ્ધ જોડણી સાથના શુદ્ધ ઉચ્ચારોવાળું ભણતર માટેનું પૉકેટ સાઇઝ પુસ્તક. ગાથાના 'મીટરો' પ્રમાણે દરેક લાઇનો ગોઠવવામાં આવી છે. જેઓ ગાથા શુદ્ધ ઉચ્ચારે અને કવિતાઇ માંગતા હોય તેઓ માટે ગજવામાં રહી શકે એવું ફક્ત ૭ આનાની કિંમતનું આ ઉપયોગી પુસ્તક છે. પાકી કલૉથ બાઇન્ડીંગના ૧૦ આના.

**બહેશ્ત અને દોજખ (અંગ્રેજી ભાષામાં)** :—આ અતિ અગત્યના વિષય ઉપર મી૦ સોરાબજી નવરોજી કાંગાએ ઉંડા અભ્યાસ પછી લખેલું પુસ્તક છે. જરથોશ્તી ધર્મમાં બહેસ્ત અને દોજખ માટે કેવા ઉમદા અને ફીલસુફી ભર્યા વિચારો સમાયલા છે તે દેખાડનારું અને એ તકરારી બાબદ ઉપર વધુ રોશની ફેંકનારૂં આ પુસ્તક છે. વળી તેમાં વેદ અને ગ્રીક ફીલસુફ પ્લેટોના એ વિષયને લગતા ખ્યાલોની સરખામણી પણ કરવામાં આવી છે. કિંમત ફક્ત આના આંઠ.

**સ્પેન્તામઇન્યુને લગતી વિગતવાર સમજણ (અંગ્રેજી ભાષામાં)**:—આ પુસ્તક ફીલસુફી ભર્યાં નવા વિચારોથી ભરપુર છે. મી૦ સોરાબજી નવરોજી કાંગાએ એ બાબેના ખંતીલા અભ્યાસ પછી જરથોશ્તી ધર્મને લગતી આ એક ઘણી અગત્યની બાબદ ઉપર નવીજ રોશની નાંખી છે. ફવષી, ક્રીસ્ટોસ અને લોગોસની ફીલસુફી ઉપર આ વિષય કાંઇક નવુંજ અજવાળુ નાંખે છે. આ પુસ્તક વાંચવા લાયક છે. કિંમત ફક્ત આના દસ.

**અદીબહેસ્ત યશ્ત અને સ્વસુચનાનો કાયદો (અંગ્રેજી ભાષામાં)** :—આ પુસ્તક આજનાં સાયન્સ અને સ્પીરીચ્યુઅલીઝમને લગતી બાબદોની સરખામણી સાથનાં અભ્યાસ ઉપર રચાયલું છે. આપણી અદીબહેસ્ત યશ્તમાં શું ઉમદા તત્વ સમાયલું છે તે આ પુસ્તક મારફતે મી૦ સો. ન. કાંગાએ દેખાડવાની વિદ્વતાભરી કોશેષ કરી છે. વળી એ પુસ્તકમાં કેટલાક દાખલાઓ આપી આજના સ્પીરીચ્યુઅલીઝમ અને સ્વસુચનાનો કાયદો સમજાવ્યો છે. ખચીતજ આ એક વાંચવા લાયક બાબદ છે. કિંમત ફક્ત આના દસ.

ગાથા સોસાયટી પબ્લીકેશન નંબર ૧૨

ગાથા સોસાયટી સનમુખ

વંચાયલા

# ધાર્મિક વિષયો

ફ્રવર્દિન યશ્તની બારીક તપાસ અને ફ્રવષીની
ફીલસુફી ભરેલી સમજણ. યુનાની ફીલસુફ પ્લેટોના
Ideas સાથે ફ્રવષીનું અજબ જેવું મલતાપણું.



રચનાર:

સોરાબજી ન. કાંગા, બી. એ.



પ્રગટ કરનાર:

ગાથા સોસાયટી.



મુંબઇ.



૧૯૩૮.

ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ, નં. ૨૩, ગોવા સ્ટ્રીટ, બેલાર્ડ એસ્ટેટ, કોટ, મુંબઈ મધ્યે બી. એ. એફ. ડી'સુઝાએ છાપ્યું છે અને એર્વદ ફરામજ અ. બોદ, તે ગાથા સોસાયટીના ઑનરરી સેક્રેટરીએ યુસુફ બીલ્ડીંગ, ફ્લોરા ફાઉન્ટન, કોટ મધ્યેથી પ્રગટ કર્યું છે.

# બે બોલ

ગાથા સોસાયટી કે જેની સ્થાપના ઈ. સ. ૧૯૦૨ માં કેટલાક ઉત્સાહી જુવાન ધર્મ અભ્યાસીઓએ મુંબઇમાં કીધી હતી તેની તરફથી પવિત્ર ગાથાના ફકરાઓની સમજણ તેમજ જરથોશ્તી ધર્મ સંબંધી અનેક અગત્યની બાબદો ઉપર અનેક ભાષણો આપવામાં આવ્યાં છે. વળી આજ સુધીમાં સોસાયટીએ જાણીતા ધર્મ અભ્યાસીઓ તરફથી કિમતી વિષયો ઉપર અપાયલાં કેટલાંક ભાષણો છપાવી પ્રગટ કીધાં છે જેની એક ટીપ થોડીક વિગતો સાથે આ ચોપડીમાં આપવામાં આવી છે.

ગાથા સોસાયટી તરફથી તેના ઉપ-પ્રમુખ શેઠ સોરાબજી નવરોજી કાંગા, બી.એ.એ આજ સુધીમાં ઘણી જાણવા લાયક અને ફીલસુફીભરી બાબદોનાં અનેક ભાષણો આપ્યાં છે જેમાંના કેટલાંક આપણી સોસાયટીએ પોતાના પુસ્તકો (પબ્લીકેશનો) નંબર ૬, ૯ અને ૧૦ માં અંગ્રેજી ભાષામાં નજીવી કિમતે પ્રગટ કીધાં છે. શેઠ સોરાબજી ન. કાંગાએ આ પુસ્તકમાં સમાયલી વિધવિધ બાબદો ગાથા સોસાયટીની કેટલીક અઠવાડીક સભાઓ સનમુખ ભાષણ રૂપે રજુ કરી હતી, જે સોસાયટીના પુસ્તક (પબ્લીકેશન) નંબર ૧૨ તરીકે બાહેર પાડતાં ઘણી ખુશાલી અને સંતોષ ઉત્પન્ન થાય છે.

પહેલાં તો આપણા વિદ્વાન મિત્ર અને ઉપ-પ્રમુખ શેઠ સોરાબજી ન. કાંગાનો આભાર માનવાનો છે કે જેઓએ પૂર ઉત્સાહ અને ખંતથી પોતાની બાબદોને આ પુસ્તકના આકારમાં તૈયાર કરી આપી છે અને જરથોશ્તી ધર્મ પ્રત્યેના એઓના પ્રેમના પુરાવા દાખલ આ એક શોખની સેવા કરી છે. ગાથા સોસાયટી એઓના આ અતિ અગત્યના સહકાર માટે એઓની આભારી છે.

આ પુસ્તક જરથોશ્તી કોમ આગળ રજુ કરતાં અમો જણાવવાની જરૂર જોઇએ છીએ કે ધર્મ અભ્યાસીઓને તેમજ સામાન્ય વાંચનારાઓને પણ વાંચવા લાયક અને વિચારવા લાયક ખોરાક એ પુરો પાડે છે. શેઠ કાંગાની મકસદ ફ્રવર્દિન યશ્તમાં આવેલી કેટલીક ફીલસુફીભરી અને અગત્યની બાબદો સમજાવવાની છે અને તેમ કરતાં શરૂઆતમાં જરથોશ્તી

ધર્મની કાંઇક સામાન્ય સમજણ આપવા પછી ફ્રવર્દિન યશ્તમાં સમાયલી ફ્રવષીને લગતી ચોક્કસ અગત્યની બાબદોની સમજણ આપી છે. અમો આશા રાખ્યે છીએ કે આ પુસ્તકને પારસી કોમ તરફથી યોગ્ય ઉત્તેજન મલશે.

અત્રે કહેવું અસ્થાને ન ગણાશે કે મજકુર પુસ્તકમાં સમાયલા વિચારો શેઠ સોરાબજી ન. કાંગાના છે અને તે સર્વે ગાથા સોસાયટી કે તેની કારોબારી કમીટીના છે એવું માની લેવું યોગ્ય ન ગણાય. પુસ્તકને છેડે એઓએ જણાવ્યું છે તેમ મતફેર હોઇ શકે અને તે જો પ્રમાણિક મતફેર હોય તો આવકારદાયક છે.

આ 'બે બોલ' પુરા કરવા પહેલાં અમારે આપણી સોસાયટીના એક સભાસદ મી૦ હોમી ફ્ર. ચાચા, બી.એ. નો આ પુસ્તકના પ્રુફો જોઇ કોઇક સુચનાઓ કરવા માટે આભાર માનવાનો છે.

કારોબારી કમીટીના હુકમથી,

સેવક,

ફ્રામજી અર્દશીર બોદ,

ઑનરરી સેક્રેટરી.

# સાંકળીઉં.

-:o:-

બાબદ | | પાનું
---|---|---

રમજ્દ પોતાનાં મનમાંથી, પોતાની અક્કલમાંથી પેદાયશો પેદા કરે છે, ૨૩–'અંગ્રહુ' યાને હસ્તિ કેવી રીતે પેદા થઈ? ૨૪–આ રોશ્નીના બિંદુઓ શું છે? ૨૬–પેદાયશો અહુરમજ્દની અક્કલમાંજ હસ્તિ ભોગવે છે ૨૯–પણ આ કાંઇ જગદ ઇશ્વરવાદ નથી ૨૯–માણુસની છેવટની નેમ–ઉશ્તા યાને સર્વોતમ સુખ, હઉર્વતાત અને અમેરેતાત્‌ની હાલત ૩૧–શરૂઆતથીજ એક રવાનને અમર્ગ બનાવેલું, તે રવાનને પાછળથી એકવાર ફરીથી અમેરેતાત્ યાને અમર્ગી મળે તે વાતને કેમ સમજાવવી? ૩૨–રવાનીક મોત તે શું? ૩૨–અહુરમજ્દ પોતાના મીનો, સ્પેન્તા મઇન્યુ, ની મારફતેજ કાંય અમર્ગી આપે છે? ૩૩–અહુરમજ્દની ગેતીની અને મીનોઇની પેદાયશો ૩૩–યજ્દો અને અમેશાઓ ખરેખરી હસ્તિઓ યા ફક્ત મનસ્ઠ ગુણો? ૩૩–અહુરમજ્દ મીનોઆંન મીનો હોવાથી, તે પોતાની જાતમાં, પોતાના essence માં શું છે, કેવો છે, તે કોઇપણ જાણી શકતું નથી. છતાં તે ગુણોવાલો યાને સગુણ છે, તે નિર્ગુણ નથી ૩૫–એક અતી અગત્યની અને નવી વાત ૩૫–ત્યારે આ સ્પેન્તા મઇન્યુ કોણ છે? ૩૫–ગાથામાં જણાવેલી બે જોડયા શક્તિઓ ફક્ત વિચાર કરતાં માણુસનાં મનની બે ઉલટી સુલતી, સારી અને નરસી હાલત માત્ર દર્શાવે છે ૩૬–ગાથામાં દર્શાવેલી બે જોડ શક્તિઓ અહુરમજ્દની અંદર રહેલા બે સારા નરસા પ્રકાર નથી ૩૮–ગાથાના હા. ૩૦ અને ૪૫ વાળી સામસામે જતી આ બે જોડ શક્તિઓ વળી કુદરતની અંદરની કહેવાતી બે જુદી જુદી અને સામસામી લડાઇ કરતી હસ્તિઓ પણ નથી ૩૯–અષનો અચળ કાયદો ૩૯–આ બે મીનોની કાંઇક નવી સમજણ. જરથોશ્તે કહ્યું એક, આપણે સમજ્યા બીજું! ૪૦–ગય અને અ–જયાઇતી શબ્દોનો હાલનો

તરજુમો ખરો હોય તો તેમાંથી એક ગંભીર મુશ્કેલી ઉભી થાય છે ૪૧–વિદ્વાન ધર્મ અભ્યાસી મીલ્સનાં મનનો ગુંચવાડો ૪૨–ગય અને અ–જયાઇતી શબ્દોની વાસ્તવિક સમજણ. તેઓ કાંઇ હસ્તિઓ અથવા entities નથી ૪૨–ત્યારે ગય એટલે માણસની રવાનીક રોશની અને અ–જયાઇતી એટલે રવાનીક મોત ૪૪–પાછલા અવસ્તામાં ભુલ થવાનું કારણ ૪૫–વંદીદાદમાં અહુરમજ્દ અને અંગ્રમઇન્યુ! ૪૬–યજશ્નેમાં તેમજ સરોશ યશ્તમાં સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ ૪૬–હા. ૩૦ અને ૪૫ માં જણાવેલા બે જોડયા મીનો, જેઓમાંનાં એકને વધારે ભલો અને બીજાને 'અક' એટલે બુરા તરીકે જણાવેલા છે, તે અવસ્તામાં આવેલા 'પાયૂ ટ્વોર્ંશ્તાર' સાથે એકજ નથી ૪૭–કુદરતની અંદર Law of Polarity યાને કોઇ બે–પણાનો કાયદો હોઇ શકે, પણ 'અષ'નાં અચળ કાયદાની વ્યાખ્યા ધ્યાનમાં રાખતાં, તેમાં સામ-સામા જતા બે બળવાન હરીફો, એક ભલો અને બીજો બુરો one good and the other evil, નું કામ હોઇ શકે નહિ ૫૦–જરથોશ્તી ધર્મમાં પોલારીટી (Polarity)નો કાયદો કયાં, અને કેવા સંજોગોમાં મળે છે? ૫૦–પોલારીટી (Polarity)નો કાયદો તે દયુએલીઝમ (Dualism)નો કાયદો નથી ૫૧–સ્પેન્તા મઇન્યુ–અહુર-મજ્દનો પેતાનો મીનો ૫૨–દુન્યાની તવારીખમાં અષો જરથુશ્ત્રએ પહેલવહેલાં જણાવેલી નવી વાતો–'અ–ગુશ્તા વચાઓ' ૫૩–અહુરમજ્દનો પોતાનો મીનો ૫૪–એમ કાંય ૫૬–હા ૪૭ નાં પહેલા ફકરામાંથી વળી એક બીજી અગત્યની વાત નીકળે છે ૫૬–The Divine Spirit in Christianity and in the Avesta ૫૭–અહુ-નવર યાને અહુરમજ્દના પ્રથમ શબ્દનું સિદ્ધાંત–The Doctrine of the Word. યજશ્નેના 'હા'ઓની

ગોઠવણ ૫૮—સ્પેન્તા મઇન્યુ અને અહુનવર વચ્ચેનો સંબંધ ૫૯—અહુરમજ્દ, સ્પેન્તા મઇન્યુ અને અહુનવર હમેશથી સાથેજ હતા, They were co-eval ૬૦—જરથોશ્તી ધર્મ એક બશારત પામેલો Revealed ધર્મ છે ૬૦—જરથોશ્તી ધર્મ અને ખ્રિસ્ટી ધર્મ વચ્ચેની સરખામણી ૬૦—પણ તેમાં એક ગંભીર ફરક રહેલો છે ૬૧—સ્પેન્તા મઇન્યુની મારફતે આપવામાં આવેલો જરથોશ્તી ધર્મ બશારત પામેલો revealed ધર્મ છે, તેથી તે કુલ દુન્યાને માટે સરજાયલો છે ૬૨—ફ્રવષીઓ સ્પેન્તા મઇન્યુમાંથી અને તેટલા માટે અહુરમજ્દમાંથી ઉભી થઇ છે ૬૨—ફ્રવષી બાબે ગાથામાં આડકત્રા ઇશારા મલે છે ૬૩—હપ્તન યશ્તમાંની શહાદત ૬૫—યશ્ત હપ્તંગ હાઇતી જરથુસ્ત્રના પોતાના વખતમાં લખાઇ હતી ૬૫—ગાથનાંમ્ હનકેરેતીશ્, ગાથાઓની સંપુર્ણતા, કયાં આવેલી છે? ક્યાં થાય છે? ૬૬—અષો ફ્રશોસ્તરને નામે આ સવાલ કાં પુછાયો છે? ૬૭—ગાથામાં ફ્રવષીની વાત જરથુસ્ત્રએ કાં કીધી નથી? ૬૮—અગુસ્તા વચાઓ—સ્પેન્તા મઇન્યુ બાબે નવીજ વાત ૬૮—ફ્રવષીઓ સ્પેન્તા મઇન્યુમાંથી ઉભી થઇ છે ૬૯—ફ્રવર્દિન યશ્તમાં મલતું એક જાતનું ત્રિશુળ ૭૦—જરથોશ્તી ધર્મનાં ત્રિશુળને ખ્રિસ્ટી ધર્મે ત્રિનીતીને નામે પોતાનું કરી દીધું છે! ૭૧—હાદોખ્ત નુસ્કમાંથી મલતી એકલી એક સીધી શહાદત, કે ફ્રવષીઓ સ્પેન્તા મઇન્યુમાંથી ઉભી થઇ છે ૭૧—ફ્રવષીઓ પેદા કરેલી—created—નથી ૭૨—આપણી બાબદનું તાતપર્ય ૭૪.

**પેદા કરનાર અહુરમજ્દ કુદરતની અંદરજ રહીને કામ કરે છે, છતાં તે કુદરતથી ચઢયાતો છે. He transcends nature. પોતાના આપેલા સર્વ વ્યાપક અષના કાયદા સાથે અહુરમજ્દ હજઓષ યાને એક**

ઓમાં ફ્રોહરોનું કાર્ય શું હતું અને રહેશે ? ૯૮–ત્યારે ગયોમર્દ શું હતો ? ૯૯–પરસેવામાંથી ઉત્પન્ન થયલો બેદી ગયોમર્દ ૯૯–જો ગયોમર્દની "જીંદગી અને પાદશાહી એકસરખી ૩૦ વરસની હતી" તો તે પોતાની જીંદગીની શરૂઆતથીજ પાદશાહ હતો ૧૦૦–બુનદહેશ્નમાં ગયો-મર્દને માણુસ જાતનો ગણ્યો છે! ગયોમર્દ મીનોઇ દુન્યામાં રેહનારો ન હતો ૧૦૦–અવસ્તાવાળો ગય મરૅથ્ન ૧૦૧–ગય મરૅથ્નએ અહુરમજ્દનું મનસ અને તેની સાસ્નાઓ યાને શિખામણો સાંભલી–એટલે શું ? ૧૦૩–ગય મરૅ-થ્નએ શું કીધું? ૧૦૩–આર્યન પ્રજા એટલે શું ? ૧૦૪–ગય મરૅથ્નવાળી પ્રજામાં હજી રવાન દાખલ થયું નથી ૧૦૪–મશ્ય મશ્યાનીવાળી પ્રજામાં રવાન દાખલ થયું ૧૦૪–ગય મરૅથ્ન અને તેની પ્રજાને આપણા જેવું મોત ન હતું ૧૦૫–ગય મરૅથ્ન અને તેની પ્રજાને જો મોત ન હતું તો તેઓ કોઇક રીતનાં અમર્ગ હતાં. આ અમર્ગીને કેવી રીતે સમજવી? અને જો તેઓને અમર્ગિ હતી, તો શું તેઓનો જમાનો સોનેરી જમાનો હતો? સોનેરી જમાનાની કાંઇક સમજણ ૧૦૫–જમશે-દના કહેવાતા સોનેરી જમાનાને કેવી રીતે સમજ્યે? ૧૦૬–એક મુશ્કેલી, એક વાંધો ઉભો થાય છે ૧૦૮–ગય મરૅથ્ન અને તેની પ્રજાની અમર્ગી કેવી રીતની હતી, તે અમર્ગીને કેવી રીતે સમજવી? ૧૦૯–ગયો-મર્દ પહેલો આદમ હતો, તેમજ પહેલો પાદશાહ હતો એમ કહેવામાં આવ્યું છે! ૧૧૦–પાદશાહી બાબે શાહ-નામામાંથી કાંઇક જોવાની તજવીજ કર્યે ૧૧૦–એક અતિ અગત્યનો સવાલ ૧૧૨.

**અર્દ્વી સૂર આ દુન્યા પરની કોઇ નદી યા દર્યો નથી. ૧૧૫–૧૨૬**

અર્દ્વીસૂર કયાં છે, કયાંથી નીકળે છે, અને કયાં વહે છે ૧૧૭–સાત રંગો ધરાવતું સુરજનું એક સફેદ કિરણ

૧૧૯—સાત રંગોવાળા સુરજનાં એક સફેદ કિરણની બાબદની ફ્રવર્દિન યશ્તમાં આવેલી એક બાબદ સાથની સરખામણી ૧૧૯—અર્દવીસૂરનાં આપો એટલે પાણીઓ તે મીનોઇ પ્રવાહો છે. તેઓ Celestial Waters છે ૧૨૧—The Arctic Home in the Vedas નામની ચોપડીમાં આવેલી The Celestial Waters ની વાત ૧૨૩.

**ફ્રવષીઓમાં કોઇ ચઢ-ઉતર દરજ્જા નથી, તેઓ સર્વ એકજ દરજ્જાનાં છે ... ... ... ... ૧૨૭-૧૪૯**

"અષવન માણસોનાં ત્રણ ચઢ-ઉતર તબક્કા" અવસ્તાએ જણાવ્યા નથી ૧૨૭—પઑઇર્યં ટ્કએષનાંમ્ ફ્રવષીનાંમ્"ની સમજણ ૧૨૮—જરથોસ્તી દીન અષો માણસોનેજ યજ્ કરે છે ૧૨૯—નબાનજ્દિશ્તનાંમ ફ્રવષીનાંમ્ની સમજણ ૧૩૦—અવસ્તાનું "અષાઉનાંમ" કે "અષાઉનાંમ"નું ફક્ત અપભ્રંશ થયલું "અશોનાંમ"? આ ફેરફારનું કારણ શું? ૧૩૪—સ્તોમ યાને સ્તૂમનાં ટુંકાં ભણતરમાંથી ફ્રોહરોમાં કોઇ દરજ્જા નથી, એ બાબદ વધુ ખુલાસાથી સમજી શકાય છે ૧૩૬—સ્તૂમનો અવસ્તાવાળો ભાગ ૧૩૭—એક અતિ અગત્યની બાબદ જે ક્ષ્નૂમની સમજણને ટેકો આપતી નથી ૧૩૯—સ્તૂમનો પાજંદ ભાગ ૧૪૧—ફ્રવર્દિન યશ્તની ઉપલી સમજણ ઉપરથી ઉપજતા બીજા વિચારો. ફ્રોહરો સાથે નિકટ સંબંધ ધરાવતાં "આપો" અને "ઉરવરાઓ"ની ખરી સમજણ ૧૪૩—પવિત્ર જરથોસ્તી દીને ફ્રવર્દિન યશ્તમાં જણાવેલી એક ગુહ્ય બાબદ ૧૪૪—વીસ્પાઓ આપો, વીસ્પાઓ ઉરવરાઓ, અને વીસ્પાઓ અષાઉનાંમ્ ફ્રવષયો, આ ત્રણે વચ્ચે કોઇ નિકટ સંબંધ રહેલો છે ૧૪૫—આપો એને ઉર્વરાઓની ખરી મતલબ ૧૪૫.

છે ૧૬૬–Virtue is knowledge ૧૬૬–Can Virtue be taught ૧૬૭–Plato's First Cardinal Virtue is Wisdom. આ પહેલો તે જરથોસ્તી અમેષા વોહુમન, બહમન, સુમનસ છે ૧૬૯–Plato's Second Cardinal Virtue is Justice આ બીજો જરથોસ્તી અમેશા જે અષ છે તેની મુકાબેલ છે. ૧૬૯–Plato's Third Cardinal Virtue is Courage આ ત્રીજો જરથોશ્તી અમેષા જે ક્ષથ છે, તેની મુકાબેલ છે ૧૬૯–Plato's Fourth Cardinal Virtue is Temperance આ ચોથો જરથોશ્તી અમેષા જે આરમઈતિ છે, તેની મુકાબેલ છે ૧૭૦–ફ્રીમેસનરીમાં પણ એજ પ્રમાણે ચાર મુખ્ય સદ્દગુણોની, ચાર જરથોશ્તી અમેષાઓની વાત કીધી છે ૧૭૧–Is Virtue one or many ૧૭૨–જરથોસ્તી લખાણો પ્રમાણે ચાર અમેષાઓ એકસરખા છે, કે તેઓ એક બીજાથી જુદા છે ૧૭૨–જરથોશ્તી છ અમેષાઓ અહુરમજ્દના ગુણો માત્ર દેખાડે છે, તેઓ અહુરમજ્દથી જૂદી હસ્તિઓ entities નથી ૧૭૩–પ્લેટોએ ફકત ચાર Four Cardinal Virtues જણાવ્યા છે, પણ આપણામાં છ અમેષાઓ છે. આ બાબદને કેમ સમજ્યે ૧૭૩–હુરવંતાત અને અમેરેતાત તો માણસોને બદલા તરીકે મળે છે ૧૭૩–પ્લેટો પ્રમાણે પણ છેલ્લા બે અમેષાઓ માણસોને બદલા તરીકે આપવામાં આવે છે ૧૭૪–પોતાના દેશમાં પોતાના વખતનાં, રાજ્યતંત્રથી પોતાને સંતોષ ન મળતાં, સોક્રેટીસ અને પ્લેટોએ દુન્યાની ઉપર એક જાતનું બ્રહ્મરાજ્ય અથવા ખરૂં ધર્મ રાજ્ય સ્થાપવા માંગ્યું, જેને પ્લેટોએ The Republic એવું નામ આપ્યું ૧૭૫–પ્લેટોનું "Republic" તે આપણા ગાથામાં જણાવેલું

"ગએથા." રિપબ્લીક ચલાવવા માટે પ્લેટોએ Philosopher Kings ની આજુર્ કીધી. પોતાના "ગએથા" આગળ વધારવા માટે અષો જરથુસ્ત્રએ સઓશ્યંતોની આમદની આજુર્ કીધી ૧૭૬—પ્લેટોએ પોતાના રિપબ્લીકની અંદર કઇ બાબદો સમાવવા માંગી? ૧૭૬—The Simily of the Cave. પ્લેટોનો Poets, કવિઓ બાબેનો અભાવ ૧૭૭—ગાથામાં જણાવેલા "ગએથા"ની કાંઇક સમજ ૧૭૮—"તા વે ઉર્વાતા"વાળા ગાથાના જાણીતા હા. ૩૧ ની અંદર આવેલી "અષોઇના ગએથા"ની વાત ૧૭૯—અહુરમજ્દે ગએથાઓ અને દએનાઓ બનાવ્યા. "ગએથાઓસ્ચા તષો દએનાઓસ્ચ." ૧૮૦—ગએથા અને દએનાની ખરી સમજણ ૧૮૦ ગએથા અને દએનાની ઉપલી સમજણને ફ્રવર્દિન યશ્ત ટેકો આપે છે ૧૮૨—ગએથાની મતલબ આ દુન્યાંપરનાં Settlements યા મુલકો યા સંસ્થાઓ તરીકેબી લેવાની નથી ૧૮૩—પ્લેટોનાં ફીલોસોફર કિંગ્સ અને ગાથાના સઓશ્યંતઓની કાંઇક સમજણ ૧૮૪—"સઓશ્યંતઓની ઉત્તમ બુધ્ધિ કયારે આવશે?" ૧૮૫—જરથોસ્તી ધર્મ જ્ઞાનની હાલત ઉપર મોટો ભાર મુકે છે. ૧૮૬—પ્લેટોની ફીલસુફી સમજવા માટેના સાધનો ૧૮૯—પ્લેટોનાં 'આઇદીઆઝ'ની ખરી સમજણ ૧૮૯—The Ideas are the universals of things ૧૯૬—પ્લેટોનાં આઇદીઆઝ પુરેપુરા સમજી શકાતા નથી. તેનું કારણ—૧૯૬ જે કારણે પ્લેટોનાં આઇદીઆઝને આપણે પુરેપુરા સમજી શકતા નથી તેજ કારણે જરથોસ્તી ફ્રવષી પણ પુરી સમજી શકાતી નથી. ફ્રવષીઓ "અના—મહ્ત્વાઓ" છે. ૧૯૭—ફ્રવષીઓને અના—માંથ્વાઓ કાં કહી છે? ૧૯૮—Ideas are Universals of all things in the Universe: Fravashis exist in all imaginable things in

the Universe ૧૯૮–Ideas are Universals of Things. They are Prototypes of Things ૧૯૯–Universals and Particulars ૨૦૦–That another maker has made himself! ૨૦૨–The Father and Fashioner of us all ૨૦૪–Universals and Particulars ૨૦૪–ખરી હસ્તિ, Reality, અને તેનો પડછાયો, appearance; ખરૂં substance અને તેનો shadow ૨૦૬–Are Ideas mere constituents of Divine Reason or are they real and independent entities. શું ફ્રવ-ષીઓ અથવા આઇડીઆઝ અહુરમજ્દની, ખુદાની, ખ્રતૂ યાને અક્કલના જુદા જુદા ભાગો તરીકેજ ગણી શકાય, કે તેઓને ખરી હસ્તિઓ તરીકેજ ગણવી જોઇએ? ૨૦૬–Ideas are Co-eval with God ફ્રવષીઓ અસલ-થીજ અહુરમજ્દની સાથેજ છે ૨૦૬–ફ્રવષીની ફીલસુ-ફીની એક વધુ ગુહ્ય બાબદ. તેમાં સમાયલી Rest and Motion ની ફીલસુફી ૨૦૭–ફ્રોહરો "ઉસ્તાવાર" ઉભેલાં હતાં, એટલે શું? ૨૦૭–Time and Space ૨૦૯–આસ્નો–ઉર્વાનવાળી ફ્રવષીઓ ૨૧૩–Do Ideas inhere in the things or are they outside of them ૨૧૩–એક મુશ્કેલ સવાલ ૨૧૩–ફ્રવષીની ફીલ-સુફી તો જરથોસ્તી ધર્મનાં પાયા સમાન છે ૨૧૪–ફ્રયાની ભેટ લઇ જનાર જો અષવ યાને રાસ્ત, અષો ન હોય તો ફ્રોહરો તે માણસને મદદ કરતાં નથી ૨૧૬–આ દસ દિવસો દરમ્યાન કોણનાં ફ્રોહરો અત્રે આવે છે? ૨૧૭–ફ્રવર્દેગાનનાં દસ દિવસના હિંગામની મહત્વતા ૨૧૮–ફ્રવર્દેગાનના દસ દિવસો ઉપર "રવાનો આવતાં નથી" પણ ફકત "ફ્રોહરોજ આવે છે." ૨૨૦–ફ્રવર્દે-ગાનના દસ દિવસ ઉપર હરેક રવાનોને મૂકતી મલે છે?

૨૨૦–ફ્રવર્દિન યશ્તનાં છેલ્લા ૧૫૬ અને ૧૫૭ વાળા એ ફકરાઓમાંથી કેવી મતલબ ઉઠી શકે છે? ૨૨૧–જો ફ્રૌહરો બર વખતે આવે. અને તે વખતે તેઓની ક્રિયા અને આરાધના ન થાય તો તેઓ "આ ઘરમાંથી પોકારતાં"જ જાય ૨૨૧.



# જરથોશ્તી ધર્મની નજરે અહુરમજદ, તેની ઉત્પન્ન કરેલી પેદાયશો અને અહુરમજદમાંથી ઉભા થયલાં ફરોહરોનો દરજ્જો અને કાર્યોની સમજણ, તેમજ યુનાની ફીલસુફ પ્લેટોના આઇડીઆઝ "Ideas" સાથે ફરોહરોની સરખામણી.



જરથોશ્તી ધર્મ એક-ઇશ્વરવાદી હોવા છતાં, તે ફકત એખલા એકજ સર્વશક્તિવાન સૃષ્ટિનાં પેદા કરનાર, an Omnipotent Creator of the Universe, અહુરમજદમાં માનતો હોવા છતાં, તેમાં ફરોહરોની આરાધના અવશ્યની કાં ગણાય છે, તે બાબે આ લખાણમાં વિગતે બોલવાની ધારણા રાખવામાં આવી છે. જરથોશ્તી ધર્મમાં અહુરમજદની સાથે સાથે ફરોહરોનો દરજ્જો એકસરખો કાં રાખવામાં આવ્યો છે, ક્રિયાકામોમાં ફરોહરોને ઘણું અગત્યનું સ્થાન કાં આપવામાં આવ્યું છે, તે અને તેવી બીજી અનેક અગત્યની બાબદો આપણે તપાસવાની છે. ફરોહરોની આરાધનાને લીધે અહુરમજદના દરજ્જામાં કાંઇ પણ ફેર પડે છે કે, યાતો તેમાં કાંઇ પણ કમીપણું આવે છે કે, તે પણ આપણે જોવાનું છે, અને તેમ કરતાં ફરોહરો પોતાની જાતમાં શું અને કેવાં છે, કયાંથી ઉત્પન્ન થયાં છે, તે પણ સાથે સાથે તપાસવાનું છે. આ મુખ્ય તપાસ અવસ્તામાંથી અને ખાસ કરીને નામીચી ફ્રવદીંન યશ્તમાંથી લેવાની તજવીજ કરી છે. ત્યાર પછી, આ લખાણનાં બીજા ભાગ તરીકે, ફ્રવદીંન યશ્તમાં આવેલી જુદી જુદી અગત્યની બાબદોની કાંઇક લંબાણથી તપાસ લેવા ધારી છે. તેમાંથી યશ્તના લખનારનું સૃષ્ટિને લગતું તેમજ મીનોઇ બાબદોને લગતું જ્ઞાન કેટલું ઉંડું અને આપનતીરીક છે તે સેહેલથી જોવામાં આવશે એવી આશા છે અને પછી છેલ્લે ફરોહરોની પ્લેટોના "Ideas"ની સાથે અગત્યની સરખામણી કરવા ધારી છે.

## ખુદાને લગતો ખ્યાલ.

જુદા જુદા ધર્મોમાં, જુદી જુદી ફીલસુફીઓમાં, ખુદાને લગતો ખ્યાલ એકસરખો મળતો નથી. આ મૂળ ખ્યાલમાં જુદા જુદા ધર્મો એક-બીજાથી જુદા પડે છે. દરેક ધર્મ પાલનારા પ્રમાણીકપણે માને છે કે તેઓનો ધર્મ સર્વોત્તમ છે, તે માટે આપણે કોઇને દોષ દઇ શકયે નહી. ખાસ કરીને જ્યારે દરેક પુખ્ત થયેલો ધર્મ માણસને નિતીવાન થવાની અને આયંદે ખુદાની તરફ પોતાનું ધ્યાન ધરવાની પ્રેરણા કર્યા કરે છે, ત્યારે દરેક ધર્મ તરફ માનથી જોવાની જરૂરીયાત રહે છે. પણ આટલાંથીજ એક ધર્મની શ્રેષ્ઠતા દેખાતી નથી. અનેક રીતે મહત્વની બાબદોમાં એક ધર્મ બીજા ધર્મથી જુદો પડે છે, એ બાબદ ખુલ્લી હોવા છતાં હાલમાં એવું કહેવામાં આવે છે કે એક ધર્મ બીજા ધર્મોની સાથે દરેક બાબદમાં એક મલતો અને સરખે દરજ્જેનો હોય છે. કારણ એવું જણાવવામાં આવે છે કે આ દુન્યાં ઉપરના એક યા અનેક ફેરાઓમાંથી પસાર થઇને ચોકસ માણસો એવાં સંપુર્ણ થયલાં હોય છે, કે તેઓમાંનાં એક યા અનેક જુદે જુદે વખતે દુન્યાં ઉપરનાં ધર્મો બરપા કરે છે, અને આ કારણને લીધે બધા ધર્મો એક બીજા સાથે પોતાની જાતમાં એક સરખાજ હોય છે. પણ ધર્મોનો અભ્યાસ એક પ્રમાણીક માણસને આવા વિચાર ઉપર લઇ જઇ શકતો નથી, તે ખુદ ધર્મોની તવારીખ તેમજ અભ્યાસ પરથી પુરવાર થાય છે. આપણે માની શકયે છીએ કે નીતિની બાબદમાં, જેને આપણે સાધારણ રીતે "morality" કરી કહયે છીએ, તેવી બાબદમાં ધર્મો ઘણાખરા એક સરખા હોય છે. પણ ફકત નીતિ તેજ ધર્મ નથી. ધર્મની અંદર નીતિનાં શિક્ષણો ઉપરાંત, ખુદાતાલા, યજદ અમેશાઓ, ફરોહરો વગેરે મીનોઇ યાને સ્પીરીચ્યુઅલ હસ્તિઓની વાત આવે છે, કે જે આપણે નીતિને લગતાં શિક્ષણોમાંથી મેલવી શકતા નથી. આ કારણને લીધે જ્યાંપણ દરેક ધર્મ એક સરખો છે એવું જણાવીને પછી વિગતમાં ઉતરતાં પોતપોતાનાં જુદાં જુદાં ખાસ શિક્ષણો ફેલાવવાની તજવીજ કરવામાં આવે છે, ત્યાં તેવી બાબદો ઉપર સંભાળથી વિચાર કરવાનો છે. ધર્મોનો 'કમપેરેટીવ' અભ્યાસ કરવા વગર,

જુદા જુદા ધર્મોની જુદી જુદી ફીલસુફીઓ ઉપર શાંત મને વિચાર કરવા વગર કોઇપણ બાબદ માની લેવી જોઇતી નથી. અશો જરથુસ્ત્ર પોતે પવિત્ર ગાથાના હા. ૩૦ નાં બીજા ફકરામાં કહે છે કે "મારી ઉત્તમ નસીહતોને તમારા કાને સાંભળો તથા રોશન વિચાર શક્તિથી તે ઉપર દર્યાફ્ત કરો, કારણ કે દરેક જનને પોતાને માટે પસંદગીનો એતેકાદ હોવો જોઇએ." પણ આ બાબદમાં જરથોસ્તીઓએ હમેશાં ધ્યાનમાં રાખવાનું છે કે જ્યારે ઉપર જણાવેલા જેવા સાહેબોનાં કહેવા મુજબ પુખ્ત થયલાં માણસો યાને Masters તરફથી તેઓને ચોકસ શિક્ષણો મળેલાં છે, ત્યારે અશો જરથોસ્ત પોતે તો એવો સર્વથી ચઢયાતો દાવો કરે છે, કે તેવણને ખુદ પેદા કરનાર અહુરમજદ તરફથી જ્ઞાન મળ્યું છે. અહુનવધતી ગાથાવાલા હા. ૩૧ નાં ત્રીજા ફકરામાં પેગમબર સાહેબ કહે છે કે "હમુને જાણવાને માટે, અએ અહુરમજદ! તારાં મોહડાંની જબાનથી (યાને તું પોતે) તું કહે, જેથી સઘળા માણસોને હું દીન ઉપર યકીન રાખનાર કરૂં." હા. ૩૧ નાં પાંચમાં ફકરામાં અશો જરથોસ્ત કહે છે કે "અએ અહુરમજદ! જે કાંઇ નહી થશે અથવા જે કાંઇ થશે" (તે બાબે તું મને વાકેફ કર). હા. ૩૩ નાં સાતમાં ફકરામાં અશો જરથોસ્ત કહે છે કે "તું પોતે, અએ અહુરમજદ! મારી આગળ આવ, તથા...જે કાંઇ સઉથી સરસ હોય તે મને તું શિખવ." આવી મતલબનાં અનેક દાખલાઓ આપણને પવિત્ર ગાથામાંથી મળે છે. તે ખુલ્લું દેખાડે છે કે પેગામ્બર સાહેબની દીન દુન્યાના તમામ માણસોને માટે છે, કારણ કે અહુરમજદ તરફથી તે દીન તેવણને મળેલી છે. તમામ અપસ્તા એક મતે જણાવે છે કે જરથોસ્તી દીન તે અહુરમજદી દીન છે, અને આ પ્રમાણે દરેક જરથોસ્તી દહાડામાં અનેકવાર કુસ્તીનું પવિત્ર ભણતર ભણતાં એકરાર કરે છે. તે કબુલ કરે છે કે "ભલી માજદયસ્ની દીન...સઉથી મોટી, સઉથી સરસ તથા સઉથી શ્રેષ્ઠ છે. તે હોરમજદી જરથોસ્તી છે." છતાં, કેટલું અજબ જેવું છે કે કેટલાક જરથોસ્તીઓ પોતાની દીન ઉપર સંપુર્ણ એતેકાદ ન રાખતાં બીજી તરફ ખેંચાય છે! દરેક ધર્મ અને દરેક ફીલસુફીનો અભ્યાસ કરવો એ એક વાત છે, પણ પોતાના ધર્મ ઉપર સંપુર્ણ એતેકાદ ન રાખતાં બીજી તરફ શ્રદ્ધા ધરાવવી એ જુદીજ વાત છે. શીખેલા ભણેલા અને ચારિત્રવાલા જરથોસ્તીઓ એમ કાં કરે છે, તે બાબે વિચાર કરતાં જણાય છે કે જ્યારે

તેઓએ જરથોસ્તી ધર્મનો ખાસ અભ્યાસ કીધો નથી, ત્યારે બીજે કે મજેહનું મજેહનું બોલવામાં આવે છે, ગલ્યું ગલ્યું પીરસવામાં આવે છે, ત્યારે પોતાના ધર્મનાં અભ્યાસની ગેરહાજરીમાં તેઓ એક બાજુ ઘસડાઇ જાય છે, અને એવું માનતા થાય છે કે જરથોસ્તી ધર્મમાં તો આવું આવું કાંઇ દેખાતું નથી! આપણે કહીશું કે આ ફક્ત આપણી ધર્મ સંબંધી અજ્ઞાનતાનુંજ પરિણામ માત્ર છે. જરથોશ્તીઓ માટે કહેવામાં આવ્યું છે કે તેઓ જ્ઞાનનાં એટલા તલબગાર હોય છે કે જો જ્ઞાન આસમાન ઉપરનાં પવીંન સેતારા ઉપર પણ હતે તો પણ તેઓ તેને ત્યાંથી નીચે લાવતે. એ ખરૂં છે. ખચીતજ એક જરથોસ્તી જ્ઞાન અને અશોઇનો તલબગાર છે. અશો જરથુશ્ત્ર ગાથામાં કહી ગયા છે કે "અએ અહુરમજ્દ! વોહુમન અને અષની મારફતે હું તને કયારે પોહચું?" ત્યારે જ્ઞાન જ્યાંથી પણ મળે ત્યાંથી લેવું, પણ સાથે સાથે જોવાની કાળજી રાખવી કે તે જ્ઞાન જરથોશ્તી જ્ઞાન સાથે કયાં મલે છે, કેટલે દરજ્જે મલતું થાય છે. પણ જ્યાંસુધી આપણ જરથોશ્તીઓ જરથોશ્તી ધર્મનું કાંઇ પણ જ્ઞાન લેવાની કાળજી રાખીશું નહી, ત્યાંસુધી એવીજ રીતે આપણે ઘસડાયા કરીશું એ નક્કીજ છે. ધ્યાનમાં રાખવાનું છે કે બે ઘરનો પરોહણો ભુખ્યોજ રહે છે.

## અહુરમજ્દ એખલો એકજ સર્વશક્તિવાન પેદા કરનાર ખુદા.
## A Personal God, Creator of the Universe.

પવિત્ર ગાથાવાલા હા. ૨૮ નાં ત્રીજા ફકરામાં અશો જરથુશ્ત્ર અહુરમજ્દની સર્વોપરિ હાલત દર્શાવતાં કહે છે કે "જેની પુર્વે કોઇ નહી એવા અ-પઉિરવીમ, અપુર્વ, અહુરમજ્દને, તથા અષ તથા વોહુમનો તમુને હું કીર્તીનાં ગાયન ગાઉં." તેજણ સાહેબ ગાથાવાલા હા. ૪૪ નાં સાતમાં ફકરામાં અહુરમજ્દને 'વીસ્પનામ દાતારેમ્' યાને તમામોને પેદા કરનાર તરિકે ખુલ્લી રીતે જણાવે છે. એવા અનેક ફકરાઓ ગાથામાં તેમજ અવસ્તામાં અહુરમજ્દનું સર્વોપરિપણું દેખાડે છે. એવીજ રીતે પહેલવી, પાઝંદ, ફારસી વગેરેનાં લખનારાઓ અહુરમજ્દને સર્વોપરિ જણાવી ગયા છે. અવસ્તા તેને 'દધ્વાઓ' યાને પેદા કરનાર તરિકે અને બીજાં લખાણો તેને દાતાર, દાદાર, પેદા કરનાર ખુદા તરીકે ઓલખી ગયાં છે.

## અહુરમજ્દ એક વ્યકિત, એક Person.

આ Person શબ્દ ઉપર અનેક ચુંઠણું પાડવામાં આવે છે. તેમ કરીને ધર્મ અને ફીલસુફીની બેખબરી દેખાડવામાં આવે છે. ગંભીરાઇથી પુછવામાં આવ્યું છે કે શું જરથોસ્તી ખુદા હાથ, પગ, મોહડું, માથું વગેરે ધરાવતો એક anthropomorphic ખુદા છે? તે સૃષ્ટિમાં ક્યાં રહે છે? શું આસમાન ઉપર યા પાતાળમાં રહે છે? શું તે સૃષ્ટિની બાહર કેડે રહે છે? આવા સવાલો જરથોસ્તી ધર્મની ફીલસુફી તેમજ a Person એ શબ્દની ખરી વ્યાખ્યા બાબે અજ્ઞાનતા દેખાડે છે. 'Person' એટલે એવી એક વ્યક્તિ, કે જે પોતાનું ખાસ individual અસ્તિત્વ ધરાવે છે, અને તેને તેવીજ હાલતમાં હમેશાં સુધી જાલવી રાખી શકે છે. આપણે એવું કહેવા માંગ્યે છીએ કે અહુરમજ્દ સર્વવ્યાપક છે, તે સૃષ્ટિની રજેરજમાં તેમજ દરેક માણસમાં વ્યાપી રહેલો છે, છતાં તે પોતાની હસ્તિ તેની અસલ અખંડતામાં જાલવી રહયો છે.

## Person શબ્દની વ્યાખ્યા.

એનસાઇકલોપિડયા બ્રિતાનીકાની અગ્યારમી આવૃત્તિનાં ૨૧ માં વાલમનાં ૨૫૫ માં પાના ઉપર person શબ્દની વ્યાખ્યા નીચે મુજબ આપી છે: The natural sense of the word "person" *as used in theology* is undoubtedly individuality.

આવી રીતની individuality યા personality હમેશાં અખંડતામાં જાલવી રાખનારો અહુરમજ્દ સૃષ્ટિની બાહર નથી, તે સૃષ્ટિનાં આ કે પેલા ભાગમાં, આ માણસમાં કે પેલા માણસમાંજ વસ્તો નથી, પણ તમામે તમામમાં ભેલાઇ રહયો છે અને તમામોનું રક્ષણ કરી રહયો છે. હોરમજ્દ યશ્તમાં અહુરમજ્દને અવિ-તન્યો યાને સર્વવ્યાપક કહયો છે. સૃષ્ટિને પોષણ કરવાનાં, તેને પોતાની તરફ આગલ અને આગલ વધારવાનાં કામમાં ચાલુ મદદ કરી રહયો છે, તેમજ બીજી પેદાયશો, બીજી સૃષ્ટિઓને અને બીજી હસ્તિઓને બનાવવાનું કામ ચાલુ અને ચાલુ કરી રહ્યો છે તે બાબે આગલ ચાલતાં જોઇશું.

## અહુરમજ્દ પેદા કરનાર એટલે Creator.

જેમ 'Person' શબ્દની ઉપર, એક Personal God, ની ઉપર

ચુંઠણા પાડવામાં આવે છે, તેવીજ રીતે Creator એટલે પેદા કરનાર શબ્દ ઉપર પણ તેવાંજ ચુંઠણા પાડવામાં આવે છે. જે સાહેબો ચોક્સ હિંદુ ફીલસુફીમાં તેમજ થીયોસોફીની આ બાબદની ફીલસુફીમાં માને છે, કે જે ફીલસુફીઓ સૃષ્ટિનાં પહેલ્લાં અસલ મુળને પેદા કરનાર Creator તરીકે ઓલખતી નથી, તેવા કોઇક સાહેબો જરથોસ્તી અહુરમજ્દને પેદા કરનાર તરીકે યાને દધ્વાઓ, દાતાર યા દાદાર તરીકે ગણવાનું ખોટું ગણે છે! પણ તેઓ ભુલી જતા લાગે છે કે હિંદુ શાસ્ત્રોમાં જે છ મોટી ફીલસુફીઓ આવેલી છે તેમાં સૃષ્ટિનાં પ્રથમ મૂળને જુદી જુદી રીતે સમજાવવામાં આવે છે. તેમાં આપણે અત્રે ઉતરીશું નહી. પણ મહુંમ વિદ્વાન એરવદ શેહરયારજી દા. ભરૂચાની નામીચી રિસ્તીસ્તાનનાં બીજા ભાગનાં પાના ૨૯૩ અને ૨૯૪ ઉપર નજર નાંખવા જણાવીશું. વલી જુદી જુદી અને એકેકથી ઉલટી જતી હિંદુ ફીલસુફીઓનો કાંઇક સહેજ વધુ ખ્યાલ લેવાને માટે F. Harold Smith D. D. નામના શખસે લખેલી Outline of Hinduism નામની ચોપડી વાંચવાની ભલામણ કરીશું. તેજ પ્રમાણે હિંદુ ફીલસુફીઓનો અભ્યાસ કરવાને માટે જાણીતા વિદ્વાન રામાનંદ ચેતરજી તરફથી પ્રગટ થતાં મોદર્ન રિવ્યુનાં જુન ૧૯૩૩ નાં અંકમાં આવેલો Scientific Study of Religion નામનો વિષય જે ઉમેશચંદ્ર ભટાચાર્જી એમ. એ., બી. એલ. તરફથી લખાયો છે, તે પણ વાંચવો જરૂરનો છે. આ ફીલસુફીઓનું ટુંક વર્ણન જતિન્દ્ર મોહન ચેતરજી એમ. એ. ની The Ethical Conception of the Gathas નામની ચોપડીનાં પાના ૨૨૩ થી ૨૨૬ ઉપર આવ્યું છે, તે પણ વાચવા લાયક છે. ત્યાં ચેતરજી જણાવે છે કે, બ્રહ્મસુત્રાની શરેહ કરનાર ફક્ત એખલો શંકરજ છે, કે જે શંકરની ફીલસુફી અ-દ્વૈત ફીલસુફી તરીકે, pure monism તરીકે ઓલખાય છે, એ વાત ખોટી છે. તે કહે છે કે the apprehension is due to an ignorant misconception about Vedanta, that *viz.* Sankara's interpretation is the only interpretation of the Brahma Sutras. As a matter of fact, the number of commentaries on the Brahma Sutra is larger than on any other philosophical treatise.

હિંન્દુસ્તાનનાં વિશ્વ વિખ્યાત કવી રબીન્દ્રનાથ તાગોર પોતાની Religion of Man નામની ફીલસુફીભરી કેતાબનાં પાંચમાં પ્રકરણમાં નીચે મુજબ કહે છે:

"There can hardly be any question that Zarathushtra was the first man we know who gave a definitely moral character and direction to religion and at the same time preached the doctrine of monotheism which offered an eternal foundation of reality to goodness as an ideal of perfection" યાને કે તમામ માણસોમાં ફકત જરથુશ્ત્રએ પહેલવહેલાં એક ઇશ્વરવાદનું શિક્ષણ આપ્યું, વગેરે. આગળ ચાલતાં પોતે એક ઇશ્વરવાદમાં માને છે, તેમજ ખુદાને પેદા કરનાર Creator તરીકેજ માને છે, તે બાબે મક્કમતાથી બોલતાં રબીન્દ્રનાથ નીચે મુજબ કહે છે: Let me assert my faith by saying that this world, consisting of what we call animate and inanimate things, has found its culmination in man, its best expression. Man, *as a creation,* represents the *Creator*, and this is why... man realizes in his *individual* spirit a union with a spirit that is everywhere, યાને કે હું મક્કમતાથી મારી માન્યતા જણાવું છું કે...માણસ **પેદા થયલું** છે અને તેનો **પેદા કરનાર** ખુદા છે....અને માણસ જ્યારે આયંદે પોતાના પેદા કરનાર સાથે union યાને અતલગનાં ઘાડા સંબંધમાં આવે છે, ત્યારે પણ તે પોતાની ખાસ individual હસ્તિ જાલવી રાખી શકે છે. જે જરથોશ્તીઓ પોતાના ધર્મનાં અભ્યાસની ગેરહાજરીમાં બીજે ઠેકાણેથી સાંભલેલી શંકરની અદ્વઇત ફીલસુફીજ સર્વથી ચઢયાતી છે એમ વગર વિચારે માની લે છે, તેઓને માટે રબીન્દ્રનાથ તાગોરના શબ્દો ધ્યાન પોંહચાડવા લાયકનાં છે.

રબીન્દ્રનાથની ઉપલી ચોપડીની ઉપર પ્રોફેસર સરોજ કુમાર દાસ નામના વિદ્વાને એપ્રિલ ૧૯૩૪નાં મોદર્ન રિવ્યુનાં ૩૯૦ માં પાના ઉપર Rabindranath Tagore and the Religion of Man એવાં મથાળાં હેઠળ એક વિષય લખ્યો છે તે પણ વાંચવાની ભલામણ થઇ શકે છે.

## નામીચી ભગવદ્ ગીતા.

આપણે આગળ કહી ગયા કે હિંદુ ધર્મ-શાસ્ત્રોમાં અસલ મૂળ યાને ખુદા બાબે જુદા જુદા વિચારો જણાવ્યા છે. તેમાં જેમ એક અ-વ્યકત impersonal ખુદાની તેમજ એક વ્યકિતગત personal ખુદાની વાત પણ આવે છે. એવીજ રીતે નામીચી ભગવદ્ ગીતામાં પણ ખુદા બાબે જુદા જુદા વિચારો આવ્યા છે. પણ હાલમાં કોઇક ઠેકાણેથી એવું જણાવવાની તજવીજ કરવામાં આવે છે કે ભગવદ્ ગીતા ફકત એકજ જાતના અ-વ્યકત impersonal ખુદાની વાત કરે છે, અને તેમાં જો એક વ્યકિતગત personal ખુદાની વાત આવે છે, તો તે ફકત એટલાજ કારણ સર હોય છે, કે **ભકિત માર્ગ**વાળા યાને ભકિત મારફતે ખુદાને પોહચવાની આર્જુ રાખનારાઓને એક વ્યકિતગત personal ખુદાની હસ્તિની એક અનિવાર્ય જરૂરીયાત હોય છે. આવી રીતની એક સમજણ આપવામાં આવે છે. પણ આપણે જે જોવાનું છે તે એ કે ભગવદ્ ગીતા સામટી રીતે in a general sense એક personal ખુદામાં માનવા તરફ વધુ ઢળે છે કે કેમ. હિંદુ શાસ્ત્રોમાં જ્ઞાન માર્ગ, ભકિત માર્ગ, અને કર્મ માર્ગ એવા ત્રણ મોટા માર્ગો દેખાડયા છે. તેમાં **જ્ઞાન માર્ગ** મારફતે એક impersonal ખુદાને પોહચવાની વાત આવે છે, જેમાં દરેક માણુસનો આત્મા, self, આયંદે પેલા અ-વ્યકત impersonal આત્મા-the impersonal self-માં મળી જાય છે, merge થઇ જાય છે, એવી રીતે કે તે બે વચ્ચે તે વખતે કાંઇ પણ ફરક રહેતો નથી, અને એક છુટો આત્મા તે વખતે પોતાની જુદી વ્યકિત તરિકેની હાલત ખોઇ દે છે. આ જાતની ફીલસુફી શંકરની ફીલસુફી તરીકે ઓલખાય છે, એમ આપણે જોઇ ગયા છીએ. હવે ભક્તિ માર્ગમાં એક માણુસનો આત્મા, self આયંદે એક વ્યકિતગત personal self તરફ ખેંચાય છે. એવા Personal God ની સાથ આયંદે મલવામાં તે છુટો આત્મા, self, પોતાનું અસ્તિત્વ ખોઇ દેતો હોય એમ જણાતું નથી. જરથોસ્તી ધર્મમાં માણુસની જે આયંદેની હાલત જણાવી છે, તેની સાથે ઉપલી ભકિત માર્ગની બાબદ એક મલતી થતી જણાય છે. પણ તે બાબે આપણે આગલ ચાલતાં કાંઇક જોઇશું. ભગવદ્ ગીતાની વાત પાછી હાથ ધરતાં આપણે કહયે કે વિદ્વાનોનાં મત

પ્રમાણે આગલ થઇ ગયલા બધા વાદો અને બધી ફીલસુફીઓની વાત ભગવદ્ ગીતામાં ટુંકમાં સમાયલી દેખાય છે. પણ તે બધામાં એક વ્યકિતગત ખુદા Personal God ની વાત પણ સ્પષ્ટપણે દેખાઇ આવે છે. કાંઇ નહી તો, એટલું તો ખરૂં છે કે જેમ કોઇક ઠેકાણેથી બોલવામાં આવે છે તેમ ભગવદ્ ગીતા ફકત શંકરની ફીલસુફીમાં જણાવેલું અખ્વઇત મત Pure or Absolute Monism શીખાડવાને માટેજ લખવામાં આવી નથી. આવી ગુંચવણથી ભરેલી બાબદ સમજવાને માટે, યાને ભગવદ્ ગીતામાં આવેલી બાબદનો સંભાળથી ઉકેળ કરવાને માટે હિંદુ તેમજ બીજા વિદ્વાનો શું કહે છે તેનો અભ્યાસ થવો ઘટે છે. "કલ્યાન કલ્પતરૂ" નામનું એક જાણીતું ચોપાન્યું તેના અધીપતી મી૰ સી. એલ. ગોસ્વામી એમ. એ. તરફથી ગોરખપુર ખાતેથી અંગ્રેજીમાં પ્રગટ કરવામાં આવે છે. તેના જાનેવારી ૧૯૩૫ નાં "ગીતા નંબર" ના અંકમાં હિંદુ તેમજ બીજા વિદ્વાનો તરફથી ભગવદ્ ગીતા ઉપર લખાયલા વિષયોનો ખાસ અભ્યાસ કરવાની જરૂર રહે છે. તે ગીતા અંકમાં સડસઠ જુદા જુદા લખનારાઓએ ગીતા ઉપર લખ્યું છે. એક વિષય Devotion to a Personal God એવે નામનો છે, તે વાંચવાની જરૂર રહે છે. એક બીજો વિષય The Gita as a manual of Hindu Eclecticism એવે નામનો પ્રોફેસર ફીરોઝ કાવસજી દાવર એમ. એ., એલ. એલ. બી. તરફથી લખાયો છે. પ્રોફેસર દાવર કહે છે કે But the Gita further gives us a Personal God who lives and moves and has His being in our hearts as well as in the Universe. This God becomes all the more intimate with his Hindu worshippers when identified with the great and lovable personality of Sri Krishna. As Mr. Howells observes in the "Soul of India," the Supreme Being of the Gita is not merely the abstract Absolute of the Vedānta, nor even the anthropomorphic tyrant of popular faith, but a God who can be loved, known and adored. આ પ્રમાણે પ્રોફેસર દાવર કહે છે કે ભગવદ્ ગીતામાં આપણને Personal God એક ખુદા યાને એક વ્યકિત

તરીકે મલે છે. એક બીજો અગત્યનો વિષય What the Gita has meant to me એવે નામનો ડૉ૦ એરચ જે. એસ. તારાપોરવાલા બી. એ., પી. એચ. ડી. એ લખ્યો છે. તેવણુના વિચાર મુજબ ભગવદ્ ગીતા અને જરથુશ્ત્રનાં ગાથા બંધે એક સરખો પેગામ દુન્યાનાં લોકોને આપે છે. તેવણુ કહે છે કે I cannot describe my joy when I discovered that the message of the scriptures which were my own by right of racial heritage was exactly the same as that of the Gita... ..The Gita has given me the profound joy of knowing that the message of Zarathushtra is the same that I had held sacred so long......In fact I found that I could quote a parallel to every verse of the Gāthās from the Gita. ડૉ૦ તારાપોરવાલા જેવા એક ચુસ્ત થીયોસોફીસ્ટ કહે છે કે ગીતાનો પેગામ જરથુસ્ત્રનાં પેગામના જેવોજ છે. હવે જો આપણે માન્યે છીએ તેમ જરથુસ્ત્ર ગીતાના જમાનાની ઘણી આગમજ થઇ ગયા તો પછી ગીતાની અંદર પણ જરથુસ્ત્રએ કહેલી વાતો આવી છે. એમ જોતાં આપણુને વાસ્તવિક ખુશાળી લાગે છે. ગીતાના જમાના બાબે ઘણો મતફેર રહયો છે. તે બાબે ઉપર જણાવેલા "કલ્યાન કલ્પતરૂ"નાં ગીતા અંકમાં The Age of the Gita and Allied Topics એવે નામનો એક વિષય મી૦ સી. વી. વઇદય એમ. એ., એલએલ. બી. એ લખ્યો છે તે ઉપર ધ્યાન ખેંચું છું. મી. વઇદય ગીતાના જમાનાને ૩૧૦૨ બી. સી. યાને આજથી ૫૦૩૮ વરસો ઉપર મુકે છે. આપણા કેટલાક અભ્યાસીઓ જુદી જુદી ગણત્રીએ આજથી નજદીક ૧૦,૦૦૦ (દસ હજાર) વરસો ઉપર જરથોસ્તનાં જમાનાને મુકે છે.

ડૉ૦ તારાપોરવાલા વધુ કહે છે કે જરથુસ્ત્રનાં ગાથાની દરેક કલી ગીતાની કલીઓ સાથે સરખાવી શકાય. તેવા વિચારને મજબુત ટેકો આપનારાં એક બીજા લખાણ ઉપર ધ્યાન ખેંચું છું. કે. આર. કામા ઓરયન્ટલ ઇનસ્ટીટયુટનાં નં. ૨૭ વાળાં સને ૧૯૩૫ નાં જર્નલમાં જયનાથ પતિ નામના વિદ્વાન પંડીતે Zarathushtra or Yudhisthira—which is the Copy? એવે નામનો વિષય લખ્યો છે તે

અતિ અગત્યનો છે. જયનાથ પતિએ જરથુસ્ત્રનાં ગાથામાંથી ફકરાઓ લઇને ગીતામાં આવેલા તેવીજ મતલબનાં ફકરાઓ પાસે પાસે મુકીને સરખામણી કીધી છે. તેમજ વળી આ બંધે જાતનાં ફકરાઓની મતલબથી વેદમાં મલતા ફકરાઓ કેટલા બધા જુદા અને ઉલતા છે, તે પણ સાથે સાથે દેખાડયું છે. ભગવદ્ ગીતાના સાધારણ અભ્યાસીને પણ જણાય છે કે ગીતાની અંદર વેદને ઇશ્વર–પ્રેરિત ગણવાની સામે ટિકા કરવામાં આવ્યા છે. દાખલા તરીકે, ગીતા, ૨, ૪૨ ની અંદર શ્રી કૃષ્ણ કહે છે "Flowery speech is uttered by the foolish rejoicing in the letter of the Vedas to Partha, saying, 'There is naught but this'." (મહુંમ વિદ્વાન બાઇ મીસીસ બીસાન્તનો તરજુમો). જયનાથ પતિ ઉપલા ગીતા ૨, ૪૫ નો તરજુમો પોતાના ઉપલા વિષયમાં નીચે મુજબ આપે છે :—"(As a matter of fact) the Vedas are materialistic, dealing with objects connected with the three gunas (active, slothful and balanced states of the mind). You should be a three-gunaik, (a non-Vedic), O Arjuna!" આવી રીતે ઉપલા ૪૨ માં ફકરામાં શ્રીકૃષ્ણ પારથાને યાને અરજુનને કહે છે કે "મુરખ લોકો ફકત વેદનાં શબ્દોમાં મોજ લે છે પણ તેની સ્પીરીત, તેનાં રહસ્યમાં ઉતરતા નથી. તેઓ કહે છે કે હમો જણાવ્યે છીએ તેજ ખરૂં છે." તેમજ ગીતા ૨, નાં ૪૫માં ફકરામાં જયનાથ પતિનાં તર્જુમા પ્રમાણે શ્રી કૃષ્ણ કહે છે કે "વેદનાં લખાણો materialistic ફક્ત પદાર્થને લગતાં અને ત્રણ ગુણોવાળી હાલત દર્શાવતી બાબદો માટેનાંજ છે. ઓ અર્જુન! તારે આ ત્રણ ગુણોની ઉપરાંતનો યાને non-Vedic થવું જોઇએ".

આપણે ઉપર પ્રમાણે લંબાણથી બોલ્યા છીએ, તેનું એક કારણ એ છે કે કેટલેક ઠેકાણેથી એવું સમજાવવામાં આવે છે કે વેદ, ઉપનિષદ, ભગવદ્ ગીતા વિગેરેમાં બધી એક સરખી બાબદ આવી છે. જેમ વેદને ઇશ્વર પ્રેરિત ગણ્યો છે, તેમ બીજા લખાણોને પણ ઇશ્વર પ્રેરિત ગણીને તે સર્વ લખાણોને ગીતા સાથે દરેક બાબદમાં–એક મલતાં દેખાડવાની તજવીજ થાય છે. પણ આપણે જોયું છે કે ભગવદ્ ગીતામાં વેદની

બાબદોને પોતાથી કાંઇક જુદા પ્રકારની ગણી છે. આ બાબદ આપણાં જરથોસ્તીઓ હમેશાં લક્ષમાં રાખે અને અભ્યાસ કરતાં થાય એવું આપણે ઇચ્છીશું. બીજું એક કારણ આ છે કે બાહરની જુદી ફીલસુફીથી દોરવાઇ ગએલા આપણા કેટલાક જરથોસ્તીઓ એવું માને છે કે આપણા ધર્મમાં એક વ્યક્તિગત ખુદાની, એક Personal God, Creator of the Universe ની જે વાત આવી છે, તે તેઓના વિચાર પ્રમાણે ઉતરતા પ્રકારની વાત છે. તેઓને તો જરથોસ્તી ધર્મમાંથી એક અવ્યક્ત, એક impersonal God ખુદાની શોધ કરવાની રહી છે, કે જેથી જે ફીલસુફીમાં તેઓ માને છે, તેની બરાબરનો જરથોસ્તી ધર્મ થઇ રહે! આ કારણે તેઓને એક Abstract Absolute Impersonal ખુદાની શોધમાં નીકળવું પડે છે!!

## જરથોસ્તી ધર્મમાં બે ખુદાની શોધ! મીનોઆન મીનો.

જરથોસ્તી ધર્મમાંથી એક abstract impersonal અ-વ્યક્ત ખુદાની શોધ કરતાં કોઇક સાહેબોને આપણા લખાણોમાંથી "મીનોઆન્ મીનો" એવો એક શબ્દ મલ્યો. તેઓએ ધાર્યું કે આ શબ્દમાં તેઓએ મનમાં ધારી રાખેલો ખરો ખુદા મલ્યો! એટલે કે આપણો અહુરમજ્દ જે એક personal ખુદા છે, તેની ઉપરનો એક impersonal ખુદા તેઓને મલી રહયો. કહેવાતી સચ્ચાઇની શોધમાં નીકલેલા માણસોને બાજે વખત ગમે તે શોધી કહાડવું પડે છે! કારણ એ છે કે જે એક fixed idea યાને એક વિચાર આપણે મક્કમપણે ધારી રાખેલો હોય છે, તેની હસ્તિ ન હોવા છતાં તે આપણી નજર સનમુખ દેખાયા કરે છે! કાંઇ નવી શોધ કરવાની ઉલતમાં જરથોસ્તી ધર્મે કલ્પેલું નહી એવું કાંઇક પોતાની મતલબસરનું શોધી કહાડવાની હદ બાહરની ઉલતમાં, આ સાહેબો ભુલી જાય છે કે "મીનોઆન્ મીનો" શબ્દ તો અહુરમજ્દને પોતાને એક વિશેષણ તરીકે, એક adjective તરીકે, લગાડયો છે! યાને અહુરમજ્દ પોતે 'મીનોઆન્ મીનો' છે. આ 'મીનોઆન્ મીનો' અહુરમજ્દની ઉપરનો તેનાથી ચઢયાતો કોઇ વધુ મહત્વવાળો ખુદા નથી. આ સાહેબો ભુલી જવા માંગે છે કે ગાથામાં તો આપણો અહુરમજ્દ અ-પઉરવીમ્, અપુર્વ, જેની ઉપર બીજો કોઇ નહી એવો, સર્વોત્તમ ખુદા છે. ત્યારે 'મીનોઆન્ મીનો' શું છે તેની સમજ લઇએ. 'મીનોઆન્ મીનો' એટલે

મજ્દ અમેશા જેવી જે અદ્રશ્ય અને મીનો વ્યક્તિઓ છે તેઓને પોતાને માટે પણ અહુરમજ્દ અદ્રશ્ય છે. ખુદાતાલાને કોઇપણ સંપુર્ણ રીતે જોઇ યા પીછાણી શકતો નથી તે બાબદ જણાવવાને માટે અહુરમજ્દને પોતાને મીનોઆન મીનો યાને તમામ અનદિઠોમાં અનદિઠ એવો શબ્દ લગાડયો છે. તેની બીજી મતલબ એવી દીસે છે કે જેમ બીજે ઠેકાણે એક impersonal અ-વ્યક્ત ખુદાને કોઇક વાર માણસનું યા બીજું રૂપ ધારણ કરીને પોતાને પ્રગટ કરતો દેખાડયો છે, તો તેવી વાત જરથોશ્તી ધર્મમાં નથી. એક પહેલવી લખાણમાં આવ્યું છે કે ખુદા કોઇને દેખાતો નથી, અને તેથી કહયું છે કે જો ખુદાને જોવો હોય તો તેણે આ દુન્યાં પરનાં એક અશો માણસને જોવો. મતલબ એ કે સંપુર્ણ અશો અહુરમજ્દનો કાંઇક ભાસ લેવો હોય, તો એક અશો માણસની અશોઇ તરફ જોવું.

## જરથોશ્તી ધર્મમાં ત્રણ ખુદાની શોધ! અહુરામજ્દાની ઉપર મજ્દા, અને મજ્દાની ઉપર અહુર!

આપણા ટોળામાં બીજા એવા સાહેબો છે, કે જેઓ સમજાવે છે કે જેને આપણે અહુરમજ્દ કહયે છીએ તે સર્વોત્તમ દરજ્જેનો ખરો ખુદા નથી, પણ તેની ઉપર એક મજ્દ છે, અને મજ્દની ઉપર વળી એક અહુર છે! ગાથામાં તેમજ અવસ્તામાં એવું મલતું હોય એમ મારા અદના અભ્યાસ પરથી દીસતું નથી. તેમજ બીજા જાણીતા અભ્યાસીઓને પણ તેવું મલતું નથી. આવી રીતે ફકત એક વાતજ કરવામાં આવતી હોય એમ દીસે છે. પણ ગાથાની અંદરનાં તેમજ અવસ્તાનાં કયા ફકરાઓમાંથી આવો ત્રણનો ખ્યાલ નીકળે છે, તેની કાંઇ પણ વિગતે, અને મનમાં ઉતરે તેવી રીતની સમજણ આપવામાં આવતી નથી. કોઇ એક ચોકસ ફીલસુફીમાં આ પ્રમાણે આવ્યું હોય તેથીજ તે વાસ્તવિક અને સંતોષકારક ખુલાસાની ગેરહાજરીમાં માની લેવું અને મનાવવું એ ખરૂં દીસતું નથી. એમાં આપણા ધર્મની બુલંદી સમાતી નથી. આમાંથી એક નહિ ઇચ્છવાજોગ પરિણામ એ આવે છે કે આવી રીતે શરૂઆતમાંજ ખતરો પડવાથી તે ફીલસુફીની બીજી ધ્યાન પુગાડવાજોગ અગત્યની બાબદમાં પણ આપણને સંદેહ પડે છે, અને બીજાઓ તે ફીલસુફી ઉપર ધ્યાન પુગાડતા નથી. તેટલા માટે કાંઇ નહીં તો આટલું તો જરૂરનું છે કે આ

ત્રણ, યાને અહુર, મજ્દ અને અહુરમજ્દ પોતાની જાતમાં એકજ છે, યાતો તેઓ કોઇ એક પ્રથમ મૂળના ત્રણ જુદા પ્રકારો દેખાડે છે, અથવા તો આ ત્રણ એકેકથી જુદા છે, તે બાબદ ફક્ત બોલીનેજ નહી, પણ ગાથા અને અવસ્તામાંથી દાખલા દલીલ સાથે સ્પષ્ટપણે દેખાડવી જોઇએ છે. મતલબ કે અહુરાનું કામ આ પ્રકારનું છે, મજ્દનું કામ જુદા પ્રકારનું છે, અને અહુરામજ્દાનું કામ આ બંધેથી જુદા પ્રકારનું છે, એ બાબદ **અવસ્તામાંથી** સ્પષ્ટ થવી ઘટે છે.

આ બાબદ વાસ્તવીક રીતે અને સ્પષ્ટપણે પુરવાર કરવામાં આવે તેટલાં આપણે એમજ માનીશું કે આપણા આગલા તેમજ હાલના જરથોસ્તીઓ માની ગયા છે તેમ જરથોસ્તી ધર્મ ફક્ત એખલા એકજ પેદા કરનાર સર્વશક્તિવાન ખુદાની વાત કરે છે. તે ખુદા અ–પઉરવીમ્ યાને અપુર્વ છે, તેની ઉપરાંત તેનાથી ચઢયાતો કોઇ ખુદા નથી. હવે આપણે આપણી બાબદમાં આગળ ચાલ્યે.

## અહુરમજ્દે પેદાયશો કેમ પેદા કીધી? કાંઇ ન હતું તેમાંથી પેદાયશોને પેદા કીધી યા તેઓને પોતામાંથી evolve કીધી યાને બાહર કહાડી?

એક અગત્યની પણ ગુંચવણ ભરેલી બાબદમાં અત્રે દાખલ થઇએ છીએ, તેનો નિર્ણય કરવો મારા જેવા અદના અભ્યાસી માટે શકય નથી. પવિત્ર ગાથામાં જરથુસ્ત્ર કહે છે કે અહુરમજ્દ હંમેશાં 'હામો' યાને એકસરખો છે. "યો અહુરા હામો"—હા, ૩૧ ફકરો ૭. તેને 'દધ્વાઓ' દાતાર યાને દાદાર એટલે પેદા કરનાર Creator તરીકે પણ કહ્યો છે. ત્યારે સવાલ ઉભો થાય છે કે અહુરમજ્દ પોતાની પેદાયશોને કેવી રીતે પેદા કરે છે? પેદાયશો થવાની આગમજ અહુરમજ્દ સિવાય તેની બાહર બીજુ કાંઇ પણ હતું નહી. અહુરમજ્દની હસ્તિ સિવાય બીજી કોઇપણ ગેતીની યા મીનોઇની હસ્તિઓ અને પેદાયશો તે વખતે ન હતી. ત્યારે સવાલ થાય છે કે અહુરમજ્દે પેદા કીધું, તે શામાંથી પેદા કીધું? શું જે કાંઇ ન હતું તેમાંથી તેણે પેદા કીધું? આનું બોલવામાં contradiction in terms સમાઇ જાય છે, ઉલતું સુલતું બોલવા જેવું થાય છે! જો તેમ ન હોય તો પછી શું અહુરમજ્દે તે વખતે ખુદ પોતાની અંદરથી કાંઇ બહાર કાહડયું? કાંઇ evolve કીધું? બંધે બાબદમાં ગુચવાડો રહે છે.

## Creation ex nihilo! કાંઈ ન હતું તેમાંથી પેદા કરવાની વાત.

જે સાહેબો Creation ex nihilo યાને શરૂઆતમાં ખુદા સિવાય, તેની બાહર કંઠે કાંઇપણ ન હતું, તેમાંથી ખુદાએ પેદાયશો પેદા કીધી એમ કહે છે, તેઓ એવું કારણ દર્શાવે છે કે જો ખુદા સર્વશક્તિવાન છે, તો પછી તે આવી રીતે પેદા કાં નહી કરી શકે? પણ આ વાત સહેલથી મનમાં ઉતરી શકતી નથી, કારણકે જે ચીજની હસ્તિજ નહી એવી 'નેગેતીવ' હાલતમાંથી, પેદા કરવું એ ન બને એવું અને contradiction in terms જેવું લાગે છે.

## Creation from His own substance!

હવે જે સાહેબો ઉપલી સમજણમાં માનતા નથી, તેઓ એમ સમજાવે છે કે ખુદાએ પોતાની જાતમાંથી યાને ખુદ પોતાની હસ્તિ અને પોતાનાં તત્વ substance માંથી પેદાયશો પેદા કીધી. પેહલી નજરે આ વાત જરા ઠીક લાગે છે, પણ તેમાંથી અનેક સવાલો ઉભા થાય છે. એક જરથોસ્તીને પેહલો વાંધો એવો દેખાય છે, કે આવી રીતે પોતાની જાતમાંથી 'ઇવોલ્વ' કરવાની યાને બાહર કહાડવાની વાત ખરી હોય, તો પછી અહુરમજ્દને 'દધ્વાઓ' અથવા, દાતાર, દાદાર એટલે પેદા કરનાર Creator તરીકે આપણે ગણી શકયે કે કેમ? બીજો સવાલ એવો થાય છે કે જો અહુરમજ્દ પોતાનાં તત્વ substanceમાંથી પેદાયશો બાહર કાહડે છે તો તે વખતે અહુરમજ્દમાં કાંઇ ઓછાપણું આવે છે, કાંઇ તેમાં ખાડો પડે છે કે કેમ? જો તેમ થતું હોય તો પછી પવિત્ર ગાથાના હા ૩૧ નાં સાતમાં ફકરામાં અહુરમજ્દને 'હામો' યાને હમેશાં એક સરખી હાલતનો જણાવ્યો છે, તેવી તેની એક સરખી હાલત તેવે વખતે કાયમ રહે છે કે કેમ? આવા વિચારો ઉપરથી અહુરમજ્દની પોતાના તત્વમાંથી પોતાની જાતમાંથી પેદાયશોને બાહર કાહડવાની યાને evolve કરવાની વાત પણ સહેલથી ધ્યાનમાં ઉતરતી નથી.

## હરમેતીક ફીલસુફી પ્રમાણે પેદા કરવાની વાતની સમજણ.

ત્યારે હવે સવાલ ઉભો થાય છે કે ખુદાએ પેદાયશો કેવી રીતે પેદા કીધી? હરમેતીક ફીલસુફી આ પેદા કરવાની વાતને કોઇક જુદીજ રીતે સમજાવે છે. The Kybalion. A study of Hermetic

Philosophy એવે નામની એક ચોપડી The Three Initiates એવા તખલ્લુસ હેઠળ ત્રણ સાહેબોએ લખીને સને ૧૯૦૮ માં ચીકાગોમાં આવેલી ધી યોગી પબ્લીકેશન સોસાયટી, મેસોનીક તેમ્પલમાંથી પ્રગટ કીધી છે. આ હરમેતીક ફીલસુફીનાં અસલ સ્થાપકને હરમીસ ત્રિસ મેજીસ્તસ, યાને thrice-great તેમજ ધી સ્ક્રાઇબ ઓફ ગોડસ, એવે નામે ઓલખાવ્યો છે. આ લખનારાઓ કહે છે કે તેઓએ 'કાઇબેલ્યન'માં આ ફીલસુફીનું ફક્ત એક ટુંક વૃતાંત આપ્યું છે, તેની ફક્ત એક રૂપરેખા દોરી છે. આ ચોપડીનાં પાંચમાં પ્રકરણમાં પેદાયશો કેમ થઇ તે બાબે નીચલું લખાણ આવ્યું છે: If the Universe exists at all, or seems to exist, it must proceed in some way from The All (God). But as something can never come from nothing, from what could The All have created it? Some philosophers have answered this question by saying that The All created Universe from Itself—that is, from the being and substance of The All. But this will not do, for The All cannot be subtracted from, nor divided, and then again if this be so, would not each particle in the Universe be aware of its being The All—The All could not lose its knowledge of itself nor actually become an atom, or blind force, or lonely living thing. Some men, indeed, realizing that The All is indeed All, and also recognising that they, the men, existed, have jumped to the conclusion that they and The All were identical and they have filled the air with shouts of "I am God," to the amusement of the multitude and the sorrow of sages. The claim of the corpuscle that "I am Man" would be modest in comparison.

ઉપલા ફકરા પરથી જોઇ શકાય છે કે હરમેતીક ફીલસુફી પ્રમાણે ખુદાએ જે કાંઇ ન હતું તેમાંથી કાંઇપણ પેદા કીધું નથી, તેમજ ખુદાએ

પેદાયશોને ખુદ પોતાનાં તત્વમાંથી પણ બાહર કહાડી નથી. આ ઉપરથી દેખાય છે કે હિંદુ અન્વઇત ફીલસુફીમાં આવેલી 'અહંમ્ બ્રહ્માસ્મી' યાને હું બ્રહ્મા છું એવી વાતમાં, તેમજ આ ફીલસુફીને કોઇક રીતે મળતી સુફી ફીલસુફીમાં આવેલી 'અન અલ હક' યાને હું ખુદા છું, એવી 'મનમ ઇજ્દી'ની વાતમાં પણ હરમેતીક ફીલસુફી સમજાવનારાઓ માનવાને માટે મક્કમતાથી ના પાડે છે, એટલુંજ નહી પણ તેને હસી કહાડે છે. હાલમાં જરથોશ્તીઓમાં ઉપર જણાવેલી હીંદુ અન્વઇત ફીલસુફીનો ફેલાવો કરવાની કોશેશો કરવામાં આવે છે અને આપણુ જરથોશ્તીઓ ધર્મ સંબંધીની અજ્ઞાનતામાં તેમજ અન્ય ફીલસુફીઓના કાંઇપણ ખરા ક્રમપેરેતીવ અભ્યાસની ગેરહાજરીમાં જે કાંઇ આપણી સમક્ષ બોલવામાં યા ધરવામાં આવે છે તેને અંગિકાર કરી લઇએ છીએ, અને કદાચ એમ પણ માનતા થઇએ છીએ કે જરથોશ્તી ધર્મમાં તો એવી એવી સારી વાતો (!) સમજાવવામાં આવી નથી ! ત્યારે હરમેતીક ફીલસુફી પેદા કરવાની વાતને કેવી રીતે સમજાવે છે. તે કહે છે કે :

## The universe is a mental creation.

હરમેતીક ફીલસુફી કહે છે કે The Universe, and all it contains, is a mental creation of The All. યાને કે સૃષ્ટિ તેમજ તેમાંની દરેક ચીજ ખુદાનાં મનમાંથી, ખુદાની અક્કલમાંથી, પેદા થયલી છે. આ કેવી રીતે બને છે તે બાબે એક મિસાલ આપવામાં આવી છે. આ લખનારાઓ કહે છે કે Just as men may create a Universe of their own in their mentality so does The All create universes in its own mentality. યાને કે જેમ માણસો પોતાના મનમાંથી પોતપોતાની દુન્યા પેદા કરી શકે છે, તેજ પ્રમાણે ખુદા પોતાનાં મનમાંથી પેદાયશો પેદા કરે છે. આ બાબદ જુદી જુદી રીતે આ લખનારાઓ પુરવાર કરવા માંગે છે, પણ તેમાં આપણે અત્રે ઉતરતા નથી. પછી કહ્યું છે કે :

## The All is One.

ઉપર જણાવ્યા પ્રમાણે The All યાને ખુદા પોતાની મગજ-શકિત mentality માંથી સૃષ્ટિ પેદા કરે છે, છતાં પણ આપણે તે ઉપરથી એમ માની લેવાનું નથી કે આવી રીતે

પેદા કરવાની વખતે ખુદા પોતે જુદી જુદી અસંખ્ય વ્યકિતઓમાં વહેં-ચાઇ જાય છે. આ કારણુને લીધે આ લખનારાઓ જણાવે છે કે The All is One યાને તે હંમેશાં એક સરખી અખંડ હાલતમાં રહે છે, તેમજ તેની પોતાની જાતમાં આ પેદાયશો પેદા કરવાના કારણે કાંઇપણુ કમીપણું યા ઓછાપણું આવી જતું નથી. તેની પોતાની હસ્તિ હમેશાં અખંડ રહે છે, તે હમેશાં એક સરખો રહે છે. પવિત્ર ગાથા પ્રમાણે બોલ્યે તો તે હમેશાં 'હામો' યાને એક સરખી હાલતનો રહે છે. આગલ ચાલતાં આ લખનારાઓ કહે છે કે:

**The All is mind; the Universe is mental—held in the mind of The All.**

યાને ખુદા અને તેનું મન mind બન્ને એકજ છે. સૃષ્ટિ તેનાં મનમાંથી પેદા થયલી છે, અને તેનાં મનની અંદર હમેશાં ઝીલાઇ રહેલી રહે છે. બીજા બોલોમાં ખુદાના મનની બહાર કોઇપણુ ચીજ હોતી નથી, યા રેહતી નથી.

## જરથોશ્તી ધર્મની શહાદત.

ખુદા અને તેની અક્કલ એક બીજાંથી જુદાં નથી, તેઓ બંધે એકજ છે, તે બાબે જરથોશ્તી ધર્મ અજબ જેવી ગવાહી પુરી પાડે છે, કે જે ગવાહી ઉપર આપણું ધ્યાન બરાબર ખેંચાયું હોય એમ લાગતું નથી. વીસપરદનાં ૧૯ માં કર્દાનાં પહેલા ફકરામાં આવ્યું છે કે 'પ્રતુમ્ વીસ્પો વિધ્વાઁઘ્હેમ્ યજમઇદે યીમ્ અહુરેમ મજ્દાંમ્'–એટલે "તમામ જાણુનારી અક્કલને હમો આરાધ્યે છીએ કે જે અહુરમજ્દ પોતે છે." આ અતિ અગત્યનાં ફકરા મુજબ અહુરમજ્દ અને અહુરમજ્દની અક્કલ બધે એકજ છે. હરમેતીક ફીલસુફી પ્રમાણે The All is mind. પછી આ લખનારાઓ કહે છે કે:

**The All is Immanent in its Universe.**

ખુદા પોતાની સૃષ્ટિની અંદરજ વ્યાપી રહેલો છે. જયારે ખુદા પોતાની mentality મગજશકિત યા પોતાનાં mind મનની અંદરથીજ બધું પેદા કરે છે, તેમજ તે પેદાયશોને પોતાના મનની અંદરજ પકડી રાખે છે, ત્યારે ખુલ્લું છે કે ખુદા પોતાની પેદાયશોની અંદરજ પંથરાઇ

રહેલો છે, તેમાંજ વ્યાપી રહ્યો છે. જરથોશ્તી ધર્મ આ બાબે પણ ગવાહી પુરે છે. હોરમજદ યશ્તમાં આવ્યું છે કે અહુરમજદ 'અવિ-તન્યો' છે, તે વિશ્વ-વ્યાપક છે, તે બધે પંથરાઇ રહેલો છે. અહુરમજદ પોતાની પેદાયશોમાં ફ્રેરોહરો રૂપે પંથરાઇ રહેલો છે, તે બાબે વધુ આગલ ચાલતાં જોઇશું. હવે ખુદા પોતાની પેદાયશોમાં વ્યાપી રહ્યો છે, તે માટે આ લખનારાઓ કહે છે કે તે ઉપરથી આપણને લઇ દોડવાનું નથી કે માણસો વિગેરે ખુદાની સાથે એકજ છે યાને એકજ દરજ્જાનાં છે. તેઓ કહે છે કે man may exclaim that "The Spirit of my Creator is inherent within me—and yet I am not He." યાને કે એક માણસ બોલી શકે કે "**પેદા કરનારનો** સ્પીરીત યાને મીનો મારી અંદર વસે છે, પણ તે એમ બોલી ન શકે કે તે કારણે હું પોતે ખુદા છું." માણસોની અંદર પેદા કરનારનો સ્પીરીત વ્યાપી રહ્યો છે, એમ જે કહેવામાં આવ્યું છે, તે સ્પીરીતને જરથોશ્તી ધર્મમાં ફ્રેરોહર કરી કહ્યો છે. ફ્રેરોહરો અહુરમજદનાં પોતાના મીનો, 'સ્પેન્તા મઇન્યુ'માંથી ઉભાં થયાં છે, એમ આપણે આગળ ચાલતાં જોઇશું. ખુદાના સ્પીરીતની બાબદ ઉપર શરેહ કરતાં તે લખનારાઓ કહે છે કે How different this from the shocking half-truth so vociferously announced by certain of the half-wise, who fill the air with their raucous cries of: "I am God." તેઓ કહે છે કે પ્રત્યેક માણસમાં ખુદાનો સ્પીરીત વસે છે એ વાત ખરી છે, પણ તે ઉપરથી જે કેટલાક અર્ધ-ભણેલાઓ પોતાનું માની લીધેલું કમકમાત ઉપજાવનારૂં અર્ધ સત્ય, કે "હું ખુદા છું" એમ બોલીને કંપારી ઉપજાવનારા મોટા સાદે જાણે કે હવાને ભરી નાંખે છે, તે વાત ઘણી ઉલતી અને બેહુંદી છે. બીજા બોલોમાં બોલ્યે તો અધ્વઇત ફીલસુફીમાં માનનારાઓ "અહંમ્ બ્રહ્માસ્મી" યાને હું બ્રહ્મ છું, તેમજ તેવીજ મતલબની સુફી ફીલસુફીમાં માનનારાઓ "અન-અલ-હક" યાને "હું ખુદા છું," એવા 'મનમ-ઇજદી'ના પોકાર કરનારાઓ ઘણા ખોટા છે, એમ હરમેતીક ફીલસુફી જણાવે છે. હરમેતીક ફીલસુફીનાં આ મતને જરથોશ્તી ધર્મનો ટેકો મલે છે. જમ્યાદ યશ્તમાં આવ્યું છે કે "જ્યારે 'યીમ ક્ષએત' એ યાને જમશેદે મગરૂરીમાં જુઠા તથા નારાસ્ત સખુન ઓચર્યો ત્યારે તેનું ખોરેહ તેની આગળથી

જતું રહ્યું....ત્યારે તે દલગીર થઇને ધ્રુજવા લાગ્યો, અને...ગભરાતમાં પડીને જમીન ઉપર પડી ગયો." ગાથાનાં હા. ૩૨ નાં આઠમાં ફકરામાં પણ જમશેદની પડતીનો ઇશારો મલે છે. આ જુદો શબ્દ તે "મનમ-ઇજદી" નો શબ્દ છે. જમશેદે ખુદા હોવાનો દાવો કીધો તેથી તેનું રાજ જતું રહ્યું અને તેની પડતી આવી તે બાબે વલી ફીરદુસી પોતાના અમર શાહનામામાં કહે છે કે 'જમશેદે પોતાના રાજ્યની શરૂઆતમાં સાહસ કામો કીધાં પણ પાછલથી તેનાં મનમાં ગરૂરી આવી અને પોતાની રૈયતને કહ્યું કે જ્યારે તમો જાણો છો તેમ મેં આ બધું કીધું છે, તો તમોએ મને હવે જેહાન આફરીન યાને જેહાનનો પેદા કરનાર તરીકે ગણવો જોઇએ વિગેરે.' મારે જણાવવું જોઇએ કે જમશેદની બાબદ ઘણી ગુંચવાયલી છે, છતાં પણ જમ્યાદ યસ્તનો ફકરો અત્રે ટાંકવાની મતલબ ફકત એટલી છે કે અવસ્તાના લખનારાઓનાં મત મુજબ માણસે પોતાને ખુદા તરીકે જણાવવું યાને 'મનમ ઇજદી' કરવી એ અ-જરથોસ્તી છે, તેજ માત્ર દેખાડવાનું છે. આ બાબદમાં "જમશેદનો અહંકાર," એવાં મથાલા હેઠળ "જરથોસ્તી" નામનાં ચોપાન્યાંનાં યઝદેજરદી સને ૧૨૭૬ નાં ફ્રવદીંન મહિનાનાં અંકમાં આ બાબતને મેં વિગતે જણાવી છે.

હવે હરમેતીક ફીલસુફીની કેતાબમાંથી જે પેદા કરવાની બાબદ આપણે જાણવા માંગી છે તે બાબે છેવટે ટુંકમાં કાંઇક બોલ્યે, અને પછી જરથોસ્તી ધર્મમાં તે બાબે શું આવ્યું છે, તે વિગતે જોઇએ. ખુદા પોતાની પેદાયશો કેમ પેદા કરે છે તે બાબે બોલતાં આપણે શરૂ-આતમાં કહ્યું કે creation out of nothing યાને કે શરૂઆતમાં ખુદા સિવાય કાંઇપણ ન હતું તેમાંથી ખુદાએ પેદા કરવાની વાત આપણા મગજમાં સહેલથી ઉતરી શક્તી નથી. તેજ પ્રમાણે ખુદાએ પોતાની જાતમાંથી પોતાનાં તત્વમાંથી પોતાનાં substance માંથી સૃષ્ટિ બાહર કહાડી યાને પોતામાંથી evolve કીધી એ વાત પણ અનેક કારણોને લીધે આપણે માન્ય રાખી શકતા નથી. તેથી સવાલ એટલોજ રહયો કે ત્યારે સૃષ્ટિ કેમ, કેવી રીતે, પેદા કીધી? આ બાબે હરમેતીક ફીલસુફી કહે છે કે 'The universe is a mental creation of The All' યાને કે ખુદાએ સૃષ્ટિને પોતાની mentality મગજ શક્તિ, પોતાનાં mind મન-માંથી પેદા કીધી, તેમજ તેને પોતાના મનની અંદરજ ધરી રાખી છે. હવે

આ mental creation ની વાતને માટે કાઇબેલ્યોનનાં લખનારાઓ પોતાની ચોપડીમાં લંબાણથી બોલે છે. તેમાંથી અનેક સવાલો ઉત્પન્ન થાય છે, પણ તે બધામાં આપણે જઇ શકતા નથી, કારણ કે તે માટેનો ખાસ અભ્યાસ હોવો જોઇએ. પણ એક બાબદ અત્રે ખુલ્લી કરવી જોઇએ છે, કારણ કે તે આપણી બાબદને માટે અગત્યની છે. સવાલ ઉભો થાય છે કે જો તમામ સૃષ્ટિ માણસો વગેરે ખુદાના મનમાંથી પેદા થયલાં છે, અને તેનાં મનમાંજ ઝીલાઇ રહેલાં છે તો જ્યારે તે સર્વ આયંદે પોતાની નેમેલી ઉંચામાં ઉંચી હાલતે પોંહચશે, ત્યારે તે હાલત કેવી રવેશની હશે? જ્યારે આ ફીલસુફી પ્રમાણે તમામ સૃષ્ટિ હરપલે ખુદાનાં મનની અંદરજ ઝીલાઇ રહેલી છે, તેમાંજ સમાઇ રહેલી છે, તો પેલી આયંદેની ઉંચી હાલત પણ ખુદાના મનની અંદરજ સમાયલી રહેવી જોઇએ એ ખુલ્લું છે. ત્યારે સવાલ રહે છે કે તે છેલ્લી હાલતમાં માણસો કેવી રવેશનાં રહેશે? આ કેતાબમાં કહ્યું છે કે At the end of countless cycles of aeons of time....the Great Work is finished—and All is withdrawn into The All from which it emerged. But mystery of mysteries—the spirit of each soul is not annihilated, but is infinitely expanded—the Created and the Creator are merged. યાને કે "અગણીત જમાનાઓ પસાર થવા પછી, જ્યારે ખુદાનું મોટું કામ પુરૂં થશે, તે વખતે સર્વ પેદાયશો ખુદાની અંદર પાછી ખેંચાઇ જશે. પણ અજાયબીઓની અજાયબી તો એ છે કે તે વખતે પણ દરેક soul=રવાન આખર થઇ જશે નહી, તેની હૈયાતી ખતમ થઇ જશે નહી, પણ તે રવાન અનંત ઉંચી હાલતે પુગેલું હશે. તે વખતે પેદાયશ અને પેદાનો કરનાર સાથે મળી જશે."

## પેદા કરનારની સાથે મલી જવું, એટલે શું?

આ સાથે મલી જવાની યાને ખુદામાં 'merge' થવાની બાબદમાંથી એકદમ કુદકો મારીને એમ નથી માની લેવાનું, કે જેમ અધ્વઇત ફીલસુફીમાં આવ્યું છે તેમ માણસો પોતાના પેદા કરનારની સાથે તે વખતે એક થઇ જશે, અને પોતાના પેદા કરનારની હાલતે પુગશે, કારણ કે ઉપર જણાવી ગયા તેમ પાછું યાદ રાખવાનું છે કે હરમેતીક ફીલસુફી

એમ નથી માનતી કે આયંદે માણસને મનમ ઇજ્દી કરવાનો યાને હું ખુદા છું=I am God એવું બોલવાનો અધીકાર મલે છે. પણ ઉપર જોયું તેમ તે છેલ્લા વખતે પણ માણસનું રવાન ખુદામાં merge થવા છતાં તેની હસ્તિ ખુદાની હસ્તિમાં બદલાઇ જઇને ખતમ થઇ જતી નથી, પણ તે રવાન પોતાની જુદી હસ્તિ individual existence હમેશને માટે જાળવી રાખી શકે છે.

## જરથોશ્તી ધર્મની શાહદત.

પવિત્ર ગાથાના હા ૫૧ નાં ત્રીજા ફકરામાં આવ્યું છે કે "જેઓ કામોથી, અશોઇથી, જબાનથી તથા નેક મનશ્નીની બંદગીથી, અએ અહુરમજ્દ! તુંને સરદાર તરીકે ગણે છે, જેઓનો અએ અહુરમજ્દ! સઉથી પેહલો રાહનુમા તું છે, તેઓ કીર્તિને લીધે તારામાં સાથે મલી જશે." આ અને એવા ફકરાઓપરથી આગલા વખતમાં કોઇક ભણેલા પારસી થીયોસોફીસ્તો જણાવતા હતા, કે આપણામાં પણ આખરે અહુરમજ્દની સાથે યોગ કરવાનો, તેની સાથે 'યુજ્' થવાનો, એટલે તેની સાથે એક થઇ જવાનો વિચાર મળે છે. તે સાહેબો કહેતા હતા અને હાલમાં પણ આપણે એવુંજ સાંભળ્યે છીએ કે ખુદા સાથે 'યુજ્' થવા, તેની સાથે એક થવા, એટલે તે વખતે ખુદા અને માણસની વચ્ચે ફરક રહયો નહિ. યાને કે માણસનાં રવાનની હસ્તિ તેની અંદર ભળી જઇને ખતમ થઇ ગઇ અને હવે ખુદા સિવાય બીજું કાંઇ પણ રહ્યું નહિ. આ વિચારની તરફેણમાં ગાથાવાલા હા ૪૯ નો નવમો ફકરો આપણી સમક્ષ તે વખતે ધરવામાં આવતો હતો. ત્યાં આવ્યું છે કે "હવો દએનાઓ વહીશ્તો યુજેન્ મીજ્દે, અષા યુખ્તા યાહી દે-જામાસ્પા." એટલે કે "દીનદાર માણસો સઉથી સરસ બદલામાં (યુજેન થાય છે) સાથે મળી જાય છે, જેમકે રાસ્તીને લીધે બહાદુર (ગુશ્તાસ્પ) અને જામાસ્પ—હકીમ જોડાયલા છે," (કાંગાજીનો તરજુમો).

તે વખતે આવી તકરારમાં ભાગ લેતાં હું જણાવતો હતો કે 'યુજેન્,' યોગ શબ્દમાંથી ખુદા સાથે એક થઇ જવાનો ખુદા થઇ જવાનો વિચાર નીકલતો નથી. કારણ કે આ ફકરામાંજ "યુજ" શબ્દની ખરી સમજણ આપવામાં આવી છે, કે જે સમજણ તે સાહેબો ધ્યાનમાં લેતા નહિ. ઉપલા ફકરામાં આવ્યું છે કે "દીનદાર માણસો સઉથી સરસ બદલામાં

સાથે મળી જાય છે, (જેમકે) રાસ્તીને લીધે બાહદુર (ગુસ્તાસ્પ) અને જામાસ્પ હકીમ (યુખ્તા=યુજ થયલા છે) જોડાયલા છે." આપણે જોઇ શકયે છીએ કે જો ગુસ્તાસ્પ અને જામાસ્પ 'યુખ્તા' યાને સાથે જોડાયલા છે, તો તેની મતલબ એવી નથી લેવાની કે આ બંધે શખ્સો એક બીજાની સાથે એવી રીતે 'યુજ' થયલા છે કે તેમાંનો ગુસ્તાસ્પ કોણ અને જામાસ્પ કોણ એ માલમ પડે નહિ! આ ફકરામાં અશો જરથુસ્ત્રએ 'યુજ' થવાની જે મતલબ રાખી છે તે એટલીજ છે કે પેગમબર સાહેબની દીન ફેલાવવાના કામમાં આ બન્ને શખ્સો બધી રીતે એક મલતા વિચારના હતા. આ રીતે ત્યારે આપણે જોઇએ છીએ કે જરથોસ્તી ધર્મ પ્રમાણે માણસ આખરે ખુદા અહુરમજદ થઇ જાય છે એવો વિચાર સમુળગો અ-જરથોસ્તી છે.

હરમેતીક ફીલસુફીએ ખુદાએ પોતાની મગજ શકિતમાંથી પેદાયશો પેદા કરવાની વાત કીધી છે, અને હવે જરથોસ્તી ધર્મ પ્રમાણે અહુરમજદ પેદાયશો કેવી રીતે પેદા કરે છે, તે બાબે કાંઇક વધુ ખુલાસાથી જોવાની તજવીજ કર્યે છીએ.

## અહુરમજદ પોતાનાં મનમાંથી, પોતાની અક્કલમાંથી પેદાયશો પેદા કરે છે.

કોઇ પુછે કે અહુરમજદ પોતાની પેદાયશો પેદા કરે તેમાં તેની અક્કલનો તો ઉપયોગ થવોજ જોઇએ, તેમાં અજબ થવા જેવું, યા અ-સાધારણ જેવું શું હોય? આપણે કહીશું કે કાંઇજ નહિ. પણ-હરમેતીક ફીલસુફીની કાંઇક સમજણ લેવા પછી આ સવાલ વધુ અગત્યતા ધરાવે-છે. આ સવાલ જુદીજ રીતે પુછાય છે. પવિત્ર ગાથામાં પેદા કરવાની બાબદમાં આવતા ફકરાઓનો કોઇક જુદીજ રીતે ઉકેળ થવો જોઇએ એમ હવે લાગે છે. આ બાબદને હવે વધુ વાસ્તવીક રીતે સમજવાની કોશેષ કરીશું. પયગામબર સાહેબ પવિત્ર ગાથાની શરૂઆતનાં યાને ૨૮ માં હાના છેલ્લા અગ્યારમાં ફકરામાં અહુરમજદનાં પોતાનાં મોહડાંથી પેદાયશની બાબદ જાણવા માગે છે. "તારા પસંદ પરતા કલામો એજમતથી ભરપુર છે. આ કલામોથી રાસ્તીને તથા નેક વિચારને મારી જીંદગીનાં છેડા સુધી હું નેગાહ રાખીશ. (લોકોમાં) જાહેર કરવાને માટે, ઓ અહુરમજદ! તારા પોતાના મઇન્યુ યાને મીનોની મારફતે તારાં મોહડે તું મને શીખવ કે 'અંધુહુ' યાને હસ્તિ પહેલ્લાં કેમ પેદા થઇ?"

## 'અંઘ્હુ' યાને હસ્તિ કેવી રીતે પેદા થઇ?

હસ્તિ કેવી રીતે પેદા થઇ તે બાબે ગાથાના જુદા જુદા ફકરાઓ-માંથી આપણે એવું જોવાની તજવીજ કર્યે છીએ કે અહુરમજ્દે પોતાની 'ખ્રતુ' યાને ખેરદ એટલે અક્કલમાંથી હસ્તિ પેદા કીધી છે. ઉપર જણાવ્યા પ્રમાણે પવિત્ર ગાથાના પહેલ્લા હા. ૨૮ ના છેલ્લા ફકરામાં જરથુશ્ત્ર અહુર-મજ્દને કહે છે કે "તું પોતે મને જણાવ કે 'અંઘ્હુ' યાને હસ્તિ કેવી રીતે પેદા થઇ." પછીના ૨૯ માં હાની અંદર આ બાબદ જુદીજ રીતે આગલ ચલાવી છે. તેમાં કુલ સૃષ્ટિનાં રવાન "ગેઉશ્ ઉર્વન્"ને સંબો-ધીને દુન્યામાં શું શું થશે તેની વાત કરતાં અશો જરથુશ્ત્રની આ દુન્યા પરની આમદ થવાની વાત કીધી છે. તેમ કરતાં જાણે કે હા. ૨૮ ના છેલ્લા ફકરામાં જરથુશ્ત્રએ પુછેલા સવાલનાં જવાબમાં અહુરમજ્દ 'ગેઉશ ઉર્વન્' યાને world-soul, જેને પ્લેટોએ Over-soul તરીકે જણાવ્યો છે, તે ગેઉશ્ ઉર્વન્‌ને અહુરમજ્દ જણાવે છે કે **જરથુશ્ત્ર સિવાય** કોઇ બીજો 'અહુ' અને 'રતુ' spiritual and temporal lord મને જણાયો નથી. મતલબ કે અહુરમજ્દ જરથુશ્ત્રની મારફતેજ હસ્તિ પેદા થવાની વાતને **પહેલવહેલાં** ફાહેશ કરવા માંગે છે. પછીનાં ૩૦ માં હામાં પેદાયશો પેદા કરવાની વાત ઉપર આવવા પહેલાં જરથુસ્ત્ર માણસોની વિચાર શકિતમાંથી ઉભા થતા બે મીનોની વાત માણસોના અને દુન્યાના ફાયદાને માટે કરે છે. પછીનાં હા. ૩૧ માં "અગુસ્તા વચાઓ" યાને દુન્યામાં આગલ નહિ સંભલાયલા કલામો ઉપર જરથુશ્ત્ર આવે છે. અને તેમાં હસ્તિની શરૂઆત કેમ થઇ તે બાબે તેવણ બોલે છે. આ હાના પાંચમાં ફકરા પ્રમાણે જરથુસ્ત્રને બધું જાણવાની આગાહી મલે છે. સાતમાં ફકરામાં અહુરમજ્દના પહેલા વિચાર અને તેમાંથી પેદા કીધેલી પેદા-યશોની વાત કરવામાં આવી છે. આ ફકરો ઘણો અગત્યનો છે. આપણી કોમના એક અઠંગ અભ્યાસી શેઠ સોહરાબ જ. બલસારા એમ.એ.એ "પવિત્ર રાહબર જરથુસ્ત્ર અને તેમનો અષો ધર્મ" એવાં મથાળાં હેઠળ જાણીતી રાહનુમાએ માજ્દયસ્નાન સભા તરફથી આપેલાં ભાષણોની પ્રગટ થયલી ચોપડીમાં હા. ૩૧ નાં સાતમાં ફકરાની સમજણ નીચે મુજબ આપે છે, તે ઘણી અગત્યની હોવાથી અત્રે રજુ કરૂં છું. તેવણ કહે છે કે "કુલ જગતને પોતાના મહાન મનોબળથી મહાજ્ઞાની ખુદાવંદ

દાદાર અહુરમઝદે પેદા કીધું છે તે સમજાવતાં યજસ્નેના ૩૧ મા હાનો આતમો ફકરો નીચલી હેરત ભરી બીના જણાવે છે!"

"યસ્તા મંતા પૉઉરૂયો,
રઑચેબીશ્ રોઇથ્વૅન્ ખાથ્રા,
હુવો ખ્રથ્વા દાંમિશ્ અષેમ્
યા દારયત્ વહિસ્તૅમ્ મનો;
તા મજ઼્દા મઇન્યૂ ઉખ્શ્યો,
યે આ નૂરેમ્ચીત્ અહુરા હામો."

મી૦ બલસારા આ ફકરાનો નીચે મુજબ તરજુમો કરે છે:

"તું મહા ખુદાવંદે પ્રથમ પ્રબળ વિચાર કીધો,
અને તેથી રોશ્નીનાં બિંદુઓ તેં પેદા કીધાં,
અને તેઓમાં સુખને તેં પુર્ણ ભેળી દીધું,
અને તારાં પવિત્ર ડહાપણથી અષોઇનાં કાયદાને તેમાં કાર્ય કરતો તેં કીધો,
અને એ અષોઇથી સૌથી ઉત્તમ પ્રેમ અને સદ્દગુણને નીભતા તેં કીધા.
તારી મહાન મિનોઇ શક્તિથી તું એમની વૃદ્ધિ કરતો રહયો છે—
તું કે જે હરહંમેશનો એકનો એક અને એક સરખો (મહાન અને રૂડો) છે!"

આ ફકરા ઉપર શરેહ કરતાં શેઠ બલસારા જણાવે છે કે કુળ જગત રોશ્નીનાં બિંદુઓનું (રઑચેબીશ્ ખાથ્રાનું) બનેલું છે, અને એ રોશન બિંદુઓ પ્રબળ વિચારનું સ્વરૂપ છે, એ બીના હાલની વિદ્યા છેક હમણાં સમજતી થઇ છે, તે મહાજ્ઞાન પવિત્ર રાહબર સ્પિતમ જરથુસ્ત્રએ છેક પુરાણા કાળોમાં આવું સ્પષ્ટ રીતે આપ્યું છે એ એમના રોશન આત્મા અને મહાન મનોબળની સાબેતી આપે છે.

એવાજ એક બીજા અઠંગ અભ્યાસી ગાથા સોસાયટીનાં વિદ્વાન સરનશીન શેઠ બેહરામગોર તે. અંકલેસર્યા એમ.એ. પણ આ ફકરામાં આવેલા "રોઇથ્વૅન્ ખાથ્રા"નો એવીજ કાંઇક મતલબે તરજુમો કરે છે "તે ખાથ્રા યાને શોભણો રઑચેબીશ્ રોશનીઓ સાથે ભળ્યાં છે."

## આ રોશનીનાં બિંદુઓ શું છે?

હવે આ રોશનીનાં "ખાશ્રા", રોશણીનાં બિંદુઓ, શું છે, તે બાબે હરમેતીક ફીલસુફીનો આધાર લઇને તે બાબદને ટુંકમા જોવાની તજવીજ કર્યે. આગલ જણાવેલી કાઇબેલ્યન ચોપડીનાં નવમાં પ્રકરણમાં "વાઇબ્રેશન્સ" એવાં મઠાળાં હેઠળ નીચલી બીના આવી છે: The Hermetic Teachings are that not only is everything in constant movement and vibration, but that the 'differences' between the various manifestations of the universal power are due entirely to the varying rate and mode of vibrations... ...The Teachings are to the effect that Spirit is at one end of the Pole of Vibration, the other Pole being certain extremely gross forms of Matter. Between these two poles are millions upon millions of different rates and modes of vibration.

Modern science has proven that all that we call Matter and Energy are but "modes of vibratory motion," and some of the more advanced scientists are rapidly moving toward the positions of the occultists who hold that the phenomena of Mind are like wise modes of vibration or motion. આ લખનારાઓ જણાવે છે કે તમામ સુક્ષ્મ અને ઘટ પેદાયશો ખુદામાંથી બાહર પડતાં "વાઇબ્રેશન્સ" (ધ્વની)થી પેદા થાય છે, તેઓ હમેશાં ગતીમાં રહે છે. સુક્ષ્મ અને ઘટ પેદાયશો વચે જે ફરક દેખાય છે તેનું કારણ "વાઇબ્રેશન્સ"ની ઓછી વધતી ઝડપ (rate) અને તેની કામ કરવાની રીતિ (mode)ની અંદર સમાયલું છે. આ "વાઇબ્રેશન્સ"નાં એક છેડે સ્પીરીત હોય છે અને બીજે છેડે "મેતર" યાને પદાર્થનાં સર્વથી વધુ ઘટ આકારો રહે છે. અને કહે છે કે આ બંધે છેડાઓ, બન્ને Poles ની વચ્ચે અસંખ્ય millions upon millions ઓછી વધતી ગતીનાં અને રીતિનાં "વાઇબ્રેશન્સ" સમાઇ જાય છે. પછી કહ્યું છે કે હાલનાં સાયન્સ પ્રમાણે પણ જેને આપણે "મેતર" અને "એનરજી" કહયે છીએ તે બન્ને modes of vibratory motion યાને "વાઇબ્રેશન્સ"ની

ઓછી વધતી ગતી અને રીતિનું પરિણામ માત્ર છે. તેઓ કહે છે કે સાયન્સ હાલમાં અત્રેજ અટકે છે, જો કે થોડાક આગળ વધેલા હાલના વિદ્વાનો પણ ગુપ્ત જ્ઞાનીઓ પ્રમાણે જણાવે છે કે મગજ mindનાં પ્રકારો પણ જુદા જુદા "વાઇબ્રેશન્સ"ની ગતી માત્ર દેખાડે છે. ટુંકમાં કહીયે તો જુદી જુદી ગતી અને રીતિનાં (rate and mode) "વાઇબ્રેશન્સ"થી જુદી જુદી પેદાયશો પેદા થાય છે. અને આ વાઇબ્રેશન્સ તે ખુદાની વિચાર શક્તિમાંથી બાહર આવે છે. ઉપર જણાવેલા પવિત્ર ગાથાનાં હા. ૩૧ નાં સાતમાં ફકરામાં જણાવ્યા મુજબ અહુરમજ્દનાં પ્રબળ વિચારમાંથી રોશ્નીનાં 'ખાથ્રા' યાને બિંદુઓ બાહર પડવાનાં કારણે પેદાયશો પેદા થવા માંડી, યાને અહુરમજ્દે વિચાર-શક્તિમાંથી, પોતાની 'ખ્રતુ,' અક્કલમાંથી, રોશ્નીનાં બિંદુઓ બાહર કાહડીને, પેદાયશો પેદા કીધી. ઇજિશ્નેનાં ૧૯ મા હામાં પણ અહુરમજ્દના સર્વથી પહેલા વિચાર અને તેમાંથી બાહર પડેલા તેના પહેલા કલામ 'વાચ,' 'વચ,' Wordની વાત આવી છે. ત્યાં જણાવ્યું છે તેમ તમામ પેદાયશોની આગમજ અહુરમજ્દનો 'વાચ' યાને શબ્દ તે અહુન-વરનો કલામ હતો. આ કલામનાં બાહર પડવા પછી તેમાંથી તમામ પેદા-યશો પેદા થઇ, અને આપણે માની શકયે કે અહુનવર કલામના ઓચરવાથી બાહર પડેલી ધ્વનીઓમાંથી પેદાયશો પેદા થતી ગઇ. આજ મુજબ ખ્રિસ્તી ધર્મના ન્યુ તેસ્તેમેન્ટવાલાં સેન્ટ જોનનાં 'ગોસ્પલ'ના પહેલા ફકરામાં આવ્યું છે કે In the beginning was the Word, and the Word was with God, and the Word was God. યાને શરૂઆતમાં ખુદાનો 'વાચ' Word હતો, તે ખુદાની સાથેજ હતો, તે ખુદા પોતે હતો. આગલ જણાવી ગયા તેમ જરથોશ્તી લખાણમાં વીસ્પરદમાં આવ્યું છે કે 'ખ્રતુમ્' વીસ્પો વિધ્વાઁઘ્હેમ્ યજમઇદે, યીમ અહુરેમ્ "મજ્દાંમ," યાને "તમામ જાણનારી 'ખ્રતુ,' અક્કલને હમો આરાધ્યે છીએ, કે **જે અહુરમજ્દ પોતે છે.**" આ ફકરામાં એમ નથી આવ્યું કે 'ખ્રતુ' યાને અક્કલ અહુરમજદની છે પણ એમ આવ્યું છે કે તે 'ખ્રતુ' અહુરમજ્દ પોતે છે. બીજા બોલોમાં The Word was God. ખ્રિસ્તીઓનાં ઓલ્ડ તેસ્તેમેન્ટવાળા જેનેસીસમાં પણ એવીજ મતલબનું આવ્યું છે કે ખુદાએ પેહલા વિચાર કીધો અને તેમાંથી પેદાયશો પેદા

થઇ. દાખલા તરીકે, God said, "let there be light" and there was light. આવીજ મતલબનું કોરાન શરીફમાં પણ આવ્યું છે. કુન ફી યકુન–ખુદાએ વિચાર કીધો કે થા અને તેમ થયું. Be and it is. ત્યારે અહુરમજ્દની વિચાર શક્તિમાંથી બાહર પડેલાં રોશ્નીનાં બિંદુઓમાંથી પેદાયશો પેદા થઇ, એવો વિચાર પ્રથમ પવિત્ર ગાથામાં મલે છે, અને તે ઉપરથી પાછળ આવતા ધર્મો અને ફીલસુફીઓએ તે વિચાર ગ્રહણ કરી લીધો છે, અને કોઇકોએ તેને પોતાના ખાસ વિચાર તરિકે જણાવ્યો છે. હરમેતીક ફીલસુફીએ પણ એમજ જણાવ્યું છે કે The Universe is a Mental Creation of The All, that is, of God.

આપણે આ પ્રમાણે લંબાણથી પેદા કરવાની ગુહય બાબદને સ્પષ્ટ કરવાની તજવીજ કીધી છે, ત્તાં હવે બીજા દાખલાઓ ગાથામાંથી ગોટી કહાડયે, કે જેમાંથી તે બાબદ વધુ સ્પષ્ટ થાય. હા ૩૧ નાં નવમાં ફકરામાં આવ્યું છે કે "થ્વે આ ગેઉશ્ તષા અસ્ ખ્રતુશ્" એટલે કે સૃષ્ટિને બનાવવાની અક્કલ તારી છે. યાને કે સૃષ્ટિ ખુદાની અક્કલમાંથી બની છે. અગ્યારમાં ફકરામાં પાછું જણાવ્યું છે કે "શરૂઆતમાં પેહલાં (પઑ-ઉર્વીમ્) તારી વિચાર–શક્તિથી પેદાયશો વગેરે બનાવી." હા. ૪૭ નાં ત્રીજા ફકરા પ્રમાણે "અહુરમજ્દે પોતાની 'વૉહૂ મનંધ્રહ'ની મારફતે ખુશાળી ઉત્પન કરનારી જગતને બનાવી." (કાંગાજીનો તરજુમો).

આ પ્રમાણે પવિત્ર ગાથાના અનેક ફકરાઓ પરથી આપણે જોઇએ છીએ કે અહુરમજ્દે પોતાની વિચાર શકિત પોતાની 'અકલે–અવ્વલ', પોતાની 'ખ્રતુ', પોતાના પેહલા વિચારમાંથી રોશ્નીનાં બિંદુઓ બાહર કહાડીને પેદાયશો પેદા કીધી. અહુરમજ્દ પેહલો વિચાર કરનાર, 'મંતા, હતો. He was the first Great Thinker. આપણે શરૂઆતમાં જોઇ ગયા તેમ હરમેતીક ફીલસુફી પ્રમાણે ખુદાએ વિચાર શકિતમાંથી પેદાયશો પેદા કીધી. આ ફીલસુફીનો અસલ આપનાર જેને હરમીસ ત્રિસ મેજીસ્તસને નામે ઓલખ્યો છે, તે આ લખનારાઓ પ્રમાણે પુરાણા જમાનામાં ઇજીપ્તમાં વસતો હતો. એનો ખરો જમાનો નકી થયો નથી, પણ It has been fixed at the early days of the oldest dynasties of Egypt–long before the days of Moses, યાને અસલી ઇજીપ્તના જુનામાં જુના શાહોનાં રાજ્યનાં વખતમાં પણ મોઝીસનાં વખતની ઘણું

આગમજ હરમીસ હસ્તિ ભોગવી ગયો હતો. પછી કહ્યું છે કે The best authorities regard him as a contemporary of Abraham યાને કે તે એબ્રાહામના વખતનો હતો, તેની સાથે સમકાળિક હતો. હવે જો એબ્રાહામનાં વખતની ઘણું આગમજ અશો જરથુશ્ત્ર થઇ ગયા, તો હરમેતીક ફીલસુફીનાં વિચારો પણ જરથુસ્ત્રનાં વચનો પરથી લીધા હોય એમ માનવું ઘણું ભારે પડતું થઇ જતું નથી.

## પેદાયશો અહુરમજદની અક્કલમાંજ હસ્તિ ભોગવે છે.

હવે આપણા વિષયની મુળ બાબદ કે જરથોસ્તી ગાથા પ્રમાણે અહુરમજદે જે પેદા કીધું, તે તેના પ્રથમ વિચારમાંથી પેદા કીધું, યાને the universe is a mental creation of Ahura Mazda, એ બાબદ ખુલ્લી કરીને હવે જોઇએ કે અહુરમજદનાં મનમાંથી પેદા થયલી સૃષ્ટિ માણસો વગેરે શાની અંદર પોતાની હસ્તિ ભોગવી રહ્યાં છે. હરમેતીક ફીલસુફીએ કહ્યું છે કે the Universe is mental and is held in the Mind of The All, યાને કે સૃષ્ટિ જે ખુદાના મગજમાંથી પેદા થયલી છે, તે ખુદાના મગજની અંદરજ પોતાની હસ્તિ જાળવી રહી છે, તેની અંદરજ ઝીલાઇ રહેલી છે. જરથુશ્ત્ર આ બાબે શું કહે છે? પવિત્ર ગાથાવાલા હા ૪૮ નાં ત્રીજા ફકરામાં આવ્યું છે કે "થ્વાવાંસ્ મજ્દા વંઘ્હેઉશ ખ્રથ્વા મનંઘ્હો" યાને અએ અહુરમજ્દ! ભલાં મનની 'ખ્રતુ' યાને અક્કલથી (કોઇબી શખ્સ,) તારી નજદીકનો, તુંને મલતો, તારા જેવો, તારી સંફનો થઇ શકે છે. ચોથા ફકરામાં આવ્યું છે કે "થ્વહ્મી ખ્રતાઁ અપેમેમ નના અંઘ્હત્," યાને માણસનું સેવટ ખુલ્લી રીતે (અથવા છુટું છુટું) તારી અક્કલમાં હોય છે. અહુરમજદે પોતાના પ્રથમ વિચારમાંથી, પોતાની 'ખ્રતુમાં'થી પેદાયશો પેદા કીધી, તેજ 'ખ્રતુ'ની અંદર માણસની છેક સર્વથી છેલ્લી, છેક સેવટની હાલત હોય છે, એમ હા. ૪૮ નો ચોથો ફકરો જણાવે છે. બીજા બોલોમાં માણસો વિગેરે જે 'ખ્રતુ'માંથી પેદા થયાં જેની અંદરજ કામ કરી રહયાં તેજ 'ખ્રતુ'ની અંદર તેઓ છેવટે જાય છે.

## પણ આ કાંઇ જગદ ઇશ્વરવાદ નથી.

પેહલી નજરે કોઇ ઉતાવળથી કહે કે આ પ્રમાણે તો જરથોસ્તી ધર્મમાં પણ જગદ ઇશ્વરવાદ pantheism પુરવાર થયું, યાને કે જયાંથી

સર્વ આવ્યાં, ત્યાં આયર્દે પાછાં ગયાં. ખુદાની અક્કલમાં દાખલ થયા, તેમાં merge થયા એ ખરૂં, પણ તેમાં સેવટે કેવી રીતે રહ્યા, તેજ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. ઉપલા હા. ૪૮ નાં ચોથા ફકરા પ્રમાણે માણસોનું સેવટ અહુરમજ્દની અક્કલમાં આવ્યું, પણ તેમાં તેઓએ પોત પોતાની જુદી હસ્તિ જાલવી રાખી. આ ફકરામાં આવેલો 'નના' શબ્દ ઘણો અગત્યનો છે. માણસો તે છેવટે અહુરમજ્દની સાથે એવી રીતે ભળી ગયાં નહિ, કે તેઓની જુદી હસ્તિ ત્યાં જલવાઇ રહી નહિ. બીજા બોલોમાં, તે વખતે એવું નહિ થયું, કે ફક્ત ખુદાજ રહી ગયો અને તેના સિવાય બીજી કોઇ હસ્તિઓ તે વખતે દેખવામાં આવી નહિ. આ બાબદ જરથોસ્તી ધર્મને ખુલ્લી રીતે અ-દ્વઇત યા pure monistic ફીલસુફીથી તદન જુદી રીતનો દેખાડે છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે તે છેલ્લા વખતમાં પણ માણસને એવું બોલવાનો અધિકાર મલતો નથી કે તે 'બ્રહ્મ' છે, તે ખુદા પોતે છે. કારણકે આ છેવટનાં વખતે પણ માણસ માણસ તરીકેજ ખુદાની 'ખ્રતુ' યાને અક્કલમાં રહે છે. કાંગાજી આ ફકરામાં આવેલા "નના" શબ્દની મતલબ સમજાવતાં નોટમાં કહે છે કે "નના=સં. નાના=તરેહવાર જુદી જુદી રીતે, છુટું, ખોલ્લી રીતે. પહેલવી તરજુમા ઉપરથી દારમેસ્તેતે એનો તરજુમો 'મરદ અને ઓરત' કીધો છે." આ ઉપરથી પુરવાર થાય છે કે તે છેલ્લા વખતમાં પણ જેમ માણસ માણસ તરીકેજ રહે છે, તેમ ખુદા ખુદા તરીકેજ રહે છે. ખુદા પેદા કરનાર છે, તેની પેદાયશ તેનાથી જુદી છે. પેદા કરનાર અને તેની પેદાયશ કોઇપણ વખતે એક સરખી હાલતનાં થઇ જતાં નથી. આ કારણે જરથોસ્તી ધર્મ pantheistic નથી, monistic પણ નથી.

અત્યાર સુધીમાં આપણે લંબાણથી જોવાની તજવીજ કીધી છે કે જરથોસ્તી ધર્મનો પ્રથમ મુળ પાયો એકલા એકજ સર્વશક્તિવાન પેદા કરનાર ખુદા—અહુરમજ્દની હસ્તિમાં માનવામાં સમાયો છે. અહુરમજ્દ તમામ ગેતી તેમજ મિનોઇની પેદાયશોનો પેદા કરનાર છે. ઇજસ્નેના પેહલા હામાં જણાવ્યા પ્રમાણે "તેણે આપણને પેદા કીધાં, આપણનો ઘાટ આકાર ઘડયો, અને આપણું રક્ષણ કર્યો જાય છે, તેમજ તે ઘણોજ વૃદ્ધિ કરનારો મીનો છે." ધર્મના આવા મુળ વિચારની સામે જતી અન્ય ફીલસુફીમાં માનવાનાં પરિણામમાં કેટલાક જરથોસ્તીઓ તરફથી જે કાંઇ

દલીલ કરવામાં આવે છે તેનું પણ આપણે સાથે સાથે ખંડણ કરવાની તજવીજ કીધી છે. જો જરથોશ્તી ખુદા 'વિસ્પનામ્ મજીસ્તેમ્' યાને તમામોમાં સર્વથી ચઢયાતો છે, તેમજ જો તે 'વિસ્પનામ્ દાતારૅમ્' યાને તમામોનો પેદા કરનાર છે, તો પછી ખુલ્લું છે, કે તેની ગમે એવી ઉંચી હાલતવાળી પેદાયશ તેનાથી ઉતરતા દરજ્જાની હોવી જોઇએ, અને તેથી તે પેદાયશ સર્વથી છેલ્લી વખતે પણ તેની સાથે એકસરખા દરજ્જાની થઇ શકે નહી. ત્યારે માણુસની છેવટની નેમ શું હોઇ શકે?

## માણુસની છેવટની નેમ——ઉશ્તા યાને સર્વોતમ સુખ. હુઉર્વતાત્ અને અમૅરતાત્‌ની હાલત.

'યસ્તા મંતા પૉઉરૂયો' યાને સર્વથી પેહલા વિચાર કરનાર અહુરમજદની 'ખ્રતુ' યાને અક્કલ તેમજ તેના પેહલા વિચાર તથા તેના પેહલા શબ્દ, 'વાચ,' Wordમાંથી નીકળેલાં 'રઑચેબીશ્ર ખાશ્રા' યાને રોશ્નીનાં બિંદુઓની મારફતે જે પેદાયશો માણુસ વગેરે પેદા થયાં તેજ 'ખ્રતુ'ની અંદર છેક છેવટની હાલતમાં પણ માણસો પોતાની હસ્તિ ધરાવી શકશે એ આપણે જોઇ ગયા. આ છેક છેવટની માણુસની હાલત કેવી હશે યાને તેને તે વખતે શું પ્રાપ્ત થશે, તે બાબદમાં હવે દાખલ થઇએ છીએ. તે હાલત તે ઉશ્તા, સંપુર્ણ સુખની હાલત છે; તે હાલત તે 'હઉર્વતાત્ અને અમૅરતાત્' યાને સંપુર્ણતા અને ખરી અમગીર્ મેલવવાની હાલત છે.

ગાથામાં વારંવાર આ ઉશ્તાની યાને કાંઇપણ ખરાબીનાં ભેળ વગરનાં સર્વોત્તમ સુખની વાત કરવામાં આવી છે. આવું કાંઇપણ ખરાબીનાં અંશ વગરનું સુખ મેલવવું સહેલ નથી. તે માટે તન અને મન અને રવાનની સંપુર્ણ પવિત્રતા મેલવવાની હોય છે. તે માટે આપણા દરેક વિચાર, વચન અને કામમાં શુદ્ધતા મેલવવાની હોય છે. ખાસ કરીને વિચાર કે જે આપણાં વચન અને કામોનો મુળ પાયો છે, તેને ઘણીજ શુદ્ધ હાલતમાં રાખવાની જરૂર હોય છે. પણ આ કામ કેટલું બિકટ છે તે આપણે સહેલથી સમજી શકયે છીએ. જરથોશ્તી ધર્મમાં વિચાર, વચન અને કામને શુદ્ધ કરીને તેઓને અહુરમજદને અર્પણ કરવાની વાત આવી છે તે દેખાડે છે કે અહુરમજદને આપણી નજર સામે હર વખતે રાખીને દરેક સારા વિચાર, વચન અને કામોમાં મંડયા રેહવાનું છે. 'ઉશ્તાની' સર્વથી

છેલ્લી સર્વોત્તમ સુખી હાલતને ગાથાવાળા હા. ૪૭ નાં પહેલા ફકરામાં આવેલા 'હઉર્વતાત્' અને 'અમેર્રતાત્' યાને સંપુર્ણતા અને છેલ્લી ખરી અમગીર્ સાથે સરખાવી શકયે છીએ.

## શરૂઆતથીજ એક રવાનને અમર્ગ બનાવેલું, તે રવાનને પાછલથી એકવાર ફરીથી અમેર્રતાત્ યાને અમગીર્ મલે તે વાતને કેમ સમજાવી?

અમેર્રતાત્, ખરી અમગીર્ને, કેવી રીતે સમજવી? જરથોસ્તી ધર્મ પ્રમાણે એક રવાન શરૂઆતથીજ અમર્ગ યાને મોત વગરનું હોય છે તો પછી હા. ૪૭ નાં પેહલા ફકરા પ્રમાણે આ દુન્યાં ઉપર એક **માણસનાં જન્મ પછી** તેનાં રવાનને **એક વાર ફરીથી** સંપુર્ણતા અને અમગીર્ આપવામાં આવશે, તે **બીજી** અમગીર્ની ખરી મતલબ સમજવાની અગત્ય રહે છે. ઉપલા પહેલા ફકરામાં જરથુસ્ત્ર કહે છે કે "અહુરમજ્દ પોતાના 'સ્પેન્તા મઈન્યુ'ની મારફતે પોતાના 'વહીશ્તા મનંઘુહ' તથા 'અષ'ની રૂયે તેમજ પોતાની 'ક્ષથ્રા' યાને સત્તા જે 'આરમઇતી' સાથે ભળેલી હોય છે તેની રૂયે આપણને 'હઉર્વતાત્' અને અમેર્રતાત્ યાને સંપુર્ણતા અને અમગીર્ આપશે"—(મીલ્સનો તર્જુમો.) આ પ્રમાણે એક અસલથીજ અમર્ગ રવાનને એક વાર ફરીથી અમગીર્ આપવામાં આવશે એટલે શું? જરથોસ્તી ધર્મ મત પ્રમાણે અહુરમજ્દનાં પેદા કીધેલાં અમર્ગ રવાનો સૃષ્ટિની શરૂઆતની આગમજ મીનોઇમાં વસતાં હતાં. જ્યારે રવાનોને ખાક matter માં યાને ખાકી શરીરોમાં ઉતાર્યાં, ત્યારે તેઓ પોતાની અસલ મીનોઇ હાલત ભુલી જઇને ખાકની અસર હેઠળ આવ્યાં. ખાકની હાલતને લીધે પાછલથી માણસોમાં અજ્ઞાનતા વિગેરેની દરૂજી હાલત દાખલ થઇ. આ દુન્યામાં પોતાના વિચાર, વચન અને કરણીને શુદ્ધ કરીને આવી દરૂજી હાલતમાંથી છુટવાની જાતી કોશેશો કરીને, એક વાર ફરીથી તેઓ મીનોઇ દુન્યામાં પોતાની અસલ ખાલેસ હાલતમાં આવે કે જે હાલતમાં માણસોને માટે દરૂજની ગેરહાજરીમાં હવે રવાનીક મોત જેવું હોય નહી, તેવી હાલતને 'ઉસ્તા' યાને સંપુર્ણ સુખ સાથની **ખરી** અમગીર્ની હાલત તરીકે ગણવામાં આવી છે.

## રવાનીક મોત તે શું?

યુનાની ફીલસુફ પ્લેટોએ કહ્યું છે કે રવાન યાને soul અમર્ગ છે,

તે કોઇપણ કારણે મરતું નથી, પણ ફક્ત તેની પોતાની દરૂજી હાલત તેનું જાણે કે મોત ઉપજાવી શકે છે. પ્લેટોનો આ વિચાર આપણા જરથોસ્તી વિચારનો પડઘા માત્ર છે.

## અહુરમજ્દ પોતાના મીનો, સ્પેન્તા મઇન્યુ,ની મારફતેજ કાંય અમગીર્ આપે છે?

હવે ૪૭ માં હાના પહેલા ફકરામાં જણાવ્યા પ્રમાણે 'સ્પેન્તા-મઇન્યુ' મારફતેજ અહુરમજ્દ માણસને 'હઉર્વતાત્' અને 'અમૅરૅતાત્' બક્ષે છે, તે 'સ્પેન્તા મઇન્યુ' કોણ છે, કેવી રવેશનો છે, તેવી અતિ અગત્યની બાબદમાં દાખલ થઇએ, તે પેહલાં અહુરમજ્દની પેદાયશો શું છે, કેવી છે, તે બાબે આપણે વિચાર કરવો જોઇએ.

## અહુરમજ્દની ગેતીનાં અને મીનોઇની પેદાયશો

અહુરમજ્દને ગાથામાં 'વીસ્પનામ્ દાતારૅમ્,' યાને તમામોનો પેદા કરનાર કહયો છે એ આપણે જોઇ ગયા. તેણે પોતાની પેદાયશોને પોતાની 'ખ્રતુ,' અક્કલમાંથી પેદા કીધી તે પણ તપાસ્યું. તે પેદાયશો ગેતીની તથા મીનોઇની છે. ગેતીની પેદાયશો, જેમાં હાડમંદ શરિર ધરાવતાં માણસો પણ સમાયાં છે, તેઓને આપણે પોતાની સાધારણ આંખોથી જોઇ શકયે છીએ, તે બાબેનો અનુભવ મેલવી શકયે છીએ. પણ મીનોઇ પેદાયશોને આપણે જોઇ શકતાં નથી, તેથી તે પેદાયશો કોણ અને કેવી છે તે બાબે ગુંચવાડો પડે છે.

## મીનોઇ પેદાયશો

'મઇન્યુ' એટલે મીનોઇ, એ શબ્દ બેવડી મતલબે વપડાયો છે. મીનોઇ એટલે સાધારણ આંખે દેખી શકાય નહિ તે, અસંખ્ય સેતારાઓ, ગ્રહો, અને આપણી સૃષ્ટિ ઉપરાંતની બીજી અસંખ્ય સૃષ્ટિઓ, જેને આપણે સાધારણ આંખે જોઇ શકતા નથી, તે મીનોઇ પેદાયશો. તે ઉપરાંત મનસ ધરાવતી બીજી જાનદાર હસ્તિઓ, જેવી કે યજદ, અમેશાઓ જેવી સ્પીરીચ્યુઅલ શક્તિઓ યા હસ્તિઓ, જેઓને આપણે આંખે જોઇ શકતા નથી, તે પણ મીનોઇ પેદાયશો.

## યજદો અને અમેશાઓ—ખરેખરી હસ્તિઓ યા ફક્ત મનસ્ઠ ગુણો?

આ બાબે અભ્યાસીઓમાં મતફેર છે. કેટલાક સાહેબો તેઓને

અહુરમજ્દે પેદા કીધેલી, અને તેટલા માટે અહુરમજ્દથી જુદી, હસ્તિઓ તરીકે ગણે છે, જ્યારે બીજા સાહેબો 'યજ્તાઑંઘ્રૂહો' યાને યજદોને કુદરતની શક્તિઓ, forces, તરીકે, અને ૭ વૃદ્ધિ કરનારા અમેશાઓને યાને અમગ્રોને અહુરમજ્દનાં પોતાના ૭ સર્વોતમ ગુણો તરીકે ગણે છે, કે જે ૭ ગુણો માણસો પોતે પણ પોતાની મકદુર પ્રમાણે વધુ અને વધુ ખીળવતા જાય છે. અમેશાઓ બાબે હું મક્કમતાથી બોલી શકતો નથી, પણ તેઓ પવિત્ર ગાથામાં અહુરમજ્દથી જુદા હોય એમ મને ખુલ્લું દેખાતું નથી. છતાં મારે જણાવવું જોઇએ કે ગાથામાં અહુરમજ્દને 'વૉહૂમન' યાને બહમનનાં પિતા તરીકે (વંઘ્હેઉશ પતરેમ્ મનંઘ્હો) તેમજ 'અષ'ને હસ્તિ આપનાર તરીકે (હ્‌યથીમ્ અષહયા દાંમીમ્) જણાવ્યાં છે. તેજ મુજબ વળી 'આરમઇતિ'ને અહુરમજ્દની પુત્રી તરીકે ગણી છે. એવીજ રીતે અવસ્તામાં, દાખલા તરીકે, હોરમજ્દ યશ્તમાં ૭ અમ-શાસ્પંદોને અહુરમજ્દનાં "મન દામી" યાને અહુરમજ્દના પોતાના આપેલા યા પેદા કીધેલા તરીકે જણાવ્યા છે. આથી ઉલટુ, વળી ગાથામાં એવું પણ મળે છે કે જે ઉપરથી આ ૭ અમેશાઓ અહુરમજ્દનાં ફક્ત મનસ્ઠ ગુણો છે, એમ તરત લાગી આવે છે. ગાથાવાલા હા. ૪૭ નાં પહેલા ફકરામાં નીચે મુજબ આવ્યું છે:—"રાસ્તીથી (ઉત્પન્ન થતા) સઉથી નેક વિચાર, સખુન તથા કામને લીધે હોરમજ્દ આપણને સ્પેનામીનોની મારફતે (હઉર્વતાત અને અમેરેતાત) સુખ તથા અમરપણું, તથા (ક્ષથ્રા) સંપત્તિ અને (આમર્ઇતી) સંપુર્ણ મનશ્ની આપે છે." (કાંગાજીનો તરજુમો.) આ ફકરાના જુદા જુદા તરજુમાઓમાં થોડોક થોડોક ફેર રહયો છે. પણ આપણે આપણી બાબદમાં જોવાનું છે તે એટલુંજ કે જો માણસનાં વિચાર વચન, અને કામોનાં પરિણામમાં અહુરમજ્દ એક અશો માણસને 'હઉર્વ-તાત્ અને અમૅરેતાત્' આપે છે તો પછી આ છેલ્લા બે અમેશાઓ ફક્ત અતિ ઉંચી હાલત દર્શાવતા ગુણો યા શક્તિઓ છે, કે જે એક અશો માણસને આયંદે બદલા તરીકે આપવામાં આવે છે. પણ જો 'હઉર્વતાત્' અને 'અમૅરેતાત્'ને હસ્તિઓ, entities, તરીકે ગણવાની હુજ્જત કર્યે, તો પછી એક અશો માણસને આયંદે આ બે હસ્તિઓ આપવાની વાત બેહુંદી થઇ પડે છે. આવીજ રીતે ગાથાની મતલબ જાળવી રાખીને હોરમજ્દ યશ્તમાં કહેવામાં આવ્યું છે કે "હઉર્વતાત્ અને અમૅરેતાત્

બીજી હઉઆતીમાં જનારાં અશો માણસોનો બદલો છે." અત્રે ખરૂંજ ધ્યાનમાં રાખવાનું છે કે હોરમજ્દ યસ્તનાં જે ફકરામાં આ બે અમેશાઓને "મન દામી" યાને મારા આપેલા યા પેદા કીધેલા કહ્યા છે તેજ ફકરામાં તેઓને ગુણો યા હાલતો તરીકે ગણીને તેઓને એક અશો માણસને બદલા તરીકે આપવામાં આવતા જણાવ્યા છે.

## અહુરમજ્દ મીનોઆંન મીનો હોવાથી, તે પોતાની જાતમાં, પોતાના essence માં શું છે, કેવો છે, તે કોઇપણ જાણી શકતું નથી. છતાં તે ગુણોવાલો યાને સગુણ છે, તે નિર્ગુણ નથી.

આ ૭ અમેશાઓને અહુરમજ્દના ગુણો તરીકેજ ગણવાને માટે એક બીજું સબળ કારણ મને જણાય છે. આપણે જાણ્યે છીએ કે કોઇક હિંદુ ફીલસુફીમાં સૃષ્ટિનાં પ્રથમ મૂળને નિર્ગુણ યાને કોઇપણ ગુણો વગરનું જણાવ્યું છે. અને તે માટે એમ કહેવામાં આવે છે કે તે પ્રથમ મૂળ સારૂં પણ નથી, તેમજ ખરાબ પણ નથી, પણ આ બેની ઉપરનું છે. આપણે સહેલથી સમજી શકતા નથી કે આ બેની ઉપરનું તે કેવું હોય, શું હોય, કોણ હોય? પણ ગાથામાં તેમજ તમામ અવસ્તા વગેરે લખાણોમાં સૃષ્ટિનાં પેહલાં મૂળને યાને અહુરમજ્દને ગુણો ધરાવતો અને તે ગુણો પ્રદર્શીત કરતો અશો જરથુશ્ત્રએ જણાવ્યો છે. હવે અહુરમદજને ગુણ વગરનો નિર્ગુણ નહિ પણ ગુણ સાથનો સગુણ દેખાડયો છે તે ઉપરથી કહી શકયે કે ૭ અમેશાઓ અહુરમજ્દનાં ગુણો માત્ર છે.

## એક અતિ અગત્યની અને નવી વાત.

હવે યજ્દ, અમેશાઓની બાબદ અત્રે છોડીને આપણી બાબદમાં આગળ ચાલ્યે. આપણે હાલમાંજ જણાવી ગયા છીએ કે ગાથાવાલા હા. ૮૭ નાં પહેલા ફકરા પ્રમાણે અહુરમજ્દ એક અશો માણસને 'હઉર્વતાત' અને 'અમૅરૅતાત' આપે છે, તે પોતાના 'સ્પેન્તા-મઇન્યુ' યાને સ્પેન્તા મીનોની મારફતેજ આપે છે.

## ત્યારે આ સ્પેન્તા મઇન્યુ કોણ છે?

આપણા ધર્મમાં યજ્દ અમેશાઓ ઉપરાંત બીજી મીનોઇ શકિતઓ યા હસ્તિઓની વાત આવી છે, તેમાં સ્પેન્તા મઇન્યુની વાત ઉપરાંત ફ્રવષીઓ યાને ફ્રેરોહરો જેવી મીનોઇ હસ્તિઓની વાત પણ આવી છે. ફ્રેરોહરોની

વાતમાં સ્પેન્તા મઇન્યુ બાબે બોલવા પછી દાખલ થઇશું, તેટલાં આ સ્પેન્તા મઇન્યુ યાને સ્પેના મીનો કોણ છે, તેનો અહુરમજ્દ સાથે શું તાલુકો છે, તે જોવાની તજવીજ કર્યે. ગાથાવાળા હા. ૪૭ માં આવેલા સ્પેન્તા મઇન્યુની મારફતેજ અહુરમજ્દ માણુસોને 'હઉર્વતાત્' અને 'અમૅરેતાત્' આપે છે. તે સ્પેન્તા મઇન્યુ બાબે વિચાર કરવાનું ઘણું અગત્યનું છે, કારણકે મારા અદના વિચાર પ્રમાણે આપણા ઘણાખરા બધા પશ્ચિમનાં અને પુર્વના વિદ્વાનો તેની ખરી અસલ મતલબ ઉપર પુરેપુરા આવી શકયા નથી એમ નમનતાઇ સાથે જણાવવું પડે છે. A New Interpretation of Spenta-Mainyu of the Gathas, Ahuramazda's Own Holy Spirit, the Progenitor of Fravashis in the Avesta, and of the Christos or the Christ-Concept and of Logos in Christianity એવે નામની મુબઇની ગાથા સોસાયટીએ પ્રગત કીધેલી મારી ચોપડીમાં હું ઘણું લંબાણુથી ઉતર્યો છું, તે બાબે આપણે આગળ ચાલતાં જોઇશું. આ ચોપડીનો રીવ્યુ લેતાં આપણી કોમનાં એક વિદ્વાન અભ્યાસી સર જેહાંગીર કોયાજીએ જે કહ્યું છે કે ગાથાવાળા સ્પેન્તા-મઇન્યુની મતલબ સમજવામાં હું કોમ પરકોમી વિદ્વાનોથી જુદો પડું છું, એ વાત ખરી છે. હું ઇચ્છું છું કે બીજા વિદ્વાનો તે બાબે ખુલ્લી રીતે પોતાના વિચારો જણાવે, કે જેથી સચ્ચાઇને સમજવામાં મદદ થાય.

હવે આ સ્પેન્તા મઇન્યુની વાત ઉપર આવ્યે તે પહેલાં આપણે ગાથાના હા. ૩૦ અને ૪૫ મા આવેલા બે જોડયા મઇન્યુ બાબે જોઇએ કારણ કે ગાથા પછીનાં જમાનાની આંધાધુંધી હાલતમાં, તે જમાંનામાં આપણામાં પરકોમી યા કોઇક આગલી અસરો પાછી દાખલ થવા પામી, તે વખત પછીથી લખાયલાં બીજા અવસ્તાના લખાણોમાં તેનાં લખનારા આપણા અસલી ન્યાગાનોએ આ બે જોડયા મીનોની મતલબ સમજવામાં કાંઇક ભુલથાપ ખાધી છે, એવુ મારૂં આધીન મત છે. તે કેમ થયું તે જોવાની આપણે તજવીજ કર્યે.

## ગાથામાં જણાવેલી બે જોડયા શકિતઓ ફકત વિચાર કરતાં માણસનાં મનની બે ઉલટી સુલતી, સારી અને નરસી હાલત માત્ર દર્શાવે છે.

હું એવા વિચાર ઉપર આવ્યો છું કે પાછલા **અવસ્તામાં** જ્યાં

સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ જેવી બે સામસામી જતી મીનોઇ હસ્તિઓની વાત દેખાય છે, તેવી સામસામી જતી જોડ શકિતઓમાંની એક તરીકે ગાથાવાળા સ્પેન્તા મઇન્યુને લેવાનો નથી, કારણ કે ગાથાવાળા હા. ૩૦ અને હા. ૪૫ માં જે બે સામસામી જતી જોડ શકિતઓની વાત આવી છે તેઓને ગાથામાં સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ એવાં ખાસ નામે Proper nouns વિશેષ નામ તરીકે જરથુસ્ત્રએ ઓળખાવી નથી. પણ તેઓ બાબે Neuter gender નાન્યાતર જાતિમાં વાત કીધી છે. તેઓમાંના એક મઇન્યુને હા. ૩૦ માં 'વહયો' યાને વધારે ભલો અને બીજાને 'અક' એટલે સંપુર્ણ રીતે ખરાબ તરિકે જણાવ્યા છે, તેમજ હા. ૪૫ માં તેઓ-માંનાં એકને 'સ્પન્યાઓ' એટલે વધારે આબાદી કરનાર, વધારે ભલો અને બીજાને 'અંગ્ર' એટલે સંપુર્ણરીતે ખરાબ તરીકે જણાવ્યો છે. આવી રીતે ગાથા હા ૩૦ અને ૪૫ માં જણાવેલી આ બે શકિતઓ સામસામી જતી અને comparative હાલત દર્શાવતી જોડ શકિતઓ છે, અને તેઓ એક વિચાર કરી શકતાં માણસની મનશકિતની હાલત માત્ર દેખાડે છે, કે જે મન કોઇ વખતે **વધારે** ભલું હોય છે યા થાય છે, અને બીજે વખતે તે **બુરૂં** થાય છે. આ બાબદને આ રીતે સમજવાથી એમ લાગે છે કે જેટલો વખત એક બુરો વિચાર મનમાં આવે છે, તેટલો વખત અને તેટલે દરજ્જે મન **બુરૂં** યાને 'અંગ્ર' યા 'અક' ગણાય છે, પણ તે બુરો વિચાર મનમાંથી નીકલી જાય છે, ત્યારે તે મન હતું તે કરતાં **વધારે** ભલું યાને 'વહયો' યા 'સ્પન્યાઓ' થાય છે. આવી મનની ઉલતી સુલતી હાલત દર્શાવવાને માટે પયગામ્બર સાહેબે આ બે જોડ શકિતઓની વાત કીધી છે. આપણને લાગે છે કે પયગામ્બર સાહેબનાં વખતમાં અને તેની આગમજ જે મહા બુરી તેમજ મહા બળવાન શકિત યા હસ્તિની માન્યતા હતી કે જે બુરી હસ્તિ મીનોઇમાં તેમજ ગેતીની દુન્યામાં અહુરમજદની સામે એક બળવાન હરીફ તરીકે હમેશાં કામ કરતી હતી એવો તે લોકોનો ખોટો ખ્યાલ દુર કરવાને માટે, પયગામ્બર સાહેબે જણાવવાની ધારણા રાખી હતી કે અહુરમજદનો કોઇ હરીફ નથી, તેવણની સામે કોઇપણ બુરી હસ્તિ કામ કરી શકતી નથી પણ જે કાંઇ બુરૂં થાય છે તે માટે માણસ પોતે જોખમદાર છે, તે પોતે બુરો થાય છે, અને દુન્યાની અંદર તેમ કરીને બુરાઇનો વધારો કરે છે. જો ગાથાવાલી જોડ શકિતઓમાંની

એકને યાને 'અક' યા 'અંગ્ર'ને પાછલા અવસ્તામાં આવેલા સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ કે જેઓ **જોડયા** નથી, પણ છુટા છુટા છે, તેઓ માંના અંગ્ર મઇન્યુ સાથે સરખાવવાની હઠ લેવામાં આવે છે તો તેનું એક પરિણામ એવું આવે છે કે અહુરમજ્દ તમામ સત્તાવાલો Omnipotent નથી તેમજ તે 'વીસ્પનામ્ મઝીશતેમ્' યાને સર્વથી ચઢયાતો પણ નથી.

## ગાથામાં દર્શાવેલી બે જોડ શકિતઓ અહુરમઝ્દની અંદર રહેલા બે સારા નરસા પ્રકાર નથી.

ના, એટલુંજ નથી, પણ જેમ બાજે વખત કહેવામાં આવે છે કે સ્પેન્તા-મઇન્યુ અને અંગ્ર મઇન્યુ તો અહુરમજ્દની પોતાની અંદર રહેલા બે પ્રકારો છે, તો તેવુ બોલવું ધાસ્તી ભર્યું અને ગંભીર પરિણામ ઉપજાવે છે, અને તે એ કે ખુદાની પોતાની અંદર 'અંગ્ર' યા 'અક'નો યાને બુરાઇનો અંશ રહેલો છે! આવું બોલવાવાળા સાહેબો આ બાબદને કોઇપણ સમજણથી whittle down કરી શકે નહી, ગમે તેવી સમંજણ આપીને આ ગંભીર બાબદને ઉડાવી દઇ શકે નહી, કારણકે આપણે **હમેશાં** ધ્યાનમાં રાખવાનું છે કે ગાથના હા. ૩૦ અને ૪૫ માં તેમજ ગાથામાં બીજે ઠેકાણે આવેલા 'અંગ્ર' યા 'અક'ને **હમેશાં સંપુર્ણ રીતનો બુરો** જણાવ્યો છે, તેને માટે એમ કહ્યું નથી કે આ 'અંગ્ર' યા 'અક' કોઇ વખતે ઓછો બુરો થઇ શકે છે, યાને તે ભલો પણ થઇ શકે છે. 'અંગ્ર' બુરો છે, તે હંમેશને માટે બુરો છે, એ વાત ભુલવી જોઇતી નથી. 'અંગ્ર'ને હમેશાં તોડવાની વાત છે, તેને પંપાલવાની વાત નથી. એક બુરો વિચાર **જેટલો વખત** માણસનાં મનમાં રહે છે, તેટલો વખત તે બુરો વિચાર સંપુર્ણ રીતે બુરો રહે છે. પણ જેવો તે બુરો વિચાર દુર થાય છે, ત્યારે માણસનું મન 'વહયો' અથવા 'સ્પન્યાઓ' એટલે વધારે ભલું અને વધારે વૃદ્ધિ કરનાર થાય છે. ત્યારે ગાથાવાલી આ બે જોડ શકિતઓ એક વિચાર કરી શકતાં માણસનાં મનની બે જુદી જુદી, ઉલટી જતી ખાસ્યતો યા વલણ કે વૃતિ માત્ર દેખાડે છે. જો એમ છે તો ખુલ્લું છે કે આ બે જોડ શકિતઓને અહુરમજ્દ સાથે કાંઇપણ લાગતું વળગતું નથી, કારણ કે અહુરમજ્દ હંમેશાં સંપૂર્ણ ભલાઇનો, ભલાં મનનો ભંડાર છે. તે 'સ્પન્યાઓ' નથી, પણ 'સ્પેનીશ્ત' છે. અહુરમજ્દની અંદર 'અંગ્ર' યા 'અક'ને જોવાની તજવીજ કરવાથી એક ખરા ખુદાનો સંપુર્ણ ભલાઇ વિગેરેનો દરજ્જો

કમતી થઇ જાય છે. એવો બુરાઇનો કહેવાતો ભેળવાલો અને તેટલા માટે અપુર્ણ ખુદા આપણી પરસતેશને લાયકનો હોઇ શકે નહિ.

## ગાથાના હા. ૩૦ અને ૪૫ વાળી સામસામે જતી આ બે જોડ શકિતઓ વળી કુદરતની અંદરની કહેવાતી બે જુદી જુદી અને સામસામી લડાઇ કરતી હસ્તિઓ પણ નથી.

વળી એવું પણ કહેવામાં આવે છે કે કુદરતની અંદર આ બે બળવાન હસ્તિઓ હરીફ તરીકે એકમેકની સામે કામ કરે છે. એટલુંજ નહી, પણ તેઓમાંની એક સારી પેદાયશો પેદા કરે છે, અને બીજી ખરાબ પેદાયશો પેદા કરે છે. આ પ્રમાણે કુદરતની અંદર એકસરખા બળવાન બે પેદા કરનારાઓ Two Creators ની વાત કરવામાં આવે છે. જો આમ હોય તો ગાથાનું લખાણ ખોટું પડે છે, અને અહુરમજ્દને તમામેનો પેદા કરનાર, 'વીસ્પનામ્ દાતારૅમ્', અને તમામોમાં સર્વથી ચઢયાતો, 'વીસ્પનામ્, મજીસ્તેમ્' તરીકે ગણી શકાતો નથી. કુદરતની અંદર આગ, રેળ, ધર્તિકંપ વગેરે જે મોટી આફતો હર જમાનામાં અને દુન્યાનાં અનેક ભાગમાં વારંવાર આવે છે, તે ઉપર વિચાર કરતાં એમ લાગે છે કે પયગામ્બર સાહેબનાં જમાનાની આગમજ એવું ધારવામાં આવતું કે એક સંપુર્ણ ભલાઇવાળો ખુદા આવી મોટી ખરાબીઓ ઉભી કરે નહી, અને તેથી કરીને, ખુદાની સંપુર્ણ ભલાઇ જાળવી રાખવાને માટે, માણસો એવા વિચાર ઉપર આવવા દોરવાયાં કે પ્રેરાયાં હોય કે આ બધી ખરાબીઓ કોઇ બીજી બળવાન અને બુરી શકિત ઉભી કરે છે, તો તેમાં નવાઇ જેવું નથી.

## અષનો અચળ કાયદો.

પણ જ્યારે જરથુશ્ત્રએ પોતાના લખાણોમાં 'અષ'ના કાયદાનો, યાને એક અચળ (immutable) કાયદાનો ખ્યાલ આપ્યો કે જે અચળ કાયદા પ્રમાણેજ કુદરતની અંદરના બીજા દરેક કાયદાઓ ચાલે છે, અને દરેક બનાવો બનતા રહે છે, ત્યારે તેવણે એક મહાન સચ્ચાઇ પહેલીજ વાર જાહેર કરી, કે જે કાંઇ થાય છે તે અહુરમજ્દનાં આપેલા 'અષ'ના કાયદાની રૂએજ થાય છે, અને તે કાયદાની અંદર ભાંગટુટ કરવાની કોઇપણ બીજી હસ્તિની મજાલ નથી. પોતાના આપેલા 'અષ'નાં અચળ કાયદાની સાથે અહુરમજ્દ પોતે 'હજઓષ' યાને એક વિચાર યા મરજીના છે, એમ ગાથા તેમજ અવસ્તા સ્પષ્ટ કરે છે. કમનસીબે જે હાલત ઉપર આપણે માણસો હાલમાં પુગેલાં છીએ,

તેવી આપણી નાકેસ હાલતમાં આપણે કુદરતી આફ્તોની વાત બરાબર સમજી શકતાં નથી, આપણા મનમાં અનેક ગુંચવાડા ઉત્પન્ન થાય છે. આ બાબદમાં આપણે એટલુંજ યાદ રાખ્યે તો બસ છે કે જો કુદરતની અંદર અહુરમજ્દની સામે બીજો કોઇ બળવાન હરીફ છે, તો તેથી અહુરમજ્દ Omnipotent યાને સર્વ શકિતવાન ખુદા તરીકે વધુવાર રહેતો નથી. આપણે પાકું અને પાકું કહીએ કે તેથી અહુરમજ્દ તમામોનો આપનાર તરીકે, અને તમામોમાં સર્વથી ચઢયાતો તરીકે, વધુવાર રહી શકતો નથી.

ગાથાવાળી બે જોડ શકિતઓની ખરી મતલબ બાબે બીજી અનેક દલીલો મેં મારી ઉપર જણાવેલી સ્પેન્ત મઇન્યુવાળી ચોપડીમાં આપી છે, તે ઉપર અત્રે ધ્યાન ખેંચી આપણે આગલ ચાલીશું.

## આ બે મીનોની કાંઇક નવી સમજણ. જરથોશ્તે કહ્યું એક, આપણે સમજ્યા બીજું!

હવે આ બે જોડ શકિતઓ બાબેની એક ઘણી ગુચવણ ભરેલી બાબદમાં દાખલ થઇએ છીએ. આ બાબદે પાછલાં લખાણોમાં ગુંચવાડો ઉત્પન્ન કીધો છે, અને તેમાંથી બે બળવાન હરીફ ખુદાઓની વાત ઉભી થઇ છે, એમ મને મારા અદના અભ્યાસ ઉપરથી લાગ્યું છે. આગલ કહી ગયા તેમ ગાથાવાળા હા. ૩૦, જેમાં **બે જોડયા** શકિતઓની, બે જોડયા મીનોની, વાત આવી છે. તેજ હાના બીજા ફકરામાં દરેક માણસની પોતપોતાના એતેકાદની પસંદગી બાબેની વાત આવી છે. તે બાબદ આ હાના પહેલા ફકરામાં ચોકખી કરવામાં આવી છે. ત્યાં પયગામ્બર સાહેબ કહે છે કે "અહુરમજ્દને માટે સેતાયશ, 'વંઘૂહેઉશ મનંઘૂહો' યાને ભલાં મનની આરાધના તથા 'અષ' યાને રાસ્તીની મારફતે ખુબીવાલા માંથ્ર હું કહી સંભળાવીશ. એ બાબદને **આત્મ બોધ**ને લીધે શિખવા લાયક અને ફાયદાકારક હું ગણું છું." આ હાની શરૂઆતમાંજ આવી રીતે આત્મબોધ યા Spiritual illumination ની વાત કરી છે. આ ઉપરથી સેહજે સમજાશે કે આ હામાં પોતાની ઉત્તમ નસીહતોને સાંભળીને તેની ઉપર રોશન વિચાર શકિતથી દરયાફ્ત કરવાને માટે અશો જરથુસ્ત્ર, બીજા ફકરા મુજબ, માણસોને બીદાર થવા કહે છે. આત્મ બોધની નસીહતો સમજાવવાને માટેજ તેવણ સાહેબ ત્રીજા ફકરામાં ઉપર જણાવેલા બે જોડયા મીનોની વાત કરે છે, અને ચોથા ફકરામાં કહ્યું છે કે "જ્યારે

આ બે જોડ શકિતઓ સાથે મલી ત્યારે તેઓએ (દજૂદે ગએમ્ચા અ-જયાઇતીમ્ચા) 'ગય' અને 'અ-જયાઇતીમ્' આપી." પછી કહ્યું છે કે "જ્યાં સુધી **અંઘ્રહુ** યાને **માનસીક જીંદગી** ચાલશે ત્યાંસુધી" ઉપર મુજબની 'ગય' અને 'અ-જયાઇતી' ચાલ્યા કરશે. પછી છેલ્લે આ ચોથા ફકરામાં જણાવ્યું છે કે 'ગય' અથવા 'અ-જીયાઇતી'ને પકડી રાખવાનાં પરિણામમાં સારા માણસને 'વહીસ્તેમ્ મનો' યાને સર્વથી સરસ મન મળશે પણ એક ખરાબ માણસને 'અચિશ્તેમ્ મનો' યાને સર્વથી ખરાબ મન મળશે. હા. ૩૦ નાં આ પહેલા ચાર ફકરાઓ ઉપર તેમજ પાછળ આવતા ફકરાઓ ઉપર સંભાળથી વિચાર કરતાં જણાય છે કે તેમાં માણુસોને માટે શું સારૂં છે અને શું બુરૂં છે તેનીજ વાત કરવામાં આવી છે, અને માણુસોની મન શકિત શુદ્ધ કરવા ઉપર ભાર મેલવામાં આવ્યો છે. પણ આગલા તેમજ હાલના ઘણાખરા બધા અભ્યાસીઓ એવુંજ જણાવે છે કે આ બે જોડયા મીનોની મતલબ તેઓને બે સામસામા જતા અને પેદા કરનાર હરીફો તરીકે લેવાની છે, જેઓમાંનો એક સારી પેદાયશો પેદા કરે છે અને બીજો બુરી પેદાયશો પેદા કરે છે. ચોથા ફકરામાં આવેલા 'ગય' અને 'અ-જયાઇતી' શબ્દોની ખરી મતલબ ન સમજવાથી તરજુમો એવો થયો છે કે આ બે જોડયા મીનોએ "જીંદગી અને નાશ પેદા કીધાં." પણ આ તરજુમો ખરો હોય તો પછી ગાથામાં એકલા અહુરમજૂદનેજ **તમામેનો પેદા કરનાર** તરીકે જણાવ્યો છે તે ખોટું ઠરે છે! અને આપણુને સમજ પડે છે કે આ ફકરામાં આવેલા 'દજૂદે' શબ્દની મતલબ **પેદા કીધું** એમ થઇ શકે નહી, કારણ કે તેમ થાય તો પછી ગાથામાં ત્રણ **પેદા કરનાર**ની વાત આવી જાય.

## ગય અને અ-જયાઇતી શબ્દોનો હાલનો તરજુમો ખરો હોય તો તેમાંથી એક ગંભીર મુશ્કેલી ઉભી થાય છે.

'ગય'ની મતલબ જીંદગી યાને માણસોની શારીરીક જીંદગી તરીકે લઇએ તો આ બે જોડ શકિતઓએ યા તેમાંની એકે જીંદગી **પેદા** કીધી એમ માનવામાં કદાચ વાંધો આવે નહિ. પણ ત્યારે 'અ-જયાઇતી'ની મતલબ શું થાય? 'અ-જયાઇતી' એટલે 'જયાઇતી' અથવા હસ્તિથી ઉલટી હાલત, અથવા હસ્તિની ગેરહાજરી. આ શબ્દમાં જે 'અ' પ્રત્યય આવ્યો છે તે 'જયાઇતી'ની યાને હસ્તીની negative હાલત યાને ગેરહાજરી

દેખાડે છે. આપણે કહીએ કે 'ગય' યાને હસ્તિને **પેદા કરવાની** વાત સમજી શકાય, પણ હસ્તિની negative હાલત, અથવા હસ્તિની ગેર-હાજરી તે કેવી રીતે **પેદા કરવામાં** આવે! **જેની હસ્તીજ નહી તેવી હાલતને** કેવી રીતે પેદા કરી શકાય! બીજા બોલોમાં, 'લાઇફ'ને પેદા કરી શકાય, પણ 'નોન–લાઇફ'ને કેમ પેદા કરી શકાય?

## વિદ્વાન ધર્મ અભ્યાસી મીલ્સનાં મનનો ગુંચવાડો.

વિદ્વાન મીલ્સ આ ફકરાનાં તરજુમામાં તેમજ તેની સમજણ આપવામાંજો કે બીજા વિદ્વાનો માફકજ બોલે છે, છતાં તેવણનાં મનમાં 'અ–જયાઇતી' શબ્દએ મુશ્કેલી ઉભી કરી છે. તેવણ કહે છે કે "Observe the singular *abstract* a-jyâitîmcha, which is not lightly to be passed over. Why not a more ordinary expression? The danger is great that by aiming to reduce all to common place for the sake of safety, we may *demolish many an interesting conception of antiquity.*" વિદ્વાન મીલ્સ વાસ્તવિક રીતે પુછે છે કે 'ગય' એટલે life યાને જીંદગીથી ઉલતી હાલત દર્શાવવાને માટે પયગામ્બર સાહેબે આવા નવાઈ જેવા 'અ–જયાઇતી' શબ્દનો ઉપયોગ કાં કીધો? મતલબ કે શું તેવણને death અથવા destruction યાને મોત યા નાશની મતલબ ધરાવતો જુદો શબ્દ ન મલ્યો કે તેવણને negative હાલત દર્શાવતો 'અ–જયાઇતી' શબ્દ વાપડવાની ફરજ પડી? વિદ્વાન મીલ્સના મનમાં આવો ગુંચવાડો ઉત્તપ્ન થવાનું કારણ એ કે તેવણે બીજા અભ્યાસીઓ માફક 'ગય' શબ્દની મતલબ life યાને જીંદગી તરીકે લઇ લીધી. જો આપણી તપાસ હેઠળનાં ૩૦મા હાની એ મીનોની મતલબ માણસોનાં મનની બે ઉલટા સુલતી હાલતો તરીકે તેવણ સમજ્યા હતે તો 'ગય' શબ્દની મતલબ life યાને જીંદગી તરીકે અને 'દજદે' શબ્દની મતલબ **પેદા કરવા** તરીકે નહિ લેતે. ત્યારે હવે 'ગય' અને 'અ–જયાઇતી' શબ્દોની વાસ્તવિક મતલબ શું થાય? હું નીચે મુજબ સમજવાની કોશેશ કરૂં છું.

## ગય અને અ–જયાઇતી શબ્દોની વાસ્તવિક સમજણ. તેઓ કાંઇ હસ્તિઓ અથવા entities નથી.

આપણે એમ સમજવું જોઇએ છે કે માણસોના વિચાર કરી શકતાં



મનની અંદર રહેતા યા ઉભા થતા આ બે **જોડયા** 'મઇન્યુ' યાને મીનો માણસોનાં મનની અંદર કોઇ વખત 'ગય' તો બીજી વખત 'અ-જયાઇતી' ઉભાં કરે છે. આ બે જોડયા મીનોને હું ખરી (actual) હસ્તિ entities તરીકે લેતો નથી. માણસોનાં મનનાં બે સામસામા જતા પ્રકારોની હાલત દર્શાવવાને માટે આ 'મઇન્યુ' શબ્દ વપડાયો છે એમ હું ધારૂં છું, અને 'મઇન્યુ,' 'મીનો,' શબ્દ ની બે જુદી જુદી રીતની વ્યાખ્યા, જે આપણે આગલ જોઇ ગયા છીએ, તે ઉપર પાછું ધ્યાન ખેંચું છું. હું 'ગય' શબ્દની મતલબ spiritual illumination તરીકે લઉ છું. ૩૦ મા હાના પહેલા ફકરામાં જે 'રઑચેબીશ્' શબ્દ આવ્યો છે, જેને મહુંમ વિદ્વાન કાંગાજી spiritual illumination તરીકે નોટમાં જણાવે છે, તે અર્થે 'ગય' શબ્દની મતલબ હું સમજું છું અને તે માટે ન્યુ તેસ્તેમેન્ટવાલા સેંટ જોનનાં 'ગોસ્પલ'માં આવેલી લાઇફ શબ્દની મતલબ મને ઘણી અર્થસુચક લાગી છે. ત્યાં પહેલાં ચેપતરમાં આવ્યું છે કે: In the Word was life, and the life was the light of men, યાને ખુદાના 'શબ્દ'માં લાઇફ યાને ખરી જીંદગી સમાયલી રહેલી છે, અને આ લાઇફ તે માણસોનાં મનની લાઇટ યાને રોશની યાને spiritual illumination છે. આ બાબદને વધુ સમજાવતાં ત્રીજાં ચેપટરની ૩૬ મી કલીમાં આવ્યું છે કે He that believeth in the Son hath eternal life, but he that obeyeth not the Son shall not see life, but the wrath of God abideth on him, યાને કે જે માણસ ખુદાના દિકરામાં યાને ક્રિસ્તોસ અથવા ક્રાઇસ્તમાં માને છે, તેને હમેશની લાઇફ મલે છે, પણ જે તેનામાં માનતો નથી તે ખરી લાઇફ જોઇ શકશે નહિ, પણ ઉલટું ખુદાનો કેહર તેની ઉપર રહેશે. ખુદાના દિકરાનો અથવા ક્રિસ્તોસ યા ક્રાઇસ્તનો ખ્યાલ ખ્રિસ્તીઓએ આપણા પવિત્ર ગાથાવાળા સ્પેન્તા મઇન્યુ ઉપરથી લીધો છે એમ હું માનું છું, અને તે બાબે મેં મારી A New Interpretation of Spenta-Mainyu વાળી ઉપર કહેલી ચોપડીમાં વિગતે જણાવ્યું છે. તેજ પ્રમાણે માનવાને કારણ મલે છે કે ગાથા-વાળા 'ગય' અને 'અ-જયાઇતી'ની વાત સેંટ જોનાવળા 'ગોસ્પલ'માં મઢી લેવામાં આવી છે. સેંટ પોલનાં "એપીસતલ્સ ટુ ધી રોમન્સ"ની અંદર આ બાબે નીચે મુજબ આવ્યું છે: The wage of sin is death, but the

free gift of God is eternal life in Christ Jesus our Lord, (Epistles to the Romans) યાને કે આપણા પાપોનો બદલો મોતમાં છે, પણ સારા કામોનાં બદલામાં eternal life યાને હમેશની જીંદગી આપવામાં આવે છે. જે પ્રમાણે સેંટ જોનનાં 'ગોસ્પલ'માં આવ્યું છે તેજ પ્રમાણે સેંટ પૉલનાં 'એપીસતલ્સ'માં કહયું છે કે પાપીઓને માટે 'સ્પીરીત્યુઅલ' મોત છે, સારાં માણસોને માટે હમેશગીની જીંદગી છે. બીજા બોલોમાં સારા માણસોને માટે 'સ્પીરીત્યુઅલ ઇલ્યુમીનેશન' યાને રોશની છે; પણ પાપી માણસોને માટે 'સ્પીરીત્યુઅલ' મોત છે યાને પાપી માણસો તેટલો વખત સુધી ખુદાની મહેરથી દુર થાય છે. આ ફકરામાં આવેલા મોત શબ્દની મતલબ શારીરીક જીંદગીની આખરી તરીકે નહી, પણ રવાનીક મોત તરીકે લેવાની છે.

## ત્યારે ગય એટલે માણસની રવાનીક રોશની અને અ-જયાઇતી એટલે રવાનીક મોત.

આ સમજણ પરથી જોઇ શકયે છીએ કે ગાથાવાળા હા ૩૦ ની અંદરનાં 'ગય' શબ્દની મતલબ માણસનાં મનની 'સ્પીરીત્યુઅલ' રોશની અને તેથી ઉલટી **નેગેતીવ હાલત દર્શાવતા** 'અ-જયાઇતી' શબ્દની મતલબ માણસનાં મનની રોશની વગરની યાને અજ્ઞાનતાનાં અંધકાર સાથની તેટલો વખત માટેની બુરી હાલત, તેનું રવાનીક મોત.

'ગય' અને 'અ-જયાઇતી' શબ્દોની ખરી સમજણ પરથી હવે જોઇ શકાય છે કે હા. ૩૦ વાળા બે જોડયા મઇન્યુ કાંઇ ખરી હસ્તિ ધરાવતી શકિત યા entities નથી પણ વિચાર કરી શકતાં માણસનાં મનની ઉલટી સુલતી હાલત દર્શાવવાને માટેજ તેઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

આપણે શરૂઆતમાં કહી ગયા છીએ કે આ બે જોડયા મીનોની વાત હા. ૩૦ ઉપરાંત હા. ૪૫ માં પણ આવી છે. તેના બીજા ફકરામાં આ બે જોડયા મીનો બાબે બોલતાં તેઓને "અંઘૂહેઉશ્ મઇન્યુ" યાને કે 'અંઘુહુ' યાને માણસાઇ જીંદગીને લગતા જોડયા મીનો તરીકે જણાવ્યા છે. જે પ્રમાણે હા ૩૦ માં તેઓને 'વહયો' એટલે **વધારે ભલા** અને 'અકેમ્' એટલે બુરા તરિકે જણાવ્યા છે, તેજ પ્રમાણે હા. ૪૫ ની અંદર પણ તેઓને 'સ્પન્યાઓં' એટલે **વધારે વૃધ્ધિ કરનાર** અને 'અંગ્ર' એટલે બુરા તરિકે જણાવ્યા છે. બન્ને હામાં તેઓ બાબે બોલતાં, 'કમપેરેતીવ ડિગ્રી'

નો ઉપ્યોગ કીધો છે, તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. વળી પાછુ યાદ રાખવાનું છે કે ગાથામાં આ બે જોડયા મીનોને કંઇ પણ 'સ્પેન્તા મઇન્યુ' અને 'અંગ્ર મઇન્યુ', એવાં ખાસ નામ Proper nouns તરીકે જણાવ્યા નથી, કે જેવી રીતે પાછળા અવસ્તામાં કરવામાં આવ્યું છે. વધુ ધ્યાનમાં રાખવાનું છે કે પાછળા અવસ્તામાં સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુને મેસ્કયુલીન જેન્ડર=નર જાતિમાં જણાવ્યા છે, જ્યારે ગાથાવાળા બે જોડયા મઇન્યુને હમેશાં ન્યુતર જેન્ડર=નાન્યાતર જાતિમાં જણાવ્યા છે. વલી જયારે ગાથાવાળા બે મઇન્યુને **જોડયા** તરિકે જણાવ્યા છે, ત્યારે પાછલા અવસ્તામાં સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુને 'યમા' યાને **જોડયા** તરીકે જણાવ્યા નથી, પણ તેઓનું છુટું છુટું કામ દર્શાવ્યું છે.

## પાછળા અવસ્તામાં ભુલ થવાનું કારણ.

મને એમ લાગે છે કે ગાથા હા. ૩૦ માં આવેલા 'દજૂદે' શબ્દની મતલબ 'પેદા કીધાં' તરીકે લેવાવાથી, તેમજ 'ગય' અને 'અ-જયાઇતી' શબ્દોનું ખરું રહસ્ય ઉપર જણાવ્યું તેમ વખતના અરસામાં ભુલાઇ જવાવાથી, પાછળા અવસ્તામાં બે ખુદા બાબેની વાત ઉભી થઇ છે. પયગામ્બર સાહેબની ફીલસુફીથી ભરેલી વાત તેવણનાં પોતાના જમાનામાં પણ કેટલાક માણસો સમજી શકયાં ન હતાં તે બાબે તેવણ હા. ૩૦ નાં છટ્ટા ફકરામાં અફસોસ સાથે જણાવે છે કે "દેવની તરફેણવાળાઓ (દએ-વાચિના) આ બે મીનોના બરાબર રીતે તફાવત સમજી શકયા નહિ, જોકે જ્યારે તેઓ જવાબ સવાલ કરવાને આવ્યા ત્યારે તેઓને આપણે મહાત કીધા હતા. તે છતાંબી તેઓએ સઉથી બુરો વિચાર અખ્તયાર કીધો અને 'અએષ્મ', 'એષમ' યાને ગુસ્સાની સાથે મલી ગયા, જેથી તેઓ 'અહૂમ્ મરૅતાનો' યાને, માણસોની જીંદગીને ખરાબ કરે." જો પયગામ્બર સાહેબની હૈયાતીમાંજ આ પ્રમાણે બન્યું તો પછી જેમ જણાવવામાં આવ્યું છે તેમ તેવણની હૈયાતી પછી એકવાર ફરીથી દીન બાબેની અજ્ઞાનતા માણસોમાં આવી, તે વખતે પયગામ્બર સાહેબનાં વખતની આગમજની બે હરીફ ખુદાની માન્યતા એકવાર ફરીથી આસ્તે આસ્તે દાખલ થઇ હોય તો તેમાં ખાસ અજબ થવા જેવું નથી. આપણને લાગે છે કે પાછળા વખતમાં જ્યારે આપણા લખાણોમાં બે હરીફ ખુદાની માન્યતા પાછી દાખલ થવા પામી, ત્યારે તે લખનારાઓએ ખચીતજ એમ તો નહિ માન્યું કે તેઓ જરથોસ્તી ધર્મથી

ઉલટા જતા હતા કારણ કે તેઓને, અલબત્તાં ભુલથી, બે હરીફ ખુદાની વાતનો આધાર, આગલ કહી ગયા તેમ, હા. ૩૦ અને હા. ૪૫ માં આવેલી બે જોડયા મીનોની વાત ઉપરથી મલ્યો!

## વંદીદાદમાં અહુરમજ્દ અને અંગ્ર મઇન્યુ!

આ પ્રમાણે આપણે જોઇએ છીએ તેમ વંદીદાદની પહેલી પર-ગર્દમાં બે સામસામા હરીફાઇ કરતા બે ખુદા હોય એવી રીતની લખાણ-બાજી મલે છે. અહુરમજ્દે સારૂં પેદા કીધું ત્યારે **"તેથી ઉલટુ"** અંગ્ર-મઇન્યુએ ખરાબ પેદા કીધું. આપણે અત્રે જણાવવું જોઇએ કે સાધારણ રીતે પેદા કરવા બાબે 'દધ્' એવો શબ્દ આવે છે, તે શબ્દ વંદીદાદમાં આવ્યો નથી. પણ સારૂં પેદા કરવાને માટે 'ફ્રા-થ્વૅરૅસ્ત્' અને ખરાબ પેદા કરવાને માટે 'ફ્રા-કૅરૅન્તત્' એવા શબ્દો આવ્યા છે. આ શબ્દોની મતલબ ગમે તેમ સમજ્યે, તોપણ આટલું તો ખુલ્લું દેખાય છે કે અહુરમજ્દ અને અંગ્ર મઇન્યુ વચ્ચે હરીફાઇ જેવું તો કાંઇ છેજ. અહુરમજ્દે એક સારૂં પેદા કીધું, તો **"તેથી ઉલતુ"** અંગ્ર મઇન્યુએ ખરાબ પેદા કીધું!

## યજશ્નેમાં તેમજ સરોશ યશ્તમાં સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ!

જેમ વંદીદાદમાં તેમજ યજશ્નેનાં ૫૭ માં હા, કે જેને આપણે સરોશ યસ્ત તરીકે કહીએ છીએ, ત્યાં પણ સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુને "પેદાયશો બનાવતા" જણાવ્યા છે, 'યત્ મઇન્યુ દામાન્ દધઇતૅમ, યસ્ચ સ્પેન્તો મઇન્યુશ યસ્ચ અંઘ્રો'. અહીં આપણે જોઇએ છીએ કે વંદી-દાદમાં સારૂં પેદા કરવાની બાબદમાં ફ્રા-થ્વેરેસ્ત્ અને ખરાબ પેદા કરવાની બાબદમાં ફ્રા-કૅરૅન્તત્ એવા બે શબ્દો આવ્યા છે, ત્યારે સરોશ યશ્તમાં ફક્ત એકજ શબ્દ આવ્યો છે અને તે પણ 'દધીત' શબ્દ છે, કે જે 'દધ્' શબ્દની પેદા કરવાની મતલબ ધરાવે છે. પણ વધારે વિચીત્ર અને અજબ જેવું તો એ છે કે સરોશ યશ્તમાં યાને યજશ્નેના ૫૭ માં હામાં બે મીનોની પેદા કરવાની વાત ઉપરાંત **જાબજા** વલી અહુરમજ્દની પોતાની પણ પેદા-યશની, 'મજ્દાઑ—દામાન્'ની, વાત પણ સાથે સાથે આવી છે! આ ઉપરથી આટલું તો ચોકસ છે કે યજશ્નેના ૫૭ માં હાનો લખનાર ખરા પેદા કરનાર તરિકે તો અહુરમજ્દને ગણે છે. તેજ પ્રમાણે યજશ્નેના બોંતેર હામાં અનેક વાર અહુરમજ્દને પેદા કરનાર તરીકે ગણ્યો છે.

ત્યારે આપણે સમજવાનું છે કે ૫૭ માં હામાં યાને સરોશ યશ્તમાં આ બે મીનોએ 'દામાન દધીતૅમ્' કીધું, તેમાંથી પેદાયશો પેદા કરવાની વાત ઉઠાડવાની નથી કારણ કે તેમાં જણાવ્યા પ્રમાણે અહુરમજ્દ એકલો પેદા કરનાર છે, તો આ બે મીનોની વાતને કાંઇ જુદીજ રીતે સમજવાની છે. બે મીનોએ 'દામાન્' યાને પેદાયશો આપવાની યા પેદા કરવાની વાતને કેવી રીતે સમજવી? હા. ૫૭ અને સરોશ યશ્તમાં આવેલું "યત્ મઇન્યુ દામાન્ દઇધીતૅમ, યસ્ચ સ્પેન્તો મઇન્યુશ્ યસ્ચ અંઘ્રો" વાળું વાકય ફ્રવર્દીન યશ્તનાં ૭૬ માં ફકરામાં પણ આવ્યું છે. મને કહેવામાં આવ્યું છે કે આ વાકયમાં જે 'દામાન્'ની વાત આવી છે, તે દામાન્ તે કાંઇ સૃષ્ટિની પેદાયશો નથી પણ માણસનાં વિચાર કરી શકતાં મનની મારફતે જે mental creations ઉભાં થાય છે તેને લગતી આ વાત છે, એમ મારૂં પણ માનવું છે. પણ કમનસીબે સરોશ યશ્તમાં આવેલી આ બાબદ મને બરાબર ખુલ્લી રીતે સમજ પડતી નથી, એટલુંજ બોલીને મને અત્રે અટકવું પડે છે.

બે જોડયા મીનો તથા 'ગય' અને 'અ-જ્યાઇતી'ની તેમજ 'દજ્દે' શબ્દની ખરી સમજ લેવાની તજવીજ કરતાં આપણે બહુ લંબાણથી બોલ્યા છીએ. આ બાબદને હજી પુરો ઇનસાફ અત્રે આપ્યો નથી, યાને બધી દલીલો કરી શકાઇ નથી, તેથી તે માટે મારી ઉપર જણાવેલી સ્પેન્તા મઇન્યુવાળી ચોપડીનો હવાલો આપીને હવે આપણી બાબદમાં આગલ વધીશું, અને કહેવાતી એક નવી વાતમાં દાખલ થઇશું.

**હા. ૩૦ અને ૪૫ માં જણાવેલા બે જોડયા મીનો, જેઓમાંનાં એકને વધારે ભલો અને બીજાને 'અક' એટલે બુરા તરીકે જણાવેલા છે, તે અવસ્તામાં આવેલા 'પાયૂ થ્વૉરૅશ્તાર' સાથે એકજ નથી.**

બે જોડયા મીનોની મતલબ આપણે એવી રીતે લીધી છે કે તેઓ એક વિચાર કરી શકતાં માણસનાં મનની અંદર ઉભા થતા બે સામસામા જતા વધારે ભલા અને બુરા પ્રકારોજ માત્ર દેખાડે છે. આપણે પુરવાર કરવાની તજવીજ કીધી છે કે આ બે જોડયા મીનો કાંઇ બે પેદા કરનારાઓ યાને Creators નથી, કારણકે અહુરમજ્દ એકલો 'દથ્વાઑ' યાને પેદા કરનાર છે. તેઓ, દાખલા તરીકે, જીંદગી અને નાશનાં પેદા

કરનાર નથી. **અને આ બે મીનોને સૃષ્ટિમાં** કાંઇપણ કાર્ય કરતા જરથુસ્ત્રએ જણાવ્યા નથી. વળી આ બે મીનોની બાબદમાં એમ પણ કહેવામાં આવે છે કે સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ સરોશ યશ્ત વગેરેમાં આવેલા 'પાયુ થ્વૉરેસ્તાર'ની સાથે એકજ છે. આ બીજી સમજણ પણ ખરી લાગતી નથી. તેમાં કાંઇક ઉતાવળ થતી હોય એમ લાગે છે. સરોશ યશ્ત વડીનાં પહેલા કરદામાં આવ્યું છે કે "સરોશે 'પાયૂ થ્વોરૅશ્તાર' ને આરાધ્યા કે જે બન્નેએ ( યા વિસ્પ થ્વેરેસતો દામાન્) તમામ પેદાયશોનો (થ્વેરેસતો) ઘાટ ઘડયો. અત્રે શરૂઆતમાંજ ધ્યાનમાં રાખવાનું છે કે આજ યશ્તનાં બીજા ભાગમાં સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુને, ખાસ નામે જણાવીને, તેઓને માટે કહ્યું છે કે તેઓએ 'દામાન દઇધિતૅમ્' યાને પેદાયશને 'દઇધિતૅમ' કીધી યાને પેદા કીધી. જે સાહેબો 'પાયૂ થ્વોરૅશ્તાર' તેજ સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ છે એમ બોલે છે, તેઓએ ધ્યાનમાં રાખવાનું છે કે જયારે સ્પેન્ત અને અંગ્રને 'દઇધિતૅમ્' એટલે આપી યા પેદા કીધી એવો શબ્દ લગાડયો છે, ત્યારે 'પાયૂ થ્વોરૅશ્તાર' ને 'થ્વેરેસત' એટલે ઘાટ ઘડયો એવો શબ્દ લગાડયો છે. જો આ બન્ને એકજ હોય તો તેઓ માટે જુદા જુદા શબ્દો કાં વાપડયા? 'પાયૂ થ્વોરૅસ્તાર' શબ્દોની મતલબ દેખાડે છે કે 'પાયૂ' તે બચાવનાર protector અને 'થ્વોરૅસ્તાર' તે ઘડનાર moulder છે યાને કે અહુરમજદ કે જે 'દથવાઓ' યાને પેદા કરનાર છે, તેની પેદાયશો **પેદા થવા પછી,** તેઓને કુદરતમાં સારી હાલતમાં રાખવા માટે આ 'પાયૂ થ્વોરૅસ્તાર'ની ફીલસુફી સમજાવવામાં આવી છે. આ 'પાયૂ થ્વોરૅસ્તાર'નો સંબંધ પેદા કરનાર અહુરમજદ સાથે લગાડયે, તેમાં કાંઇ ખોટું દેખાતું નથી, કારણ કે તેઓ અહુરમજદની પેદાયશને ગમે તો કાપીકુપીને કહો, કે ઓછું વધતું કરીને કહો, તેવી કોઇ સારીજ રીતે વૃધ્ધિમાં આગળ વધારતા રહે છે. આ બેમાંના કોઇ એકનો પણ ચિતાર ખરાબ આપવામાં આવ્યો નથી. એકને ભલો અને બીજાને બુરો એવી રીતે ચિતારવામાં આવ્યા નથી. તેઓ બન્નેની સામટી ભલી ભલાઇને લીધેજ યશ્તનાં પહેલા કરદામાં જણાવ્યું છે કે સરોશે આ 'પાયૂ થ્વોરૅસ્તાર'ને આરાધ્યા. તે વાસ્તવિક છે. પણ શું સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુમાનાં 'અંગ્ર'ને કેઠે પણ કોઇએ પણ આરાધ્યો એવું લખાણ અવસ્તામાં આવ્યું છે? તેમ આવી શકેજ નહિ, કારણકે 'અંગ્ર'ને **હમેશા** બુરોજ ચિતાર્યો છે, અને જે કાંઇ ચીજ

યા હાસ્તિ બુરી હોય તેવી બુરી શકિતને આરાધવાને માટે જરથોસ્તી ધર્મ કદિ પણ તૈયાર હોતો નથી. બલકે, તેથી ઉલટું, 'અંગ્ર'ને તોડવાની, તેને નિર્મુળ કરવાનીજ વાત તે હમેશાં કરે છે. ગાથામાં તેમજ તે પછીના અવસ્તામાં જણાવેલો 'અંગ્ર' પોતાની ખાસ્યત પ્રમાણે પોતાના સ્વભાવ પ્રમાણે બુરૂંજ કરી શકે છે, તેનાથી પોતાથી કાંઇપણ સારૂં કામ થઇ શકતું નથી. ત્યારે અત્રે એક અગત્યનો સવાલ ઉત્પન્ન થાય છે, કે શું જરથોસ્ત સાહેબે ગાથામાં કોઇ એવી વ્યક્તિ યા શકિત કલ્પી છે, કે જે અહુરમજ્દની પેદાયશનો **નાશ** કરી શકવાની હાલતમાં છે? સૃષ્ટિની અંદર અસલથીજ જે 'અષ'નો અચળ કાયદો અહુરમજ્દે સ્થાપિત કીધો છે, કે જે મોટા કાયદાને અનુસાર સૃષ્ટિમાં વધ–ઘટ થયા કરે છે, તેનું રૂપાંતર થાય છે, એકમાંથી બીજામાં તે બદલાયા કરે છે, તો તેવો મહા બળવાન અહુરમજ્દ કે જે 'વીસ્પનામ્ દાતારૅમ્' યાને તમામોનો પેદા કરનાર છે, તે શું એટલો નિર્બળ છે કે અંગ્રમીનો જેવી કહેવાતી, મહા બળવાન પણ મહા બુરી શક્તિ, અહુરમજ્દનાં પોતાના આપેલા અચળ કાયદાની અંદર ભાંગટુટ કરે તો તે અહુરમજ્દ લાચાર થઇને જોયા કરે? આવા આવા વિચારો પરથી લાગે છે કે તમામ સૃષ્ટિ કે જે શરૂઆતથીજ ભલાઇનું મૂળ ધરાવે છે, અને આયંદે સર્વથી મોટી ભલાઇ તરફજ તે જવાની છે, તેવી **સૃષ્ટિની અંદર** કહેવાતા બુરા અંગ્રમીનો જેવી કોઇ શક્તિ યા હસ્તિનું કાંઇ પણ કાર્ય ન હોય. તો પછી બુરા અંગ્રનું કાર્ય **ક્યાં** હોઇ શકે? હા. ૩૦ અને ૪૫ માં જણાવેલી બે જોડયા શકિતઓ બાબે જે સમજણ લંબાણથી આપણે આગળ આપી ગયા છીએ, તે ઉપર પાછો સહેજ વિચાર કરતાં માલુમ પડે છે કે આ બે જોડયા મીનોમાંનો જે 'અંગ્ર' યા 'અક' યાને બુરો છે, તેનું સ્થાન ફક્ત એક વિચાર કરી શકતાં માણસનાં મનની અંદરજ હોઇ શકે, કે જ્યાં તે પોતાની બુરી ખાસ્યત દેખાડી શકે, પોતાનો સ્વભાવ જણાવી શકે! આ બધા વિચારો પરથી જણાશે કે સૃષ્ટિની અંદર હમેશાં સારૂં કાર્ય કરતા 'પાયૂ થ્વોરૅસ્તાર' તે માણસના મનની અંદર પોતાની અસર દેખાડતા બે જોડયા મીનોની સાથે એકજ નથી! કારણ કે માણસનું મન 'અંગ્ર' યા 'અક'ની ગેરહાજરીમાં કોઇ વખત વધારે ભલું થાય છે, બીજી વખત 'અંગ્ર'ની અસર તળે બુરૂં પણ થાય છે, અને આ પ્રમાણે માણસની આ

દુન્યાં પરની જીંદગીની અંદર તેનાં મનમાં સારા અને નરસા પ્રકારો દેખાવ દેયા કરે છે.

## કુદરતની અંદર Law of Polarity યાને કોઇ બે–પણાનો કાયદો હોઇ શકે, પણ 'અષ'નાં અચળ કાયદાની વ્યાખ્યા ધ્યાનમાં રાખતાં, તેમાં સામસામા જતા બે બળવાન હરીફો, એક ભલો અને બીજો બુરો one good and the other evil, નું કામ હોઇ શકે નહિ.

ઉપલી બધી તકરારનું તાત્પર્ય ત્યારે એવું આવે છે કે 'પાયૂ થ્વોરૅશ્તાર' તે પાછલા અવસ્તામાં આવેલા 'સ્પેન્ત' અને 'અંગ્ર' નથી તેમજ તેઓ ગાથાવાળા હા. ૩૦ અને ૪૫ માં આવેલા બે જોડયા મઇન્યુ, કે જેઓને 'સ્પેન્ત' અને 'અંગ્ર' એવાં ખાસ નામથી ઓળખ્યા નથી, તે પણ નથી. આગળ કહી ગયા તેમ 'પાયૂ થ્વોરૅશ્તાર'નો તાલુકો અહુરમજ્દ સાથે હોઇ શકે, પણ 'સ્પેન્ત' અને 'અંગ્ર'નો તાલુકો અહુરમજ્દ સાથે હોઇ શકેજ નહિ. જો તેમ હોય તો 'અંગ્ર' કે જે હમેશાં બુરો છે, તેની સાથે અહુરમજ્દ કાંઇ સંબંધ ધરાવે છે એમ થકે! આપણે આટલી બધી મુજાહેમત કર્યે છીએ તેનું બીજું પણ કારણ છે. કોઇક સાહેબો કહે છે કે 'સ્પેન્ત' અને 'અંગ્ર' તો અહુરમજ્દની અંદર શરૂઆતથીજ રહેલા બે પ્રકારો છે. હવે તેઓ સારા અને નરસા, good and evil છે એમ ખુલ્લી રીતે બોલાતું નથી. અને તેથી કરીને 'અંગ્ર' કે જેની ખાસ્યત ગાથા મુજબ તેમજ પાછળા અવસ્તા વિગેરે મુજબ **હમેશાંજ બુરી** તે 'અંગ્ર'ને કોઇક રીતે ધોઇધાઇને ઉજળો દેખાડવાની તજવીજ થાય છે! આ તજવીજ ખોટી છે, તેમ થવું જોઇતું નથી. આપણે 'પોઝીતીવ' અને 'નેગેતીવ' ફોરસીસ (positive and negative forces) ની વાત કર્યે તે એક વાત છે, પણ તેઓને સારાં અને નરસાં તરીકે જણાવ્યે એ તદન જુદીજ વાત છે.

## જરથોશ્તી ધર્મમાં પોલારીટી (Polarity) નો કાયદો કયાં, અને કેવા સંજોગોમાં મળે છે?

હાલનું સાયન્સ કુદરતની અંદર કુદરતની વ્યવસ્થાની વાત સમજાવવાને માટે બે 'ફોરસીસ' (forces)ની વાત કરે છે, પણ તેમાનો કોઇ એક સારો અને બીજો ખરાબ છે એમ સાયન્સ કહેતું નથી. કારણકે

બન્ને 'ફોરસીસ' એકસરખી અગત્યના છે. આ 'ફોરસીસ'ને હૈયાતી યાને હસ્તિ ધરાવતા entities તરીકે જણાવ્યા નથી. જે ચોક્કસ ક્રિયા કુદરતમાં ચાલી રહી છે, તે સમજાવવાને માટે આવા બે 'ફોરસીસ'ની વાત કરવામાં આવે છે.

## પોલારીટી (Polarity) નો કાયદો તે દ્યુએલીઝમ (Dualism) નો કાયદો નથી.

કેટલાક સાહેબો આ બે જુદા જુદા કાયદાને જાણુઅજાણ એકમેક સાથે ભેળી નાંખે છે. 'દ્યુઆલીઝમ'ની વ્યાખ્યા નીચે મુજબ થાય છે. A system of philosophy that seeks to explain the world by the assumption that there are in it two independent and absolute elements.—(See the New Standard Encyclopaedia and World Atlas, page 410.) એટલે કે સૃષ્ટિની ઉત્પતી વગેરે સમજાવવાને માટે કહેવામાં આવે છે કે તેમાં બે મોટી વ્યકિતઓ, અકેકથી તદન સ્વતંત્ર અને કોઇ એક બીજા ઉપર આધાર નહિ રાખે, અકેકની દરકાર નહી કરે એવી છે તેને લગતી ફીલસુફી, તે 'દ્યુએલીઝમ' યાને કે બે-પણું.

ખ્રીસ્તી લખનારાઓ કહે છે કે સૃષ્ટિની અંદર ખુદાની સામે સેતાન કામ કરે છે, તો તેવી વાતને 'દ્યુએલીઝમ' કહી શકાય. મુસલમાની લખનારાઓ પણ એવુંજ કાંઇ બોલે છે. તેજ મુજબ જરથોસ્તી ધર્મમાં ગાથા પછીનાં કોઇક લખાણોમાં અહુરમજદની સાંમે અંગ્રમઇન્યુ યા આહરેમનને કામ કરતો ચિતાર્યો છે, તે વાત પણ 'દ્યુએલીઝમ'માં ગણાય કે જેમાં બે બળવાન અને એકકથી ઉલટી જીવતી જાગતી હસ્તિઓની વાત આવે. પણ પોલારીટીની વાતમાં તેવી કોઇ જીવતી જાગતી હસ્તિઓની વાત નથી. પોલારીટીના કાયદાને સૃષ્ટિની અંદર એટલે 'મેટર' (matter) અથવા પદાર્થ, જરથોસ્તી બોલોમાં બોલ્યે તો ગેતીની યાને 'મતીરીયલ' (material) પેદાયશોમાંજ કામ કરતો દેખાડયો છે. તેને મીનોઇ, યાને માનસિક અથવા 'સ્પીરીત્યુઅલ' પેદાયશોમાં પણ કામ કરતો જણાવ્યો નથી. આવી રીતે 'પોલારીઝમ'ની વાતમાં અને 'દ્યુએલીઝમ'ની વાતમાં મોટો ફેર રહેલો છે.

એક વિચાર કરી શકતાં માણસનાં મનની અંદર તેનાં વિચાર વચન અને કામમાં, જે બે જોડયા મીનોની એક સારો અને બીજો ખરાબ

એવી વાત કરવામાં આવી છે, તેને 'દયુએલીઝમ' તરીકે ઓળખી શકાય; પણ 'પોલારીઝમ'ને કદી પણ 'દયુએલીઝમ' તરીકે તો ઓળખી નહિજ શકાય. તેજ પ્રમાણે આ બે જોડયા મીનોને અહુરમજ્દની અંદર શરૂઆતથીજ રહેલા બે પ્રકારો તરીકે ઓળખ્યે, તો તે પણ કોઇક રીતની અહુરમજ્દની અંદર રહેલી 'દયુએલીઝમ'ની વાત તરીકે ગણી શકાય.

'પોલારીઝમ'ના કાયદાને જો આપણે જરથોસ્તી ધર્મે જણાવેલા 'પાયૂ-શ્વોરૅસ્તાર'ની સાથે સરખાવ્યે, તો તેમાં અળવલ આવે નહિ, કારણ કે 'પોલારીઝમ'વાળા બે 'ફોરસીસ' કે જેઓને સમજણને માટે 'પોઝીટીવ' અને 'નેગેટીવ' એમ જણાવવામાં આવે છે. તેઓ બન્ને સારાજ છે, તેજ પ્રમાણે 'પાયૂ શ્વોરૅસ્તાર' એક સરખી અગત્યનાં અને તેટલા માટે સારા છે. આ કારણને લીધે જો સરોશ યશ્ત વડીમાં જણાવ્યા મુજબ સરોશએ તેઓને આરાધ્યા, તો તે સમજ પડે એવું છે. પણ જ્યાં 'સ્પેન્ત' અને 'અંગ્ર મીનો'ની વાત આવી છે, જેમાંનો પેહલો ભલો અને બીજો બુરો છે, તેઓને આરાધવાની વાત જરથોસ્તી ધર્મે કીધી નથી, કરી શકે પણ નહી, કારણ કે સારૂં તે સારૂં, બુરૂં તે બુરૂં.

'કમપેરેટીવ' યાને સરખામણી કરનારી હાલત દર્શાવતા બે જોડયા મીનો જેઓમાંનો એક 'વહયો' વધારે ભલો તેમજ 'સ્પન્યાઓ' યાને વધારે વૃદ્ધિ કરનાર છે, અને બીજો હમેશાં 'અક' અથવા 'અંગ્ર' એટલે બુરો છે, તે બાબદને અત્રે ખતમ કર્યે છીએ. અને ગાથાવાળો નામ સાથે જણાવેલો 'સ્પેન્તા મઇન્યુ' કોણ છે તે ઉપર આવ્યે છીએ.

## સ્પેન્તા મઇન્યુ—અહુરમજ્દનો પોતાનો મીનો.

અત્રે આપણે એક અતિ અગત્યની બાબદમાં દાખલ થઇએ છીએ. ગાથાવાળા 'સ્પેન્તા મઇન્યુ' બાએ એક તદન જુદી અને નવી સમજણ A new interpretation of Spenta Mainyu of the Gathas આપણે લેવા માંગ્યે છીએ. આપણે આગળ જોઇ ગયા છીએ કે પવિત્ર ગાથામાં 'સ્પેન્તા મઇન્યુ' અને 'અંગ્ર મઇન્યુ' એવાં **ખાસ નામના,** અને એકમેકની સાંમે કામ કરતા એવા કોઇપણ બે **જોડયા** 'મઇન્યુ'ની વાત આવી નથી, કે જેમાંનો એક તદન સારો છે અને બીજો તદન ખરાબ છે. ગાથામાં **નામ વગર જણાવેલા** જોડયા મીનોમાંના એકને 'સ્પન્યાઓ' અથવા 'વહયો' એટલે કે વધારે વૃધ્ધિ કરનાર, વધારે ભલો, એમ

comparative sense માં વર્ણવ્યો છે. પણ બીજાને 'અંગ્ર' અથવા 'અક'ને સંપુર્ણ રીતે ખરાબ, એમ positive sense માં વર્ણવ્યો છે. આ બાબદ સ્પષ્ઠ રીતે હમેશાં ધ્યાનમાં ન રાખવાથી પાછળથી ઘોંટાળો થયો છે એમ હું માનું છું.

હવે હા. ૩૦ અને ૪૫ વાળા માણુસનાં મનમાં કામ કરતા બે જોડયા મીનોમાંના **'સ્પન્યાઓ'** યાને **'વધારે ભલા'** સાથે ગાથાની અંદર **સ્પેન્તા-મઇન્યુ** એવે **ખાસ નામે** ઓળખેલા મીનો સાથે કાંઇપણ સંબંધ નથી. કારણકે 'સ્પેન્તા મઇન્યુ' સંપુર્ણ રીતે ભલો છે, તે અહુરમજ્દનો **પોતાનો** મીનો છે, એમ આપણે આગળ ચાલતાં જોઇશું. **ગાથાની અંદર આ 'સ્પેન્તા મઇન્યુ'ને કોઇપણ ઠેકાણે 'અંગ્ર' જેવા બુરા સાથે કાંઇપણ સંબંધ ધરાવતો જણાવ્યો નથી.** આ બાબદ ખાસ ધ્યાનમાં રાખી મુકવાની છે, કારણકે જો તેમ ન કર્યે તો, યાને અહુરમજ્દનાં પોતાના મીનો 'સ્પેન્તા મઇન્યુ'ને 'અંગ્ર' જેવી બુરી હાલત યા બુરી હસ્તિ સાથે કાંઇપણ સમાગમમાં આવતો વિચાર્યે, તો તેનું પરિણામ એવું થાય કે અહુરમજ્દમાં પણ કાંઇક બુરી હાલતનો ભાસ રહયો છે! તેમ હોય તો જરથોસ્તી ધર્મનું રહસ્યજ બદલાઇ જાય છે!

## દુન્યાની તવારીખમાં અષો જરથુસ્ત્રએ પહેલવહેલાં જણાવેલી નવી વાતો—'અ-ગુશ્તા વચાઓ'.

માણુસોની મગજશકિત સાધારણ રીતે ખીલવા માંડે તે વખતે તેઓ કુદરતનું અવલોકન કરતાં એક યા અનેક સારા દેવતાઓની યાને ખુદાઓની, યજ્દોની વાતમાં માનતા થાય; તેજ પ્રમાણે તેઓ સાથેસાથે એક યા અનેક બુરા દેવોની વાતમાં પણ માનતા થાવ, એ કુદરતી છે. વળી તેઓ માનતા થાય કે સારા અને બુરા દેવતાઓ સૃષ્ટિમાં એકમેક સામે લડે છે. આ દુન્યા ઉપર તેમજ આકાશમાં જે ભયભીત ફેરફારો થયા કરે છે, તે ઉપરથી આવી લડાઇની વાત ઉપર શરૂઆતનાં માણુસો સહેજે આવી જાય. પણ એક ખરા ખુદા—દાખલા તરીકે, અહુરમજ્દ-નો વળી પોતાનો એક 'મઇન્યુ' યાને મીનો છે, જેની મારફતે અહુરમજ્દ સૃષ્ટિનો કારોબાર ચલાવી રહયો છે, એ વાત સાધારણ માણુસોનાં મનમાં સાધારણ રીતે ઉભી થાય નહિ. આવી એક નવીજ વાત જરથુસ્ત્રએ પહેલ-વહેલાં કીધી છે, અને તે અને બીજી તેવી વાતોને માટે 'અગુશ્તા

વચાઓ' એવા શબ્દો હા. ૩૧ માં વાપડયા છે. 'અગુસ્તા વચાઓ' એટલે કોઇપણ વખતે માણુસોએ કાનની મારફતે નહિ સાંભળેલાં વચનો. આ 'અગુશ્તા વચાઓ' તે કાંઇ ફીલસુફીને લગતાં વચનો નથી એમ મારૂં માનવું છે. હા. ૩૦ અને ૪૫ માં આવેલી માણુસોનાં મનને લગતી બે જોડયા મીનોની ફીલસુફીની વાતને માટે આ શબ્દો વપડાયા નથી. તેનું એક કારણ એવું છે કે જોડયા મીનોની યાને મનને લગતી ફીલસુફીની વાત હા. ૩૦ માં પહેલાં આવી, તેમાં આ શબ્દો આવ્યા નથી, પણ પછીના યાને ૩૧ માં હામાં આવ્યા છે, કે જેમાં અને બીજા હાઓમાં મીનોઇને લગતી નવી નવી વાતો સંભળાવવામાં આવી છે.

## અહુરમજ઼્દનો પોતાનો મીનો.

ગાથાના પહેલા અને ઇજ઼શ્નેના ૨૮ માં હાનાં અગીઆરમાં ફકરામાં જ઼રથુશ્ત્ર જાણુવા માંગે છે કે 'અંઘહુ' યાને હસ્તિ કેવી રીતે પહેલવહેલી થઇ, અને પછી કહે છે કે "અએ અહુરમજ઼્દ! આ બાબદ તારા **પોતાના મીનોની** મારફતે, ખરેખર તારાં પોતાનાં મોહડે તું મને શિખવ." આપણે આગલ ચાલતાં જોઇશું કે ગાથાવાળા અહુરમજ઼્દનો પોતાનો મીનો, 'સ્પેન્તા મઇન્યુ'નાં વિચારપરથી ખ્રિસ્ટી ધર્મમાં ખુદાનો પોતાનો ક્રાઇસ્ત યા ક્રિસ્તોસ, યાને તેનો પોતાનો મીનો, કે જેને ખુદાના દિકરાની ઉપમા આપવામાં આવી છે, તેનો ખ્યાલ ધારણુ કરવામાં આવ્યો છે.

હા ૨૮ ના અગીઆરમાં ફકરામાં "તારા પોતાના મીનોની મારફતે, તારા પોતાના મોંહડે," એવા જે શબ્દો આવ્યા છે, તેવીજ મતલબનાં શબ્દો હજરત જીસસ ક્રાઇસ્તનાં મોહડાંમાં મુકવામાં આવ્યા છે. તેવણુ કહે છે કે, The Words that I speak unto you, I speak not from myself; but the Father abiding in me doeth His Works. એટલે કે જીસસ કહે છે કે, "જે શબ્દો હું તમુને જણાવું છું, તે મારા પોતાના નથી; પણુ મારો બાપ (ખુદા) જે મારામાં વસે છે તે (મારી મારફતે) પોતાનાં કામો કરે છે." (જુઓ સેંટ જોનનું ગોસ્પલ, ચેપટર ૧૪ નો ૧૦ મો ફકરો.) ગાથાવાળા હા. ૨૮ ઉપરાંત હા. ૩૧નાં ત્રીજા ફકરામાં પણુ મીલ્સના તરજુમા પ્રમાણે જ઼રથુશ્ત્ર અહુરમજ઼્દને આજેજી કરે છે કે, "તું તારા પોતાના મીનોની મારફતે, તારાં પોતાનાં મોહડાંની જબાનથી કહે, કે જેથી સઘળા જીવતાઓને પ્રમાન રાખતાં કરૂં."

આ અને એવા ફકરાઓપરથી ખુલ્લુ થાય છે કે જરથોસ્તનાં વચનો તમામ માણસ જાતને માટે છે. હા. ૪૩નાં બીજા ફકરામાં જરથુશ્ત્ર અરજ કરે છે કે, "અએ અહુરમજદ! તારા સર્વોત્તમ વૃદ્ધિ કરનાર મીનોની મારફતે તું બધું જાહેર કર." હા. ૪૩નાં સોલમાં ફકરામાં કહ્યું છે કે, "જરથોસ્ત પોતે તારા મીનોને આદરમાનની નજરે જોએ છે."

ઉપલા ફકરાઓમાં અહુરમજદનાં પોતાના મીનોની વાત કરવામાં આવી છે, પણ તેનું નામ જણાવવામાં આવ્યું નથી. પણ હા. ૪૫ નાં છઠ્ઠા ફકરામાં તેને 'સ્પેન્તા મઇન્યુ'ને નામે ખુલ્લી રીતે જણાવ્યો છે. "સ્પેન્તા મઇન્યુ સ્રઓતુ મજદાઓ અહુરો," એટલે "અહુરમજદ સ્પેન્તામીનોની મારફતે સાંભળશે."

'સ્પેન્તા મઇન્યુ' બાબે આવી શરૂઆતની સમજણ લીધા પછી હવે આપણે સ્પેન્તામઇન્યુ ગાથાના પહેલા હા. (યાજશ્ને હા. ૪૭) ઉપર આવ્યે છીએ. આ ૪૭માં હાને હું 'સ્પેન્તા મઇન્યુ' ઉપરનાં ખાસ હા. તરીકે લેખું છું. તેમાં ફક્ત ૭ ફકરા આવ્યા છે. તે દરેકમાં 'સ્પેન્તા મઇન્યુ'ની વાત કીધી છે. ગાથાવાળા બીજા કોઇપણ એક હાની અંદર તેનાં તમામ ફકરાઓમાં સીલસીલાબંધ કોઇ એકનીજ વાત એમ કરવામાં આવી નથી, એ ઘણું અર્થસુચક છે. હા. ૪૭ નાં બધા યાને ૭ ફકરાઓની મતલબ સમજાવવાની મેં મારી ઉપલી ચોપડીમાં કોશેશ કીધી છે, તેમાં હું અત્રે દાખલ થતો નથી.

એક ઘણી અજબ જેવી વાત છે કે હા. ૪૭ની પછીના જે બીજા ગાથાવાળા હા છે તેમાં એકપણ વખત 'સ્પેન્તા મઇન્યુ'ની વાત કરવામાં આવી નથી, જાણે કે 'સ્પેન્તા મઇન્યુ'ને લગતી બધી વાત એક નાના હામાં—યાને ૪૭માં હામાં—પુરી કીધી છે. વલી નોધવા લાયક બીજી બીના આ છે, કે આ હામાં 'સ્પેન્તા મઇન્યુ'ની ખરી ઓળખ આપતાં એકપણ વખત તેમાં 'અંગ્ર'ની વાત કીધી નથી. આ દેખાડે છે કે જેમ આપણે આગલ લંબાણથી જોઇ ગયા તેમ આ 'સ્પેન્તા મઇન્યુ'ની સાથે 'અંગ્ર' જેવી બુરી હાલત યા હસ્તિનો કાંઇપણ તાલુકો નથી.

હવે આ ૪૭ માં હાના પહેલા ફકરામાં 'સ્પેન્તા મઇન્યુ' માટેની એક ઘણી અગત્યની વાત આવી છે, તે જણાવવાનું અવશ્યનું થઇ પડે છે. આગલા ફકરાઓમાં જોયું છે કે અહુરમજદ પોતાના 'સ્પેન્તા મઇન્યુ'ની મારફતે બધું **સાંભળે** છે. પણ આ ફકરામાં જણાવ્યું છે કે 'સ્પેન્તા મઇન્યુ'ની

મારફતેજ અહુરમજ્દ પોતાની સર્વથી મોટી બક્ષેસો આપે છે. મીલ્સનો તર્જુમો:—"And to us Ahuramazda will give both the two, Haurvatāt and Ameretāt, Universal Weal and Immortality, by means of His Bountiful Spirit (Spenta-mainyu), and with His Best mind (Vahishta manangha), from the Righteous moral order (Asha) in word and deed, and by his Sovereign Power (Khshathra) (established) in Piety (Armaiti)" સ્પેન્તામઇન્યુનો દરજ્જો એટલો મોટો છે કે અહુરમજ્દ જ્યારે એક સંપુર્ણ અષો માણસને 'હુઉરવતાત' અને 'અમેરેતાત' યાને સર્વતા, સંપુર્ણતા અને અમર્ગિનો સર્વથી ઉત્તમ બદલો આપવા માંગે છે, તે બદલો પોતાના મીનો યાને 'સ્પેન્તા મીનો'ની મારફતેજ આપે છે ત્યારે

## એમ કાંય?

કારણકે માણસની અંદર આ 'સ્પેન્તા મઇન્યુ' અસલથીજ કાર્ય કરી રહ્યો છે. તેની મારફતેજ અહુરમજ્દ બધું સાંભળે છે. અને જ્યારે અહુરમજ્દ ઇનસાફ કરે છે, ત્યારે તે જાણે કે માણસમાં રહેલા 'સ્પેન્તા મઇન્યુ'ને એક ગવાહ તરીકે ગણીનેજ, પોતાનો ઇનસાફ આપે છે. આવો અચુક ઇનસાફ અહુરમજ્દનો છે, તેમાં કાંઇપણ કમીપણું રેહતું નથી. પાછળા અવસ્તામાં માણસની અંદરનાં જે પાંચ તત્વો જણાવ્યાં છે, જે અહુ, દએના, બઓધંગ, ઉર્વાન અને ફ્રવષી છે, તેમાં ફ્રવષી, ફરોહર સર્વથી ઉત્તમ છે. હવે આ ફરોહરો 'સ્પેન્તા મઇન્યુ'માંથી, એટલે અહુરમજ્દ માંથી, ઉત્પન્ન થયાં છે, તે વિગત આપણે પાછળથી જોઇશું. ખ્રિસ્તી ધર્મમાં ક્રાઇસ્ત યાને ક્રિસ્તોસનો જે ઉત્તમ દરજ્જો જણાવ્યો છે, તેમાં પણ ક્રાઇસ્તની મારફતેજ માણસોનો ઇનસાફ થશે અને તેનીજ મારફતે તેઓને બદલો મલશે, એ ખ્યાલ આપણા પવિત્ર ગાથાવાળા 'સ્પેન્તા મઇન્યુ'નાં ખ્યાલપરથીજ ખ્રિસ્તી લખાણોએ લીધો છે, એમ મેં મારી ઉપલી ચોપડીમાં લંબાણથી પુરવાર કરવાની તજવીજ કીધી છે.

## હા. ૪૭ નાં પહેલા ફકરામાંથી વળી એક બીજી અગત્યની વાત નીકળે છે.

આ હા. ૪૭ નાં પહેલા ફકરા મુજબ, વૉહુમનંઘ, અષ, ક્ષથ્ર અને

આરમઇતી એવા ચાર અમેશાઓની મદદથી અહુરમજ્દ પોતાના 'સ્પેન્તા મઇન્યુ'ની મારફતે માણસોને છેલ્લા બે અમેશાઓનો યાને 'હઉર્વતાત' અને 'અમેરેતાત'નો સર્વોત્તમ બદલો આપે છે, તે ઉપરથી આ છેલ્લા બે અમેશાઓને હસ્તિઓ તરીકે લેવાઇ શકાતા નથી, એમ હું આગળ એક-વાર કહી ગયો છું, અને આપણે અનુમાન કીધું છે કે ૭ અમેશાઓ અહુરમજ્દથી જુદી હસ્તિઓ નથી, પણ અહુરમજ્દનાં પોતાના સર્વોત્તમ ગુણો છે.

યુનાની ફીલસુફ પ્લેટોનાં ચોક્કસ લખાણો જરથોસ્તી ધર્મની ફીલ-સુફીમાંથી તે ફીલસુફે લીધાં છે, એમ હું માનું છું. દાખલા તરીકે, બેહસ્ત અને દોજખની વાત તેણે આપણા જરથોસ્તી વિચારો પરથી લીધી છે એમ મેં મારા ગાથા સોસાયટીએ પ્રગટ કીધેલાં એક આગલાં લખાણમાં દેખાડવાની તજવીજ કીધી છે જેનું નામ Heaven and Hell, in Zoroastrianism, in Plato and in the Vedas એવું છે. તેવીજ એક બીજી જરથોસ્તી વાત પ્લેટોએ જણાવી છે. તે ફક્ત પહેલા ચાર અમેશાઓનેજ Four cardinal virtues તરીકે જણાવે છે, તે વાત ઉપર જણાવેલા હા. ૪૭ નાં પહેલા ફકરામાં આવેલા વૉહુમનંઘ, અષ, ક્ષથ્ર અને આરમઇતી, કે જેઓની મદદથી અહુરમજ્દ છેલ્લા બે અમેશાઓની સર્વોત્તમ બક્ષેસો એક અશો માણસને આપે છે, તેને મલતીજ છે.

## The Divine Spirit in Christianity and in the Avesta.

'સ્પેન્તા મઇન્યુ'ની વાતને અત્રે ઘણું લંબાવવાનો વિચાર નથી. પણ તેમાંથી જે એક વાત બાહર આવે છે તે એ કે તે અહુરમજ્દનો પોતાનો મીનો, તેનો પોતાનો Divine Spirit છે. આ 'દીવાઇન સ્પીરીત'ની વાત પરથી ખ્રિસ્ટી ધર્મે ખુદાના પોતાના મીનો, Divine Spirit, Wisdom or Word of Godની વાત ઉતારી લીધી છે, એમ એક જાણીતા ખ્રિસ્ટી વિદ્વાને જણાવ્યું છે. The Hidden Wisdom of Christ એવે નામની બે વાલમમાં લખાયલી એક અતિ અગત્યની ચોપડી અરનેસ્ત બુનસન નામના વિદ્વાને સને ૧૮૬૪ માં લખી છે, તેનાં પહેલાં પ્રકરણમાં તે જણાવે છે કે: at the outset the

possibility must be admitted that the Aryan Apocrypha are the primary source of the Jewish Apocrypha......And that the doctrine of the Divine Spirit is developed in general accordance with the principles of the Avesta. ટુંકમાં બોલતાં, કહે છે કે ખ્રિસ્તી ધર્મમાં આવેલી ખુદાના પોતાના Divine Spirit પોતાના મીનોની વાત, અવસ્તામાં આવેલી અહુરમજદનાં મીનોની વાતની બરાબરનીજ છે. 'દીવાઇન સ્પીરીત'ની મતલબ સમજાવતાં તેને માટે બુનસને જે ખાસ ત્રણ વાતો જણાવી છે તેવીજ રીતનું 'સ્પેન્તા મઇન્યુ' બાબેનું વર્ણન ગાથામાંથી પણ ઉપજાવી શકાય છે, એમ મેં મારી 'સ્પેન્તા મઇન્યુ'વાળી ચોપડીમાં દેખાડવાની તજવીજ કીધી છે. હવે ખ્રિસ્તી ધર્મમાં ખુદાના પોતાના 'સ્પીરીત' ક્રાઇસ્ત અથવા ક્રિસ્તોસની વાતમાં જે કાંઇ બિનઇચ્છવાજોગ તત્વ આવ્યું છે, ખરેખરી રીતે બોલતાં તે વાતની જેવી રીતની સમજણ ખ્રિસ્તી લખનારાઓએ પાછળથી આપી છે, તે બિનઇચ્છવાજોગ તત્વને લીધે તે ધર્મમાં અનેક તડાં પડયાં છે, અને તેને લીધે હાલના ઘણાક વિદ્વાન ખ્રિસ્તીઓએ ખ્રિસ્તી ધર્મ પરથી પોતાનું મન ઉડાડી લીધું છે, એ અને એવી બીજી વીગતો મેં મારી ચોપડીમાં આપી છે, પણ તેમાં અત્રે ઉતરી શકતો નથી.

## અહુનવર યાને અહુરમજ્દના પ્રથમ શબ્દનું સિદ્ધાંત—The Doctrine of the Word. ઇજશ્નેના 'હા'ઓની ગોઠવણ.

અત્રે 'સ્પેન્તા મઇન્યુ'ને લગતી એક બીજી અતિ અગત્યની વાત ઉપર આવ્યે છીએ. બુનસન પરથી જોયું તે પ્રમાણે ખ્રિસ્તી ધર્મવાળા ક્રાઇસ્ત અથવા ક્રિસ્તોસને The Word of God યાને ખુદાના પ્રથમ શબ્દ, તેમજ તેનાં Wisdom, તેની પ્રથમ અક્કલની સાથે જોડી દેવામાં આવ્યો છે, તે ત્રણેને એક ગણવામાં આવ્યા છે. તેવીજ મતલબ આપણાં ધામીંક લખાણોમાંથી પણ ઉપજાવી શકાય છે. ખરી રીતે બોલતાં આપણાં ધામીંક લખાણોમાંથી તે ખ્રિસ્તી ધર્મમાં ઉતારી લેવામાં આવી છે. આપણે પવિત્ર યજશ્નેની કેતાબ ઉપર આવ્યે છીએ, અને તેના ૭૨ હાની ગોઠવણ ઉપર લક્ષ ખેંચવા માંગ્યે છીએ. બોતેર હાની અંદર ગાથાવાળા હા સમાવી દેવામાં આવ્યા છે. પણ તેઓને કોઇ એક ચોક્સ

જગામાંજ સાથે સાથે મુકયા નથી. પણ જુદી જુદી રીતે ગોઠવ્યા છે. આપણે જાણ્યે છીએ તેમ અહુનવદ ગાથાના સાત હા યજશ્નેના ૨૮ માં હા થી શરૂ થઇ, ૩૪ માં હામાં પુરા થાય છે. ઉશ્તવદ, સ્પેન્તોમદ અને વોહુક્ષથ્રવાળા હા યજશ્નેના ૪૩ માં હાથી શરૂ થઇ, ૫૧ માં હામાં પુરા થાય છે. અને છેલ્લા વહીશ્તોઇશ્ત ગાથાનો હા યજશ્નેનાં ૫૩ માં હા તરીકે આવ્યો છે. હવે યજશ્નેની ગોઠવણમાં એક ખાસ વાત જોવામાં આવે છે. સ્પેન્તોમદ ગાથાનો પેહલો હા, જેને મેં આગળ 'સ્પેન્તા મઇન્યુ'ને માટેનો છ ફકરાવાળો ખાસ હા તરીકે જણાવ્યો છે તે યજશ્નેની ગોઠવણમાં ૪૭ માં હા તરીકે આવ્યો છે. હવે આ ૪૭ મો હા યજશ્નેમાં એકવાર ફરીથી આવ્યો છે, કે જેવું ગાથાના યાતો યજશ્નેના બીજા કોઇપણ હાના બાબમાં થયું નથી. 'સ્પેન્તા મઇન્યુ'વાળો આ ખાસ હા એકવાર ફરીથી યજશ્નેના ૧૮ માં હા તરીકે આવ્યો છે. આનું કારણ શું? તે નીચે મુજબ સમજાશે. **સ્પેન્તા મઇન્યુ**વાળા ૧૮ માં હા પછીનાં ૧૯ માં હામાં **અહુનવરની** શરેહ આવી છે, કે જે અહુનવરને આ ૧૯ માં હામાં અહુરમજદનાં 'વચો' યાને શબ્દ, the Word of God તરીકે જણાવ્યો છે. જરથુસ્ત્ર અહુરમજદને પુછે છે કે "તારો કયો કલામ હતો જેને વીષે તેં મને કહ્યું હતું, જે કલામ આસમાનની આગમજ, પાણી, જમીન, ગાય ઢોર, ઓરવર, આતશની આગમજ, અષો નરની આગમજ, દેવો અને મશ્યાઓની આગમજ, તમામ હાડમંદ દુન્યાની આગમજ હતો?" ત્યારે અહુરમજદે કહ્યું કે, "અએ સર્વથી પવિત્ર જરથોશ્ત! જે તુંને કહ્યો હતો, તે 'બગ્ન, અએષ, આસ, અહુનહે વઇર્યેહે.' યાને "તે અહુનવરનો કલામ હતો." જેવી રીતે ગાથામાં આવ્યું છે કે અહુરમજદનો 'સ્પેન્તા મઇન્યુ' અષો જરથુશ્ત્રને દુન્યા બાબે આગાહી આપે છે, તેવીજ રીતે આ ૧૯ માં હામાં જણાવ્યું છે કે વધારે વૃદ્ધિ કરનાર, 'સ્પન્યાઓ', મીનોએ જરથુસ્ત્રને અગમચેતી આપી હતી. એ ઉપરાંત ઘણી અગત્યની બાબદો અહુનવરને માટેની આ ૧૯ માં હામાં આવી છે.

## સ્પેન્તા મઇન્યુ અને અહુનવર વચ્ચેનો સંબંધ.

આ બધું જણાવવાની મતલબ એ છે કે 'સ્પેન્તા મઇન્યુ' અને અહુનવર વચ્ચે ધાડો સંબંધ છે. તે એવી રીતે જણાય છે કે યજશ્નેની ગોઠવણમાં ૧૮ માં હામાં 'સ્પેન્તા મઇન્યુ'ની વાત લખીને, તેની પછીના

૧૯ માં હામાં અહુનવરની વાત લખી છે. આપણુને લાગે છે કે 'સ્પેન્તા મઇન્યુ' અને અહુનવર વચ્ચેનો સંબંધ જે પ્રમાણે ખ્રિસ્ટી લખાણુમાં The Divine Spirit and the Word of God or Wisdomની વચ્ચે રહ્યો છે, તેવીજ રીતનો છે.

અહુનવર બાબે આ હાના ૧૫ માં ફકરામાં આવ્યું છે કે "સઉથી ઉત્તમ હોરમજ્દ હોનવર (અહુનેમ વઇરીમ) બોલ્યો અને તે સર્વોત્તમ (હોરમજ્દે) સંપુર્ણ કીધું." તે બાબદ ગાથાના હા ૩૧ ના સાતમા ફકરાની મતલબની બરાબર છે, કે જયાં આવ્યું છે કે "અહુરમજ્દે પ્રથમ પ્રબળ વિચાર કીધો, અને તેમાંથી રોશનીનાં બિંદુઓ પેદા કીધાં," વિગેરે. આ દેખાડે છે કે યજ્શ્નને ગાથાની શહાદત સાથેજ બોલે છે.

## અહુરમજ્દ, સ્પેન્તા મઇન્યુ અને અહુનવર હમેશથી સાથેજ હતા. They were co-eval.

સેંટ જોનનાં ગોસ્પલની શરૂઆતમાં આવ્યું છે કે, In the beginning was the Word, the Word was with God and the Word was God યાને "ખુદાનો શબ્દ પહેલી શરૂઆતમાંજ હતો, તે શબ્દ ખુદાની સાથે હતો, અને તે શબ્દ ખુદા પોતે હતો." તેવીજ રીતે અહુરમજ્દની સાથે શરૂઆતથીજ તેનો મીનો, 'સ્પેન્તા મઇન્યુ' હતો, તેમજ અહુરમજ્દનો 'વચો' યાને શબ્દ word પણ તેની સાથેજ હતો. એટલે આ ત્રણે સમકાળિક યાને co-eval હતા.

## જરથોશ્તી ધર્મ એક બશારત પામેલો Revealed ધર્મ છે.

આપણે આગળ કહી ગયા કે જરથુસ્ત્રએ અહુરમજ્દનાં પોતાનાં મોહડાથી, તેના પોતાના મીનો મારફતે બધું જાણવા માંગ્યું, અને 'સ્પેન્તા મઇન્યુ'એ તે પ્રમાણે કીધું, યાને અષો જરથુસ્ત્રને શરૂઆતથી તે આખર સુધીની હસ્તિ બાબે જણાવ્યું. આ ઉપરથી આપણે કહીએ છીએ કે જરથોસ્તી ધર્મ એક બશારત પામેલો revealed ધર્મ છે.

## જરથોશ્તી ધર્મ અને ખ્રિસ્ટી ધર્મ વચ્ચેની સરખામણી.

અત્યાર સુધીમાં આપણે જોયું છે કે જરથોસ્તી ધર્મમાં જણાવેલો અહુરમજ્દનો પોતાનો મીનો (Spirit) 'સ્પેન્તા મઇન્યુ' તે ખ્રિસ્ટી ધર્મમાં જણાવેલો ખુદાનો પોતાનો Divine Spirit છે, કે જેને ક્રાઇસ્ત

અથવા ક્રિસ્તોસનાં નામથી ઓળખ્યો છે. તેજ પ્રમાણે અહુરમજ્દનો 'વચો' યાને શબ્દ અથવા Word તે ખ્રિસ્ટી ધર્મ પ્રમાણે ખુદાના The Word ની મુકાબેલ છે. જરથોશ્તી 'સ્પેન્તા મઇન્યુ' તથા ખ્રિસ્ટી ધર્મમાં જણાવેલો ક્રાઇસ્ત યાને ક્રિસ્તોસ દરેક માણસમાં કાર્ય કરી રહ્યો છે, એમ ગાથા તેમજ ખ્રિસ્ટી લખાણો જણાવે છે

## પણ તેમાં એક ગંભીર ફરક રહેલો છે.

જરથોશ્તી ધર્મનાં ગાથાનાં રહસ્ય પ્રમાણે દરેક માણસમાં અહુરમજ્દનો 'સ્પેન્તા મઇન્યુ' વસે છે કહો કે અહુરમજ્દ પોતે વસે છે. તેજ પ્રમાણે પાછળા અવસ્તા મુજબ દરેક માણસની અંદર 'સ્પેન્તા મઇન્યુ'માંથી નીકળેલું ફરોહર વસે છે. ફરોહર માણસના રવાનની રાહબરી કરે છે, અને તેને સર્વથી ઉંચી નેમેલી હાલતે જવામાં મદદ કરે છે. હવે ખ્રિસ્ટી ધર્મની જે સમજણ આપવામાં આવે છે, તે પ્રમાણે ખુદાનાં ક્રાઇસ્ત યા ક્રિસ્તોસમાંથી ઉત્પન્ન થયલાં ખુદાના અંશો, જેને (Holy Ghost) 'હોલી ઘોસ્ત'ને નામે ઓળખ્યાં છે, તે 'હોલી ઘોસ્ત' દરેક માણસમાં કાર્ય કરી રહ્યો છે. પણ તે સમજણમાં વધુ એમ કહેવામાં આવ્યું છે કે દુન્યા ઉપરનાં થઇ ગયલાં, હાલના હૈયાત અને હવે પછી થનારાં તમામ માણસોની અંદર ફકત એકજ માણસમાં યાને હજરત જીસસમાં પેલો ખુદાનો 'દિવાઇન સ્પીરીત,' ક્રાઇસ્ત અથવા ક્રિસ્તોસ એવી તો સંપુર્ણતાથી કામ કરી રહયો હતો, કે તે કારણે જીસસ જે એક માણસ હતો તે દેવતાઇ અવતારમાં બદલાઇ ગયો. આ કારણે તેને The only Son of God ખુદાના એકલા એકજ દીકરા તરીકે ઓલખવામાં આવે છે, તેમજ તેને માણસોનો Saviour યાને તેઓનાં પાપોને માફ કરનાર, કરાવનાર, તરીકે પણ કેહવામાં આવે છે. આ એક એવી સમજણ છે કે જેને જરથોશ્તી ધર્મ કબુલ રાખી શકતો નથી. કારણ કે જરથોશ્તી ધર્મ માને છે કે 'સ્પેન્તા મઇન્યુ' યા ફરોહરની મારફતે આ દુન્યા ઉપરનું દરેક માણસ આખરે નેમી આપેલી સંપુર્ણતાની હદે પુગે છે. જરથોશ્તી ધર્મ પ્રમાણે માણસ અષનાં અચુક કાયદા પ્રમાણે ચાલીને પોતાની કરણીની મારફતે સારો યા માઠો બદલો મેળવે છે. તે કાયદામાં, ખુદાના ઇનસાફમાં ભાંગ તુટ થતી નથી. તેમાં કોઇથી પણ વચ્ચે પડાતું નથી. અષો જરથુશ્ત્રથી પણ નહિ. પણ ખ્રિસ્ટી ધર્મની સમજણ પ્રમાણે એક

માણસ જીસસ ક્રાઇસ્તની અંદર સંપુર્ણ શ્રદ્ધા રાખે, તો તેનાં પાપોનું નિવારણ થાય છે. આ સમજણ ઘણાકોને ખોટા વિચારો ઉપર લઇ જાય.

## સ્પેન્તા મઈન્યુની મારફતે આપવામાં આવેલો જરથોશ્તી ધર્મ બશારત પામેલો revealed ધર્મ છે, તેથી તે કુલ દુન્યાને માટે સરજાયલો છે.

ગાથામાં જરથુશ્ત્રએ કહ્યું છે કે: અએ અહુરમજ્દ! તું તારાં પોતાના મીનોની મારફતે, તારાં મોંહડે મને બધુ સમજાવ, કે જેથી "તમામ જીવતાઓને હું ઇમાન ધરાવતાં કરૂં". એક ખુદાની તરફથી મળેલો ધર્મ ફકત થોડાં માણસોને માટેજ છે, એવી અષો જરથુશ્ત્રની માન્યતા ન હતી. એક સારી ચીજ આપણે પોતાને માટેજ રાખી મુકયે, બીજાઓને તેનો લાહવો ન આપ્યે, એ અક્કલ પસંદ તેમ ખુદા પસંદ ન ગણાય. જો સંજોગોને લીધે આપણે હાલમાં આપણા ધર્મને કુલ જેહાનમાં ફાહેરા કરી શકતા ન હોઇએ, તો તે સમજી શકાય એવી વાત છે. પણ તેથી આગલ વધીને કહેવું કે જરથોશ્તી ધર્મ કુલ દુન્યાને માટે નથી, તો તે ધર્મને અપમાન કરનારૂંજ લેખાય.

અત્યાર સુધીમાં આપણે 'સ્પેન્તા મઇન્યુ' બાબેની એક જુદીજ અને નવીજ સમજણ આપવાની કોશેશ કરતાં ઘણું લંબાણથી બોલ્યા છીએ. હવે આપણે, ફ્રવષી, ફરોહરની બાબદ ઉપર આવ્યે છીએ. પવિત્ર ગાથામાં ફ્રવષી જેવો શબ્દ પણ મલતો નથી, છતાં તમામ અવસ્તામાં, તેમજ ત્યાર પછીનાં બીજાં તમામ ધાર્મિક લખાણોમાં ફરોહરની માન્યતા જાબજા જાહેર થયલી છે, તો તેનું વાસ્તવિક કારણ શું હોય તેવી અગત્યની પણ કદાચ સહેલથી સમજ ન પડે એવી બાબદમાં હવે દાખલ થઇએ છીએ.

## ફ્રવષીઓ સ્પેન્તા મઇન્યુમાંથી અને તેટલા માટે અહુરમજ્દમાંથી ઉભી થઇ છે.

આપણે જોઇ ગયા છીએ કે ફકત અહુરમજ્દ એકલો પેદા કરનાર છે. તે ગાથા મુજબ 'વીસ્પનામ્ દાતારૅમ્' યાને તમામોનો પેદા કરનાર, તથા 'વીસ્પનામ્ મજીસ્તેમ્' યાને તમામોમાં સર્વથી ચઢતો છે. જેમ તે, પેદા કરે છે, તેમ તે તમામોનો રક્ષણ કરનાર પણ છે. તેવું રક્ષણ કરવાનું કાર્ય ગાથા મુજબ અહુરમજ્દનો પોતાનો મીનો, યાને 'સ્પેન્તા મઇન્યુ,'

કરે છે. પાછળાં તમામ લખાણોમાં ફ્રવષીઓને યાને ફ્રરોહરોને આ કાર્ય કરતાં દેખાડયાં છે. ત્યારે ફ્રરોહરો બાબે ગાથામાં કાંઇપણ ઇશારો આવ્યો નથી, તેનું કારણ શોધવાનું અવશ્યનું થઇ પડે છે. ગાથામાં ફ્રવષી બાબે કાંઇ પણ ખુલ્લો ઇશારો મલતો નથી તે ઉપરથી આપણામાંનાં કોઇક ભણેલા સાહેબો આગલાં વર્ષોમાં કહેતા હતા કે ફ્રવષીની વાત ગાથાથી બેગાની છે, અને તેને જરથુસ્ત્રએ કબુલ રાખી ન હતી. પણ મારાં લખાણોમાં તે વેળાએ જાહેર વર્તમાન પત્રો મારફતે, દાખલા દલીલો સાથે જણાવ્યું હતું, કે તેમ બોલવું ખોટું હતું કારણકે જો ફ્રવષીઓની બાબદમાં, તેઓની હસ્તિની બાબદમાં જરથુસ્ત્ર માનતા ન હોય, તો પછી પાછળા અવસ્તાનાં લખનારાઓએ જરથુસ્ત્રનાં મૂળ વિચારની સાંમે જઇને આ વાત ધર્મમાં ઘુસાડી એમ ઠરે છે! પણ તેવી વાત આપણા અસલી નયાગાનોને, આપણા મોબેદાન મોબેદોને તમામ અન્યાય કરનારી, તેમજ અપમાન કરનારી છે. હાલમાં તેવું કોઇ બોલતા નથી, એ આપણી ખુશાળી છે. તે આગળા સાહેબોની ગુંચવણ ખરી હતી, પોતાની રોશન મનશક્તિથી જે ખરૂં લાગ્યું, તે હિંમતથી બોલતા હતા, તેમાં ખોટું કાંઇ ન હતું, ઉલટું તે પરથી વધુ અભ્યાસ કરવાનું આપણને ઉત્તેજન મળતું હતું. જરથુસ્ત્રએ કહ્યું છે કે દરેક માણસને પોતાના વિચાર પ્રમાણે પોતાની પસંદગીનો એતેકાદ હોવો જોઇએ, તે પ્રમાણે તે સાહેબોએ હિંમતથી પોતાનો વિચાર જણાવ્યો તો તેટલાં ખાતર તેઓ અ-જરથોશ્તી ગણાવા ન જોઇએ. એમ તો હાલમાં પણ આપણામાં તરેહવાર વિચારો ઉભા થયા છે. જરથુસ્ત્રનાં વચનોને જુદી જુદી રીતે સમજાવવામાં આવે છે, તો તેટલાંને ખાતર કોઇપણ વિચારવાલાઓએ સાંમેવાલાઓને એકદમ અ-જરથોશ્તી તરીકે ગણવા ન જોઇએ. એમ કરવું જરથોશ્તીપણું દેખાડતું નથી.

### ફ્રવષી બાબે ગાથામાં આડકત્રા ઇશારા મલે છે.

ગાથાનો તરજુમો કરનાર વિદ્વાન મીલ્સ આ આડકત્રા ઇશારાઓ શોધવામાં મદદ કરે છે. હા ૩૦ નાં સાતમાં ફકરા ઉપર શરેહ કરતાં મીલ્સ નીચે મુજબ કહે છે: The clothing of souls with bodies seems indicated. If so, the doctrine of Fravashis, **otherwise** foreign to the Gathas, may have its origin by inference here, and directly in verse 4, યાને હા ૩૦નાં

સાતમાં ફકરામાંથી, આડકત્રી રીતે, અને ચોથા ફકરામાંથી, સિધી રીતે, ફ્રવષી બાબે ઇશારા મલે છે. મીલ્સનાં ઉપલાં લખાણુમાં જે શબ્દો આવ્યા છે કે The doctrine of Fravashis, is otherwise foreign to the Gathas તે શબ્દોની મતલબ બરાબર ધ્યાનમા ન રાખવાથી ઉપર જણાવેલા સાહેબો પોતાના વિચાર ઉપર આવ્યા હતા. પણ મીલ્સ એવું કેહવા માંગતા ન હતા કે The doctrine of Fravashis is otherwise **foreign to the spirit** of the Gathas. તેવણે ફક્ત એટલું જ કહ્યું છે કે ફ્રવષીની બાબદ ગાથાથી બેગાની છે, યાને ગાથામાં તે ખુલ્લી મલતી નથી. પણ તેવણે એમ નથી કહ્યું કે ફ્રવષીની બાબદ ગાથાની સ્પીરીતથી યાને ગાથાનાં મૂળ તત્વ કે રહસ્યથી જરથુસ્ત્રનાં વિચારથી ઉલટી છે. આ ફરક ધ્યાનમાં રાખવાનો છે. વિદ્વાન મીલ્સે ઉપર પ્રમાણે ફ્રવષીની માન્યતા બાબે ગાથામાંથી એક આડકત્રો ઇશારો દેખાડયો છે. પણ એક વધુ મજબુત ઇશારો ગાથાવાળા હા ૨૯ માંથી આપણે દેખાડી શકયે. પેહલા ફકરા પ્રમાણે 'ગેઉશ ઉર્વન,' કે જેને પ્લેટોનાં લખાણુમાં World-soul અથવા Over-soul તરીકે જણાવ્યો છે તેણે યાને સૃષ્ટિનાં રવાને ખુદાની દરબારમાં ફર્યાદ કીધી કે "આ દુન્યામાં મારી ઉપર માણુસો તરફથી ગુસ્સો, લુટફાટ, મારામારી, ખરાબી વગેરે આવી પડયાં છે, તેમાંથી શું મને કોઇ ઉગારી શકે નહિ? ત્યારે તમોએ યાને અહુરમજ્દે શા માટે મને બનાવી?" વિગેરે. આ ફર્યાદનાં જવાબમાં ત્રીજા ફકરામાં એવી મતલબનું કહેવામાં આવ્યું કે દુન્યાનાં ઉગારને માટે કોઇ બળવાન આત્માને મોકલવાનો વખત હજી સુધી આવ્યો નથી. પણ આ જવાબથી 'ગેઉશ ઉર્વન'નાં મનની તસલ્લી થતી નથી, ત્યારે છઠ્ઠા ફકરા મુજબ અહુરમજ્દ જરથુસ્ત્રનાં બરવખતે આવવા બાબે આગાહી કરે છે. આ ઉપરથી જે વિચાર કરવાનો છે તે એ કે તે વખતે યાને 'ગેઉશ ઉર્વન'ની ફર્યાદને વખતે જરથુશ્ત્ર આ દુન્યા ઉપર જનમ્યા, ન હતા, તેમજ ખુદાની દરબારમાં યાને મીનોઇમાં જરથુસ્ત્ર શારિરીક હાલતમાં પણ ન હતા, કારણ કે માણુસનાં રવાનને ગેતીની દુન્યા ઉપરજ ખાકી બદન આપવામાં આવે છે. તે છતાં આ છઠ્ઠા ફકરામાં જરથુસ્ત્રને સંબોધીને કહેતા હોય તેમ અહુરમજ્દ જણાવે છે કે "(તું સિવાએ, અએ જરથોસ્ત!) નથી જણાયલો (મને, એટલે અહુરમજ્દને) એક અહુ,

કે નથી જણાયલો એક રતુ–" વિગેરે. આ છટ્ટા ફકરામાં આવેલા અહુર-મજ્દનાં વચનો પરથી વિદ્વાનો એવા વિચાર ઉપર આવ્યા છે કે તે વખતે અહુરમજ્દે 'ગેઉશ ઉર્વન'ને જરથુશ્ત્રનું ફ્રોહર દેખાડયું હતું. આપણાં ધર્મનું સિદ્ધાંત છે કે રવાનો અને ફ્રોહરો પેહલાં મીનોઇ દુન્યામાં હસ્તિ ધરાવે છે, તો જરથુશ્ત્રનું ફ્રોહર 'ગેઉશ ઉર્વન'ને દેખાડયું હોય તો તેમાં અજબ થવાનું નથી. આવી રીતે હા. ૨૯ માંથી ફ્રોહરની માન્યતા દેખાડી શકાય છે, અને તે દેખાડે છે કે જરથુશ્ત્ર ફ્રવષીની વાતમાં માનતા હતા. પણ ત્યારે પાછો સવાલ થાય છે કે ત્યારે જરથુશ્ત્રએ ફ્રવષી બાબેનો ખુલ્લો ઇશારો ગાથામાં કાં આપ્યો નથી? તે બાબદ ઉપર જઇએ તે પહેલાં ફ્રવષી બાબેની

## એક બીજી શાહાદત હપ્તન યશતમાંથી લઇએ.

હપ્તન યશ્ત ગાથાની જબાનમાં લખાયલી છે, એમ ભાષા શાસ્ત્રીઓ જણાવે છે. હવે યજશ્નેના 'હા' ની ગોઠવણ બાબે મેં આગલ જણાવ્યું છે, તે ગોઠવણ તરફ નજર નાંખતાં જણાય છે કે આ યસ્ન હપ્તંગ હાઇતિ અહુનવદ ગાથાવાળા હા. ૨૮ થી હા. ૩૪ પુરા થવા પછી તરતજ ૩૫ થી ૪૨ માં હાઓમાં સમાવી દીધી છે, અને તેની પછી તરતજ હા. ૪૩ થી ઉશ્તવદ, સ્પેન્તોમદ, અને વોહુક્ષથ્ર ગાથાઓનાં હા આવે છે. આ રીતે હપ્તન યસ્તને **ગાથાઓની વચમાં** મુકી છે, તે કાંઇ વગર કારણે નથી. તે ઉપરથી હપ્તન યશ્તનો મહાન દરજ્જો જોવામાં આવે છે. આ યશ્તમાં, ફ્રવષીઓ બાબે ખુલ્લા ઇશારા મલે છે. આ યશ્તને ગાથાઓની વચમાં મુકી છે તેથી અનુમાન થઇ શકે કે તે ગાથાના જમાનામાં યાને જરથુશ્ત્રનાં પોતાના વખતમાં લખાઇ હશે. આ અનુમાનને એક મોટો ટેકો મલે છે. યજશ્નેના ૭૧ માં હામાંથી હું દેખાડવા માગું છું કે,

## યસ્ન હપ્તંગ હાઇતિ જરથુશ્ત્રના પોતાના વખતમાં લખાઇ હતી.

આ બાબદ ગુંચવાયલી છે. તેમાં ખુલ્લુ જણાવ્યું નથી કે હપ્તન યશ્ત જરથુશ્ત્રનાં વખતમાંજ, તેવણુની હૈયાતીમાંજ લખાયલી હતી. દરેક જમાનામાં લખનારાઓ તે વખતે ચાલતી રૂઘી મુજબજ પોતાના લખાણો કરે છે, અને તેટલા માટે એક લખાણની અંદરની શહાદત, internal evidence પરથી સચ્ચાઇ શોધી કાહડવાની છે. અભ્યાસી

સાહેબો યજશ્નેનો ૭૧ મો હા પોતાની સનમુખ રાખીને આપણી બાબદને વાસ્તવિક રીતે જોઇ સમજી શકશે. આ હાના પેહલા ફકરામાં જણાવ્યા પ્રમાણે "અષો ફ્રશોસ્ત્રએ અષો જરથુશ્ત્રને પુછયું કે, અએ વધારે ચઢતા દરજ્જાના જરથોસ્ત! તું જવાબ આપ કે રતુઓની સ્મરણ લાયક બંદગી કેઇ છે? ગાથાઓની સંપુર્ણતા 'ગાથનાંમ્ હનકેરેતીશ્', કઇ છે?" મીલ્સ તેઓનો તરજુમો the completed delivery of the Gathas, અને સ્પીગલ, the completion of the Gathas, એમ કરે છે, તે કાંગાજીના ઉપલા તરજુમાની બરાબરજ છે.

## ગાથનાંમ્ હનકેરેતીશ્, ગાથાઓની સંપુર્ણતા, કયાં આવેલી છે? કયાં થાય છે?

આપણે જાણ્યે છીએ કે ગાથા પાંચ છે. સરોશ યશ્તમાં જણાવ્યા પ્રમાણે "સરોશે પાંચ ગાથા, તેની પુસેંસ પાસુખ સાથે ગાયા હતા." વળી આપણી તપાસ હેઠળનાં ૭૧ માં હાના છઠ્ઠા ફકરામાં પણ જણાવ્યું છે કે ગાથા પાંચ છે. હવે આ પાંચ ગાથા છેલ્લા વહિશ્તોઇશ્તી ગાથાથી પુરા થાય છે એ જાણીતી વાત છે. ત્યારે ગાથાઓની 'હનકેરેતીશ્', યાને તેઓની સંપુર્ણતા, તેઓનું completion કયાં થાય છે એવો પહેલી નજરે વિચીત્ર દેખાતો સવાલ પુછવાનું કારણ શું? મને એમ લાગે છે કે પાંચ ગાથાઓ ઉપરાંત બીજાં કયાં લખાણો છે કે જેમાં ગાથાની મતલબ સમાયલી હોય, એ મતલબનો સવાલ આ ૭૧ માં હામાં પુછવામાં આવ્યો છે. આ બાબદમાં ધ્યાનમાં રાખવાનું છે કે જેમ એક સવાલનો જવાબ હમણાના જમાનાની રૂઢીએ સીધી રીતે આપવામાં આવે છે, તેવી રીતે તે જવાબ આપવામાં આવ્યો નથી. પણ યજશ્નેનાં લખનારનાં જમાનામાં જે રૂઢી હોય તેને અનુસરીને લખનારનાં મનના વિચાર મુજબ તે જવાબ આપવામાં આવ્યો છે. મને લાગે છે કે પહેલા ફકરામાં પુછેલા સવાલનો જવાબ બીજા ફકરાથી માંડીને બારમાં ફકરા સુધીમાં આપ્યો છે:—"ત્યારે જરથુશ્ત્ર કહ્યું કે અષોઇનાં સરદાર અષો હોરમજદને આપણે વખાણ્યે છીએ......" વિગેરે, વિગેરે. તે પછી ભલી પેદાયશોની તેમજ બીજા પવિત્ર લખાણોની વખાણ ગાઇ છે. પછી બારમા ફકરાની સેવટે "અષોઇનાં સરદાર એજમતી (તથા) પવિત્ર યસ્ન હપ્તંગ હાઇતિને હમો વખાણ્યે છીએ" એમ આવ્યું છે, અને તેમાં સવાલનો

જવાબ પુરો થતો હોય એમ લાગે છે. કારણ કે પછીના તેરમાં અને બીજા ફકરાઓમાં આ હાનો લખનાર જુદી બાબદો ઉપર આવે છે અને જરથુશ્ત્રએ શું કરવું, હોરમજદનાં કલામોને દુન્યામાં આશકારા કેમ કરવા વિગેરે બાબદો જણાવે છે. હું ધારૂં છું કે બારમાં ફકરાનાં છેલ્લાં વાકયમાં જણાવ્યા પ્રમાણે ગાથાઓની સંપુર્ણતા યસ્ન હપ્તંગ હાઇતિથી પુરી થાય છે, એમ આ ૭૧ મા હાનો લખનાર જણાવે છે.

## અષો ફ્રશોસ્તરને નામે આ સવાલ કાં પુછાયો છે?

આ અનુમાન માન્ય રાખીને હવે આપણે પાછા પહેલા ફકરા ઉપર જઇએ. ફ્રશોસ્તરને ખાસ પોતાના નામે જરથુશ્ત્રને સવાલ પુછતો લખનારે જણાવ્યો છે, તો તેમ કરવામાં લખનારની કાંઇ ખાસ મતલબ હોવી જોઇએ. અવસ્તાના ધાર્મિક લખાણોમાં સાધારણ રીતે એક શખ્સને **પોતાના નામ સાથે** અષો જરથુશ્ત્રને સવાલ પુછતો જણાવ્યો નથી. ફકત યજશ્નેનાં નવમાં હામાં હોમને જરથુશ્ત્રને સવાલ પુછતો ચિતાર્યો છે. અવસ્તા લખાણોમાં જરથુશ્ત્ર યા કોઇ બીજો દાખલા તરીકે અહુરમજદને, સવાલ પુછે, તેનો જવાબ અહુરમજદ જરથુશ્ત્રને યા કોઇ બીજાને નામ સાથે આપે, એ સાધારણ છે. ત્યારે પાછો સવાલ થાય છે કે ૭૧ માં હામાં પુછવામાં આવેલા સવાલમાં ફ્રશોસ્તરનું નામ કાંય દાખલ કીધું છે. ફ્રશોસ્તરનું નામ આ હામાં જરથુશ્ત્ર સાથે આપ્યું છે, તેઓને વાતચીત કરતા જણાવ્યા છે, તે ઉપરથી આ બન્ને સમકાળીક પુરૂષો છે એમ ખુલ્લું જણાય છે. હવે જો જરથુશ્ત્રનાં જવાબમાં છેલ્લે યાને બારમાં ફકરામાં યસ્ન હપ્તંગ હાઇતિને નામ સાથે જણાવી છે, તો તે ઉપરથી પુરવાર થાય છે કે આ હાના લખનારનાં મત મુજબ બન્ને ફ્રશોસ્તર અને જરથુશ્ત્રને યસ્ન હપ્તંગ હાઇતિ જાણીતી હતી. હવે આ હપ્તન યશ્તમાં ફ્રવષીની વાત જાબજા કીધેલી છે, તો પછી જરથુશ્ત્ર ફ્રવષીની વાતથી જાણીતા હતા, અને તે વાતને તેઓએ માન્ય રાખી હતી એમ કહી શકાય, કારણકે તેવણનાં મત પ્રમાણે ગાથાઓની સમાપ્તિ યશ્ન હપ્તંગ હાઇતિથી થતી હતી. આ રીતે આપણે કહીએ કે ફ્રવષીની વાત અષો જરથુશ્ત્રને માન્ય હતી, અને તેથી કરીને તે વાત ગાથાથી બેગાની ન હતી—Fravashis were not foreign to The Spirit of the Gathas.

## ગાથામાં ફ્રવષીની વાત જરથુશ્ત્રએ કાં કીધી નથી?

આ સવાલ પાછો ઉભો થાય છે. આ બાબદમાં પણ સ્પષ્ટ લખાણની ગેરહાજરીમાં એક અનુમાન કરવું પડે છે.

મને લાગે છે કે ફક્ત જરથોશ્ત્રના જમાનામાંજ નહિ, પણ તેની આગમજ ફ્રવષીની વાત લોકોમાં જાયજ હતી. તે ઘણું ખરૂં કોઇ જુદાં સ્વરૂપમાં, કોઇ બીજા નામે જાણીતી હોવી જોઇએ.

## અગુશ્તા વચાઓ—સ્પેન્તા મઇન્યુ બાબેની નવીજ વાત

આપણે પાછા આગલ જણાવેલા 'અગુશ્તા વચાઓ' યાને નહિ સંભળાયલા વચનોની વાત ઉપર જઇએ છીએ. આપણે ત્યાં જણાવ્યું હતું કે જરથુશ્ત્ર કોઇ નવીજ વાત યા વાતો લોકોને જણાવવાને માટે આવ્યા હતા. આપણે કહ્યું હતું કે તે જમાનાના લોકોમાં એક યા અનેક ખુદાની વાત સ્વભાવિક રીતે થતી હતી, પણ તે ખુદાનો પોતાનો કોઇ spirit, મઇન્યુ અથવા મીનો હતો, એવી ગુહ્ય મીનોઇ વાત તેઓનાં મનમાં આવી શકી હતી નહિ. આવા નહિ સંભળાયલાં વચનોમાંની એક નવીજ વાત 'સ્પેન્તા મઇન્યુ'ને લગતી હતી. મારૂં અનુમાન એવું છે કે 'સ્પેન્તા મઇન્યુ'ને લગતી મહત્વની વાતને લોકોમાં ફાહેશ કરવાને માટે અષો જરથુશ્ત્રએ ફ્રોહરોની વાત થોડોક વખત સુધી ખાસ બાજુએ રાખી હતી. કારણકે જે ખાલેસ હાલતમાં ફ્રોહરોને આપણા અવસ્તાના લખાણોમાં જણાવ્યાં છે, તેવીજ ખાલેસ હાલતમાં ફ્રોહરોની વાત જરથુશ્ત્રની આગમજ ન હતી. એમ કહેવાનું કારણ આ છે કે તે વખતે લોકોનાં મનમાં સામસામા લડતા સારા અને નરસા ખુદાઓની—દએવાઓની—વાત રમી રહી હતી. એટલે કુદરતી કારણે ફ્રોહરો પણ તે વખતે સારાં નરસાંના ભેલવાળાં હતાં એમ તે વખતનાં લોકોની માન્યતા હોવી જોઇએ. પણ જરથુશ્ત્રને તો ફ્રવષીઓને તમામ ખાલેસ હાલતવાળાં દેખાડવાનાં હતા, તેમજ સાથે સાથે તેવણને એકલા એકજ ખુદાના મીનો, 'સ્પેન્તા મઇન્યુ'ની નવી વાત કરવાની હતી, તેથી લોકોનાં મનમાં સ્વભાવિક રીતે ગુંચવાડો ન થાય તે માટે તેવણ સાહેબે ફ્રવષીની વાત થોડોક વખત બાજુએ રાખી, અને પછી જ્યારે આ નવી વાત, 'સ્પેન્તા મઇન્યુ'ની વાત લોકોનાં મનમાં થસી હોય ત્યારે તેવણે, આપણે તરતજ જોઇશું તેમ, 'સ્પેન્તા મઇન્યુ'માંથી ઉત્પન્ન થયલી ફ્રવષીઓની વાત, અલબતાં ખરી

ખાલેસ હાલતમાં, લોકોને સમજાવી. આવી રીતે ગાથામાં ફ્રવષીની વાત કેમ આવી નથી, તેનું કારણ આ રીતે આપણે જોઇ શકયે છીએ એમ હું ધારૂં છું.

## ફ્રવષીઓ સ્પેન્તામઇન્યુમાંથી ઉભી થઇ છે.

આપણા વિષયમાં એક પગળું આગળ ચાલ્યે છીએ. ફ્રવષીઓ 'સ્પેન્તા મઇન્યુ'માંથી ઉભી થઇ છે, એવી ગુચવણ ભરેલી વાત આપણાં પાક અવસ્તાનાં લખાણોમાંથી તારવી કહાડવાની છે. આપણે નામીચી ફ્રવર્દિન યશ્ત ઉપર આવ્યે છીએ. આ યશ્તમાં જરથોશ્તી ધર્મનાં ઉમદા ગૌહરો સમાયલાં છે, તેઓને સમજવાં કઠણ છે, તેઓની સમજણ ઉંડાણ અભ્યાસથી ઉપજાવી કહાડવાની છે. આમાંના થોડાંક ઉમદા ગૌહરો આ વિષયનાં બીજા ભાગમાં આપણે આપીશું, જે ઉપરથી જણાશે કે જરથોશ્તી ધર્મનો આપણને મલેલો વારસો ફકત જરથોશ્તીઓને માટેજ નહિ, પણ કુલ જેહાનને માટે, કેટલો ઉમદા છે. ફ્રવષીની ઉત્પત્તી માટે ફ્રવર્દિન યશ્તનાં ૨૮ અને ૨૯ માં ફકરા ઉપર જવું પડે છે. ફ્રવર્દિન યશ્તની શરૂઆત કાંઇક એકદમ abruptly થતી હોય એમ જણાય છે. તેના પહેલા ફકરામાં ફ્રવષીઓ શું છે, કોણ છે, કેવી છે, એ માટે કાંઇપણ જણાવ્યા વગર, એકદમ કહેવામાં આવ્યું છે કે ફ્રરોહરો અહુરમજ્દની મદદે આવ્યાં હતાં, અને જો તેઓ મદદે ન આવ્યાં હતે તો આ દુન્યા નહિ થાયલી હોત, વિગેરે. પણ ફ્રવષીઓની વાત યશ્તનાં લખનારનાં વખતમાં બોહળી રીતે જાણીતી હતી તેથી આવી રીતે યશ્તની શરૂઆત થઇ છે. આ બાબદમાં બીજું ધ્યાનમાં રાખવાનું છે કે યશ્તનો લખનાર કાંઇ ફ્રરોહરો ઉપર રેસાલો લખવા બેઠો ન હતો. તેને તો ધામીક રૂધીએ ફ્રવષીઓ બાબે લખવાનું હતું. આ અતિ ઉમદા લખાણનો અભ્યાસ હાલનાં વખતમાં આપણામાનાં કેટલા જરથોશ્તીઓ કરે છે? કેટલા જરથોશ્તીઓ પોતાના ઘરમાં યા બહાર ફ્રરોક્ષી ભણે છે? સાધારણ રીતે આવું કશું જોવામાં આવતું નથી, તે છતાં આપણે જરથોશ્તી ધર્મને નામે કેટલી મોટી મોટી વાતો કર્યે છીએ! ધર્મનાં અભ્યાસ વગરની હાલતમાં આપણામાં ખરૂં જરથોશ્તીપણું, ખરૂં જરથોશ્તી ચારિત્ર, કેવી રીતે બંધાય, તે બાબે આપણે કેટલા બધા ગાફેલ તથા નભરવસ રહયે છીએ! અને તે છતાં આપણે ફર્યાદ કર્યે છીએ કે ખરૂં જરથોશ્તીપણું આપણામાંથી કમતી

થતું જાય છે! કમતી ન થાય તો બીજું શું થાય? આપણે આ બાબદ ઉપર ઘણું બોલી શકયે, પણ તે આપણા વિષયની વાત નથી.

આપણી બાબદમાં યશ્તનાં ૨૮ અને ૨૯ માં ફકરાઓ ઉપર જઇએ છીએ. ફકરા ૨૮ માં આવ્યું છે કે "હોરમજદે ફ્રવષીઓને મદદે બોલાવી, અને તેઓની મદદથી આ આસમાન, પાણી, જમીન, અને ઝાડપાંનને આકરશનમાં રાખ્યાં હતાં. તે આસમાન, પાણી, જમીન, ગોસ્પંન્દ, અને ઝાડપાંનને સ્પેન્તા મઇન્યુએ ટેકાવી રાખ્યાં" વિગેરે. પછી ફકરા ૨૯, માં કહ્યું છે કે "જે હીમતવાન...અને વખનાએલી ફ્રવષીઓએ આસમાનને તેકાવી રાખેઓ, **તેઓને** (યાને તે ફ્રવષીઓને) **સ્પેન્તા મઇન્યુએ તેકાવી રાખી."** (જુઓ મેહરજીરાણા અને વાછાવાલો તરજુમો). વિદ્વાન કાંગાજીનો ફકરા ૨૯ નો તરજુમો બરાબર સમજ આપતો નથી, માટે વાછાવાળો તરજુમો લીધો છે. આ બે ફકરાઓપરથી સમજાય છે કે જે ફ્રવષીઓની મદદથી અહુરમજદે આસમાન વગેરેને એટલે કુળ સૃષ્ટિને ટેકાવી રાખી, તે **ફ્રવષીઓને પોતાને સ્પેન્તા મઇન્યુએ ટેકાવી રાખી.** આ ઉપરથી આટલું તો સમજાય છે કે ફ્રવષીઓ કરતાં 'સ્પેન્તા મઇન્યુ' વધુ આલા દરજ્જાનો છે. આ બે ફકરાઓ પરથી કાંઇ નહિતો 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ વચ્ચેનો નિકટ સંબંધ જોઇ શકાય છે, અને જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે યશ્તમાં કહ્યું છે કે, "જો ફ્રવશીઓ અહુરમજદની મદદે ન આવ્યાં હતે તો આ દુન્યા નહિ થાયલી હોત," ત્યારે અહુરમજદ અને ફ્રવષીઓ વચ્ચેનો નિકટ સંબંધ પણ સાથે સાથે જોઇ શકાય છે. આવી રીતે અહુરમજદ, 'સ્પેન્તા મઇન્યુ', અને ફ્રવષીઓ, યાને આ ત્રણેનો એકમેક સાથનો નિકટ સંબંધ જોઇ શકાય છે.

## ફ્રવર્દિન યશ્તમાં મલતું એક જાતનું ત્રિશુળ.

ઉપલી સમજણ પ્રમાણે ફ્રવર્દિન યશ્તમાં ત્યારે એક ત્રિશુળ મળે છે, જેમાં અહુરમજદ, પેદા કરનાર તરીકે, સર્વથી ઉપર, પછી ગાથામાં જોઇ ગયા તેમ તેનો પોતાનો મીનો, યાને 'સ્પેન્તા મઇન્યુ' બીજે, કે જે બીજે આસમાનને, અસમન, અથીર, ઇથર ether, જે યશ્તનાં બીજા ફકરા મુજબ, "આ દુન્યાની આસપાસ ફરી વલેલો છે"—'યો ઇમામ જાંમ આચ પઇરિચ બવાવ'—તે આસમાનને ટેકાવી રાખે છે, અને તે પછી

આપણે તરતજ જોઇશું તેમ આ બીજા યાને 'સ્પેન્તા મઇન્યુ'માંથી ઉભી થયલી ફ્રવષીઓ, તે ત્રીજાં.

## જરથોશ્તી ધર્મનાં ત્રિશુળને ખ્રિસ્ટી ધર્મે ત્રિનીતીને નામે પોતાનું કરી દીધું છે!

જેમ બીજી અગત્યની બાબદોમાં કીધું છે તેમ ખ્રિસ્ટી ધર્મે આ બાબદમાં પણ કીધું છે. જરથોશ્તી ધર્મનાં ઉપલાં ત્રિશુળને પોતામાં આમેજ કરીને જાણે કે તે અસલથીજ પોતાનુંજ હોય તેમ Trinity ને નામે દેખાડવાની તજવીજ કીધી છે. અલબતાં તેમાં આ ત્રિનીતીવાળા બીજા યાને ક્રાઇસ્ત અથવા ખુદાના દિકરાની સમજણમાં કોઇ એવો ફેરફાર કીધો છે, કે જેથી આગળ કહી ગયા તેમ વિચારવંત ખ્રિસ્ટીઓને દગમગતા બનાવી દીધા છે. ખ્રિસ્ટી ત્રિનીતી God the Father, God the Son and God the Holy Ghost યાને ખુદા બાપ તરીકે, ખુદા દિકરા તરીકે, અને ખુદા 'હોલી ઘોસ્ત' તરીકે, એવી રીતે આ ત્રણની બનેલી છે. તેમાં 'હોલી ઘોસ્ત' પહેલા બેમાંથી ઉત્પન્ન થયો છે, કે જેમ જરથોશ્તી ધર્મમાં પણ કેહવામાં આવ્યું છે. 'હોલી ઘોસ્ત' ફ્રવષીની મુકાબેલ છે. હવે આપણે જોઇએ કે ફ્રવષીઓ કેવી રીતે, શામાંથી ઉભી થઇ છે.

ફ્રવર્દિન યસ્તનાં ૨૮ માં અને ૨૯ માં ફકરાઓ પરથી જોઇ ગયા કે જે ફ્રવષીઓ અહુરમજ્દને મદદગાર થયાં હતાં, તેવી બળવાન ફ્રવષી-ઓને પણ 'સ્પેન્તા મઇન્યુ'એ 'વિધારયેન' કીધી હતી, યાને તેઓને પકડી રાખી હતી, તેઓને ટેકાવી રાખી હતી. આ ફકરાઓમાંથી એવો ભાસ નીકળી શકે છે કે ફ્રવષીઓ 'સ્પેન્તા મઇન્યુ'માંથી નીકળ્યાં હતાં. પણ તેમ ખુલ્લું આવ્યું નથી.

## હાદોખ્ત નુસ્કમાંથી મલતી એકલી એક સીધી શાહાદત, કે ફ્રવષીઓ સ્પેન્તા મઇન્યુમાંથી ઉભી થઇ છે.

હાદોખ્ત નુસ્કની ત્રીજી પરગર્દના ૩૯ અને ૪૦ માં ફકરામાં નીચે મુજબ અવસ્તા આવ્યા છે:—

**ફ. ૩૯. દાતરૈ૦ કવ ઇથ જિ હેન્તિ ઇરિસ્તનાંમ્ ઉર્વાનો યાઓ અષાઉનામ્ ફ્રવષયો.**

ફ. ૪૦. પઇતિ–શે અઓખ્ત અહુરો મજ્દાઓ, સ્પેન્તત્ હચ મઇન્યઓત્ જરથુશ્ત્ર અએષાંમ્ ચિથ્રેમ્ વહિશ્તાઅત્ચ મનંઘ્હત્.

તરજુમો ફ. ૩૯—Creator! whence are here the souls of the deceased, the Fravashis of the pure.

તરજુમો ફ. ૪૦—Then answered Ahura Mazda: from Spenta Mainyu is their origin, from Vohumano—Spiegel.

તરજુમો ફ. ૩૯—O Maker! how do the Souls of the dead, the Fravashis of the holy Ones, manifest themselves? —

તરજુમો ફ. ૪૦—Ahura Mazda answered: They manifest themselves from goodness of spirit (Spentat Mainayaot) and excellence of mind (Vahishta-atcha Mananghat.)—Darmesteter. S. B. E. Vol. xxiii. p. 322.

તરજુમો—ફ. ૩૯—અએ દાદાર! ગુજરેલાંઓનાં રવાનો જે અષો (લોકોનાં) ફ્રોહરવાળાં (તેઓ) શી રીતે જાહેર પડે છે?

તરજુમો—ફ. ૪૦—હોરમજદે તેને જવાબ આપ્યો કે અએ જરથોશ્ત! તેઓનું જાહેર (થવું) (દુન્યાની) આબાદી કરનાર મીનો તરીકે તથા સર્વોત્તમ શક્તિ તરીકે (છે).—(કાગાજી યશ્ત બા માએની પા. ૪૧૦–૧૧.)

ઉપલા તરજુમાઓ પરથી માલમ પડે છે કે 'અષાઉનામ ફ્રવષયો' યાને અષોઓનાં ફ્રોહરો 'સ્પેન્તા મઇન્યુ' અને 'વહિશ્ત મનંઘ્હ'માંથી જાહેર પડયાં છે, manifest થયાં છે અથવા ઉભાં થયાં છે. ફકરા ૪૦ માં આવેલા "સ્પેન્તત્ મઇન્યઓત્, વહિશ્તાઅત્ચ મનંઘ્હત્," શબ્દો ગાથાના હા. ૪૭ નાં પેહલા ફકરામાં આવેલા "સ્પેન્તા મઇન્યુ વહિશ્તાચા મનંઘ્હા" શબ્દોની મુકાબેલ છે, તે નોંધી લેવા લાયક છે.

## ફ્રવષીઓ પેદા કરેલી—Created—નથી.

ફ્રવષીની ઉત્પત્તી જોયા પછી, એટલે તેઓ 'સ્પેન્તા મઇન્યુ'માંથી તેમજ 'વહિશ્તા મનંઘ્હ' યાને **સર્વો-તમ મન,** કે જે અહુરમજ્દનું

**પોતાનુંજ છે, તેઓમાંથી, બીજા બોલોમાં સ્પેન્તા મઇન્યુ તેમજ અહુરમજ્દ** એ બંન્નેમાંથી **જાહેર થઇ** છે, એમ જોવા પછી, આપણે સમજી શકયે છીએ કે તેઓને અહુરમજ્દે **પેદા કીધેલી** નથી. આપણે આગળ કહી ગયા છીએ તેમજ અમેશાઓને ગાથામાં તેમજ હોરમજદ યશ્તમાં 'મન દામી' યાને મારી પેદાયશ એવાં લોગતો લગાડેલાં હોવાથી તેઓને પેદા કીધેલા તરીકે કોઇ ગણી શકે, જો કે હકીકતમાં તો તેમ નથી, પણ ફ્રવષીઓને કોઇ પણ રીતે **પેદા** થયલી, અહુરમજ્દનાં **મન દામી** થયલી, યાને અહુરમજ્દની **પેદાયશ** તરીકે કેઠે જણાવ્યું નથી. તેઓ **અહુરમજ્દ** અને તેના મીનો સ્પેન્તા મઇન્યુમાંથી **જાહેર** થઇ છે, **manifest** થઇ છે, એટલુંજ માત્ર આવ્યું છે, અને તે ઉપરથી આપણે પાછું કહી શકયે છીએ કે તેઓ અહુરમજ્દ અને 'સ્પેન્તા મઇન્યુ' સાથે અસલથી એકજ છે. અહુરમજ્દ અને 'સ્પેન્તા મઇન્યુ' પોતાની જાતમાં એકજ છે, એમ માનવાનું એક મજબુત કારણ છે. તે એ કે જ્યારે ફ્રવર્દિન યશ્તમાં અહુરમજ્દનું પોતાનું ફ્રોરહર દેખાડયું છે, ત્યારે 'સ્પેન્તા મઇન્યુ'નું પણ ફ્રોરહર છે, એમ કેઠે પણ આવ્યું નથી. આ ત્રણ વચ્ચે તેઓની જાતમાં, in their own essence, કાંઇપણ ફરક નથી. આ કારણે 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ અહુરમજ્દ સાથે Co-eval છે. હમેશાં સાથે અને સાથેજ છે. તેઓ જો ઘડીભર જુદાં દેખાય છે, તો તેનું કારણ એમ ધારી શકાય છે, કે અહુરમજ્દે પેદા કરનાર Creator તરીકે પેદાયશોને પેદા કીધા પછી, તે પેદાયશોને પોતપોતાનું ફોડી લેવા કાંઇપણ આધાર વગરનાં રાખ્યાં નથી, પણ અહુરમજ્દ પોતે પોતાની પેદાયશોને 'વિધારયૅન' એટલે પકડી રાખે છે, તેઓનું પોષણ કરે છે, તેઓને પ્રગતિકરણમાં આગલ વધારે છે, તો તે કેવી રીતે થાય છે એ બાબદ જણાવવાને માટે 'સ્પેન્તા મઇન્યુ'ને તેમજ ફ્રોરહરોને સામટાં તેમજ જુદાં જુદા સૃષ્ટિની દરેક પેદાયશમાં કામ કરતાં દેખાડયાં છે. વધુમાં ફ્રવર્દિન યશ્તનાં ૨૮ અને ૨૯ માં ફકરાઓની બરાબર સમજણ લેતાં એમ પણ માલમ પડે છે કે તમામ સૃષ્ટિને ફ્રવષીઓ **ઉપ-દારયેન** કરે છે યાને **નીચેથી** ઉપર પકડી રાખે છે, અને 'સ્પેન્તા મઇન્યુ' તે સૃષ્ટિને તેમજ તેની સાથની ફ્રવષીઓને પણ ઉપરથી 'વિધારયેન' કરે છે યાને પકડી રાખે છે. 'સ્પેન્તા મઇન્યુ' તમામ સૃષ્ટિને ઉપરથી પકડી રાખે છે,

તેની મતલબ એવી રીતે સમજવાની લાગે છે કે સૃષ્ટિને તે પોતાની તરફ ખેંચેલી રાખે છે, અને તેમ કરતાં સૃષ્ટિને અહુરમજ્દની તરફ જતી કરે છે, તેઓને અહુરમજ્દની પોતાની અસલથી ધારી રાખેલી નેમ તરફ તેની goal તરફ, આસ્તે આસ્તે જતી દેખાડે છે. આ પ્રમાણે સૃષ્ટિના પ્રગતિકરણની આયંદેની નેમ શું છે, તેની કાંઇક સમજણ મળે છે, અને ફ્રવર્દિન યશ્તનાં લખાનારનું ઉંડુ જ્ઞાન, ઉંડુ ડહાપણ આવી કોઇક રીતે આપણે જોઇ શકયે છીએ. અત્રે આપણા વિષયનો પેહલો ભાગ પુરો કર્યે છીએ, અને બીજા ભાગ ઉપર જઇએ તે પેહલાં અત્યાર સુધીમાં આપણે જે વિગતે જણાવ્યું છે, તેમાં શું કહેવાની મતલબ રાખી છે, તે ઘણાજ થોડા શબ્દોમાં પાછું જોઇએ, કે જેથી બાબદ સેહલથી સમજ પડે.

## અત્યાર સુધીમાં આપણે શું કેહવા માગ્યું છે?

આપણે કહ્યું છે કે જરથોશ્તી ધર્મ એકસરખી રીતે કહે છે કે અહુરમજ્દ તમામ સૃષ્ટિનો એકલો એકજ પેદા કરનાર 'દથુષો' યાને Creator છે, અને તેની ઉપર બીજા કોઇ નથી. વલી તે સૃષ્ટિનું પોષણ કરનાર, પોતાની ધારેલી નેમ તરફ લઇ જનાર પોતે છે. પેદા કરવાનું કામ થતું ગયું તેમ તેમ અહુરમજ્દનો પોતાનો મીનો 'સ્પેન્તા મઇન્યુ' તેમજ આ બંન્નેમાંથી ઉભી થયલી યા જાહેર થયલી ફ્રવષીઓ, તે પેદાયશમાં દાખલ થઇને તેનું પોષણ કરે છે, અને અહુરમજ્દની ધારેલી નેમ તરફ લઇ જાય છે. મતલબ એ છે કે અહુરમજ્દ પેદાયશોને પેદા કરીને કેઠે છુટો બેસી રેહતો નથી, પણ પોતાના મીનો 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ મારફતે પેદાયશોમાં દાખલ થઇને તેઓનું પોષણ ચાલુ કર્યા કરે છે. આવી રીતે અહુરમજ્દ તમામ સૃષ્ટિમાં વ્યાપી રહે છે, અને હોરમજ્દ યશ્તમાં કહ્યું છે તેમ તે સૃષ્ટિની અંદર 'અવી-તન્યો' યાને પંથરાઇ રહે છે. પણ અહુરમજ્દ સૃષ્ટિની અંદર વ્યાપી રહીને કામ કરે છે તેથી જરથોશ્તી ધર્મ એમ નથી સમજાવતો કે સૃષ્ટિ અને અહુરમજ્દ બન્ને એકજ છે, યાને તેમાં જગદઇશ્વરવાદ આવી જાય છે. સૃષ્ટિમાં વ્યાપી રહેવા છતાં અહુરમજ્દ પોતાની અસલ ખાલેસ હાલત સાચવી રાખે છે. મેટર (matter) યાને પદાર્થનાં સમાગમમાં આવવાથી તે પોતે પદાર્થની સ્વભાવિક હલકી ખાસ્યત પકડીને તેને પોતામાં આમેજ કરી દેતો નથી. તે કોઇપણ રીતે

પદાર્થ સાથનાં સમાગમથી ઓછો ભલો થતો નથી, જેને આપણે બુરૂં કહીએ છીએ, તેવો કોઇપણ રીતનો બુરાઇનો અંશ તેનામાં દાખલ થતો નથી. તે હંમેશાં પોતાની અસલની એક સરખા સર્વોત્તમ મીનોઇ Spiritual હાલત જાળવી રાખે છે. તે હમેશાં "હામો" યાને એકસરખો રહે છે. જરથોસ્તી ધર્મનું 'મોનોથીઇઝમ,' (Monotheism) યાને એક ઇશ્વરવાદ તુટતો નથી, તે 'પેનથીઇઝમ' (Pantheism) યાને જગદ ઇશ્વરવાદમાં બદલાઇ જતો નથી.

આપણે વળી જોયું છે કે ગાથાવાળા હા ૩૦ અને ૪૫ માં જે બે જોડયા મીનોની વાત કીધી છે, તે પાછલા અવસ્તામાં કેટલેક ઠેકાણે આવેલા, અને હાલમાં પણ જે સમજણ આપવામાં આવે છે તેવી મતલબનાં 'સ્પેન્તા મઇન્યુ' અને 'અંગ્ર મઇન્યુ' નથી, કે જેમાંનો એક તદન ભલો વૃદ્ધિ કરનાર અને બીજો તદન બુરો છે. કારણકે ગાથાવાળા બે મીનો જોડયા છે, પણ અવસ્તામાં 'સ્પેન્તા મઇન્યુ' અને 'અંગ્ર મઇન્યુ'ને જોડયા તરીકે જણાવ્યા નથી. વળી ગાથાવાળા જોડયા મીનોમાંના એક 'સ્પન્યાઓ' અથવા 'વહ્યો' (વધારે ભલો) છે અને બીજો 'અંગ્ર' યા 'અક' (તદન બુરો) છે. ગાથાવાળા મીનોને Comparative degreeમાં જણાવ્યા છે. બીજા અવસ્તાવાળા 'સ્પેન્તા મઇન્યુ' અને 'અંગ્ર મઇન્યુ'ને positive degreeમાં જણાવ્યા છે.

આપણે વધુ જોયું છે કે, ગાથામાં જણાવેલા અહુરમજ્દનાં પોતાના મીનો 'સ્પેન્તા મઇન્યુ'ને ગાથાવાળા હા ૩૦ અને ૪૫ માં આવેલા જોડયા મીનોવાળા 'સ્પન્યાઓ' સાથે કાંઇપણ સનાનસુતક નથી. અહુરમજ્દનાં પોતાના મીનો, 'મઇન્યુ'ને કેહે પણ ગાથામાં 'અંગ્ર' યા 'અક' સાથે કોઇપણ રીતનો તાલુકો ધરાવતો જણાવ્યો નથી. 'સ્પેન્તા મઇન્યુ' એકલો એકજ અહુરમજ્દનો પોતાનો મીનો છે, તે તમામ ભલો છે.

વલી એક બીજી બાબદ આપણે ખુલ્લી કીધી છે કે 'સ્પેન્તા મઇન્યુ' અને 'અંગ્ર મઇન્યુ' યા 'અક મઇન્યુ' અહુરમજદનાં પોતાના કાંઇ બે પ્રકાર નથી. તેમ હોય તો પછી અહુરમજ્દની અંદર 'અંગ્ર,' 'અક,' યાને બુરાઇનો કાંઇક અંશ પહેલેથીજ ભેલાઇ રહેલો છે એમ થાય! અને આવા ભેલસેલવાલા અહુરમજ્દને આપણે જરથોસ્તીઓ આરાધી શકયે નહિ!

પછી કહેવામાં આવે છે કે 'સ્પેન્ત' અને 'અંગ્ર' સરોશ યશ્ત વિગેરેમાં આવેલા 'પાયુ થ્વોરૅશતાર' છે, કે જેઓને સરોશે આરાધ્યા છે. પણ 'સ્પેન્ત' અને 'અંગ્ર'ને સાથે સાથે કેઠે પણ આરાધવા લાયકના ગણાવ્યા નથી. જરથોસ્તી ધર્મનાં રહસ્ય મુજબ બુરાઇને આરાધી શકાય નહી, ત્યારે 'સ્પેન્ત' અને 'અંગ્ર' 'પાયુ થ્વોરેશતાર' નથી.

પણ 'પાયુ થ્વોરૅસ્તાર' યાને બચાવનાર અને ઘાટ ઘડનારને આપણે અહુરમજ્દનાં બે પ્રકાર તરીકે લઇ શકયે, કારણ કે યજશ્નેનાં પહેલા હાના પહેલા ફકરા મુજબ અહુરમજ્દે આપણને પેદા કીધાં, આપણો ઘાટ ઘડયો, અને આપણું રક્ષણ કીધું. (યો નો દધ, યો તતષ, યો તુથ્રુયે). 'તતષ' અને 'તુથ્રુયે' કરનારને આપણે કદાચ 'પાયુ થ્વોરૅશતાર' તરીકે ઓળખી શકયે.

પછી આપણે જોયું કે 'સ્પેન્તા મઇન્યુ' અહુરમજ્દનો પોતાનો મીનો છે, અને 'સ્પેન્તા મઇન્યુ'માંથી ફ્રવષીઓ બહાર યાને જાહેર થઇ છે, અને કહ્યું કે આ ત્રણ પોતાની જાતમાં, in their own essence, એકજ છે. અને આ પ્રમાણે જરથોસ્તી ધર્મમાં એક જાતનું ત્રિશુળ મલે છે, કે જે ત્રિશુળને Trinityને નામે ખ્રિસ્ટી ધર્મે પોતાનું બનાવી દીધું છે.

આપણે અત્રે આપણા વિષયનો પેહલો ભાગ પુરો કર્યે છીએ. બીજા ભાગમાં ફ્રવર્દિન યશ્તમાં ફરોહરો બાબે શું સમજણ આપવામાં આવી છે, તે યશ્તમાં આવેલા અતિ મહત્વવાળા થોડાક દાખલા લઇને જોઇશું, અને તે ઉપરથી માલુમ પડશે કે જરથોસ્તી ધર્મમાં કેટલું ઉંડું અને 'સાયનતિફીક' જ્ઞાન સમાયલું છે.



**પેદા કરનાર અહુરમજ્દ કુદરતની અંદરજ રહીને કામ કરે છે, છતાં તે કુદરતથી ચઢયાતો છે. He transcends nature. પોતાના આપેલા સર્વ-વ્યાપક અષના કાયદા સાથે અહુરમજ્દ હજઓષ યાને એક-જોશનો, એક મતનો છે, તેથી તે અષના કાયદાની ઉપરવારી થઇને કામ કરતો નથી.**



આ કેતાબના પહેલા ભાગમાં અહુરમજ્દ બાબે અનેક બાબદો જણાવી છે. કેતાબના બીજા ભાગમાં દાખલ થઈએ તે પેહલાં, યાને નામીચી ફ્રવર્દિન યશ્તની કાંઇક વિગતે તપાસ લઇએ તે પેહલાં, અહુરમજ્દ બાબે કાંઇ વધુ જોઇએ.

પવિત્ર ગાથામાં અહુરમજ્દને 'મઇન્યુ,' મીનો કહ્યો છે. મીનો એટલે કોઇને પણ દેખાય નહિ એવો યાને અદ્રશ્ય. વળી મઇન્યુ, મીનો, એટલે એક 'સ્પીરીત,' તેથી તે 'spiritual' યાને ગેતી, પદાર્થ, યા મેટર (matter) નાં કાંઇપણ ભેલ વગરનો ગણાયો. જે પ્રમાણે ગાથામાં અહુર-મજ્દને 'મઇન્યુ સ્પેનિશ્ત' યાને સર્વથી વધારે વૃદ્ધિ કરનાર મીનો તરીકે ગણ્યો છે, તેજ પ્રમાણે બીજા અવસ્તામાં, દાખલા તરીકે હોરમજ્દ યશ્તનાં પહેલા ફકરામાં પણ તેને (મઇન્યુ સ્પેનિશ્ત) તરીકે ઓળખ્યો છે. વળી તેને એજ યશ્તમાં બીજે ઠેકાણે 'મીનોઆન મીનો' એટલે બીજા મીનોઓને પણ મીનો, યાને કે બીજી જે અદ્રશ્ય મીનોઇ હસ્તિઓ છે, તેઓને પણ અહુરમજ્દ અદ્રશ્ય છે એમ ગણ્યો છે. ગાથા તેમજ બીજા અવસ્તાવાળી આવી બાબદ ઉપાડી લઇને 'દોઆ નામ સેતાયશ્ન'નો લખનાર જણાવે છે કે અહુરમજ્દનું એક નામ 'સ્પેનામીનો' છે, તેમજ તે "અંદરચ મીનોઆન મીનો" એટલે કે બીજા મીનોઓની અંદર પણ તે મીનો યાને અદ્રશ્ય છે. જયારે બીજા મોટા મીનોઓ પણ અહુરમજ્દને જોઇ શકતા નથી, ત્યારે તેઓ પણ અહુરમજ્દને સંપૂર્ણ રીતે પીછાણી શકતા નથી. અહુરમજ્દ પોતાની જાતમાં પોતાનાં 'essence' માં શું છે તે આ મોટા મીનોઓ પણ સંપૂર્ણપણે સમજી શકતા નથી, એમ લાગે છે.

આવાં કારણોને લીધે અહુરમજ્દ પોતાની જાતમાં શું છે, તે બાબે

જરથોસ્તી ધર્મમાં કાંઇપણ બોલવામાં આવ્યું નથી, અને તેવું આવી શકે પણ નહિ. છતાં પણ અહુરમજ્દને કેવા નામોએ ઓળખી શકાય, તેની ખાસ્યતો તેનાં ગુણો કેવાં છે તે બાબે ઘણું બોલવામાં આવ્યું છે, તે બરાબર છે.

આવા જરથોસ્તી વિચારો ધ્યાનમાં રાખીને હવે આપણી બાબદ ઉપર આવ્યે, કે અહુરમજ્દ પોતાની પેદાયશો પેદા કરીને તેઓને પોત પોતાનું ભોગવી લેવા માટે મુકી છાંડતો નથી, પણ તે પોતાની પેદાયશોની અંદરજ વસીને, તેઓનું પોષણ કરે છે યાને તેઓને આગળ વધારે છે, અને માણસોની અંદર તેજ પ્રમાણે વસીને તેઓનાં રાહબર તરીકે, ફ્રવષીરૂપે કામ કરે છે. આ પ્રમાણે અહુરમજ્દ તમામ સૃષ્ટિની અંદરજ રહે છે, તેને સૃષ્ટિની બહાર કેઠે રેહતો કલ્પિ શકાતો નથી. હવે અહુરમજ્દ સૃષ્ટિ યાને કુદરતની અંદરજ રેહવા છતાં, તે તેની સાથે એક થઇ જતો નથી; તેમજ ગેતી, પદાર્થ યા 'મેટર' (matter) ની અંદર રેહવાના કારણે તે પોતાની અસલ ખાલેસીમાં કમીપણું આવવા દેતો નથી, પણ પોતાની અસલ 'personality' યાને હસ્તિ યા વ્યક્તિત્વને સંપૂર્ણ રીતે જાળવી શકે છે. આવા વિચારો ઉપરથી આપણે કહીએ છીએ કે અહુરમજ્દ પોતાની પેદા કીધેલી કુદરતથી ચઢયાતો છે. યાને 'He transcends nature'. એ બાબે આગળ ચાલતાં વધુ ખુલાસાથી જોઇશું.

## ખુદાને માટેની ત્રણ રીતની જુદીજુદી વ્યાખ્યા. અહુરમજ્દ પોતાની પેદાયશો કેવી રીતે પેદા કરે છે?

ખુદાને સૃષ્ટિનાં પેદા કરનાર તરીકે એક વ્યક્તિગત એક ઇશ્વરવાદી યાને 'Monotheistic Personal God, Creator of the Universe' તરીકે ગણવામાં આવે છે; બીજાઓ તેને અનેક નાના મોટા ખુદાઓનો એક સમુદાય તરીકે, એક 'Polytheistic God' તરીકે ગણે છે; ત્યારે વળી બીજાઓ તેને એક જગદ—ઇશ્વરવાદી 'યાને Pantheistic God' તરીકે ગણે છે.

## અહુરમજ્દ સૃષ્ટિને કેવી રીતે પેદા કરે છે?

ઉપર જણાવેલી ત્રણે વ્યાખ્યામાંથી પહેલો સવાલ એવો ઉભો થાય છે કે અહુરમજ્દ સૃષ્ટિને પેદા યાને 'create' કરે છે, યાતો તેને

ખુદ પોતાની અંદરથી બાહર કહાડે છે યાને 'evolve' કરે છે? બીજો સવાલ એવો થાય છે કે જો તે સૃષ્ટિને પેદા કરે છે, તો શું અસલમાં જ્યારે ખુદા સિવાય કાંઇપણ ન હતું તેમાંથી તે સૃષ્ટિને પેદા કરે છે, યા કોઇક બીજી રીતે તે પેદા કરે છે?

જરથોસ્તી ધર્મનાં અવસ્તાના લખાણોમાં તે બાબે કાંઇ પણ ખુલ્લું મલતું નથી. પણ કોઇક પાછળાં લખાણોમાં કયામતને દહાડે ગુજરેલાંઓને કેવી રીતે અહુરમજ્દ ઉભાં કરશે તે બાબે અહુરમજ્દનાં મોહડાંમાં એવા શબ્દો મુકવામાં આવ્યા છે, કે જયારે શરૂઆતમાં કાંઇ ન હતું તેમાંથી મેં જગતને અને માણસોને પેદાં કીધાં હતાં તો પછી ગુજરેલાં માણસોનાં હાડકાં વગેરે જે બીજાં રૂપમાં હૈયાત હોય છે, તો તેવાં તત્વોમાંથી માણસોનાં શરીરોને પાછાં ઉભાં કરવાનું તેમજ તે શરીરોમાં અમર્ગ રવાનોને પાછાં ઉતારીને ગુજરેલાંઓને કયામતને દહાડે આ દુન્યા ઉપર પાછાં જીવતાં કરવાનું કામ મારે માટે મુશ્કેલ નથી. આવા પાછળા વિચારો પરથી કહી શકાય કે તે વખતનાં જરથોશ્તીઓનાં મત મુજબ, જ્યારે શરૂઆતમાં અહુરમજ્દની બહાર કાંઇ પણ ન હતું, તે વેળાએ 'out of nothing' યાને કાંઇપણ ન હતું, તેમાંથી અહુરમજ્દે જગત પેદા કીધી હતી. જો અહુરમજ્દ સર્વજ્ઞાની અને સર્વશક્તિવાન હોય તો પછી જે કાંઇ ન હતું તેમાંથી જગત પેદા કરવાનું કામ તેને માટે અશક્ય તો નજ હોય, એમ કદાચ દલીલ કરી શકાય, છતાં આપણી અલ્પ બુદ્ધિ પ્રમાણે આવું બનવું મહાળ દેખાય છે. જો ખુદા એક 'pure spirit' યાને કોઇ ચોકસ મીનોઇ તત્વવાલો મીનો યાને 'મઇન્યુ' છે, અને તેની મીનોઇ હાલતમાં જડ પદાર્થ યાને 'મેટર'નો ભાસ વટીક નથી તો પછી જ્યારે ખુદાની બહાર બીજું કાંઇ ન હતું તેમાંથી યાને 'out of nothing' માંથી તેણે જડ પદાર્થ વાળી યાને 'મેટર'વાળી જગત પેદા કીધી એમ માનવું પડે છે, પણ તે ખોટું દેખાય છે. પણ તેથી ઉલટું એવું માન્યે કે ખુદાની અંદર 'સ્પીરીત' યાને મીનોઇ તત્વ ઉપરાંત ગમે એવો સુક્ષ્મ તો પણ જડ પદાર્થ અસલથીજ રહેલો હતો તો પછી ખુદાએ પોતામાંથી જડ પદાર્થવાળી જગત બાહર પાડી એમ બોલવું ખોટું પડતું નથી. પણ ખુદા જે એક 'pure spirit' યાને મીનોઇ તત્વવાલો છે, તેમાં વલી જડ પદાર્થ પણ સમાયલો છે, એવું બોલવું એકેકથી ઉલટું 'યાને Contradi-

ctory' થઇ પડે છે. જગદ ઇશ્વરવાદી pantheistic ખુદામાં માનવાવાળાઓ કે જેઓ સૃષ્ટિ ને ખુદા પોતામાંથી બાહેર કાહડે છે એમ બોલે છે, તેઓને ઉપલી મુશ્કેલી શરૂઆતમાંજ નડે છે. આ મુશ્કેલી વટાવવાને માટે તેઓને એવું કહેવું પડે છે કે જેને આપણે જડ પદાર્થ કહયે છીએ, તે પોતે 'pure spirit' યાને મીનોઇ તત્વની એક અતિ બારીક, એક અતિ સુક્ષ્મ પણ પાછળથી ઘટ થતી હાલત માત્ર છે. પણ તેઓનાં કહેવા પ્રમાણે 'સ્પીરીત' અને 'મેટર'ની વચ્ચે કાંઇપણ તફાવત નથી, તો તર્કશાસ્ત્ર યાને 'speculative philosophy' ની મારફતે ઉપર વર્ણવેલી મુશ્કેલી દુર કરી શકાય છે, એવું માનવું મોટે ભાગે ચોકસ હિંદુ તેમજ બુધિસ્ત ફીલસુફીમાં, તેમજ થીયોસોફીમાં અને કેટલેક અંશે સુફી ફીલસુફીમાં મળે છે. પણ દુન્યાંનાં બીજા મોટા ધર્મો, કે જેમાં જરથોસ્તી ધર્મ અગ્રપદ ધરાવે છે તેમાં, તેમજ યાહુદી, ખ્રિસ્ટી તેમજ મુસલમાની ધર્મોમાં આવી ફીલસુફી આવી શકતી નથી. આ મોહટા ધર્મોમાં ખુદા સૃષ્ટિને પેદા કરનાર, 'Creator' છે એમ આવ્યું છે. ફ્રીમેસનરીમાં પણ ઉપલીજ જરથોસ્તી ફીલસુફી આવી છે; તે પણ એક 'Personal God, Creator of the universe,' એક વ્યક્તિગત પેદા કરનાર ખુદાની વાત કરે છે. વળી એમ પણ કહેવાય છે કે ફ્રીમેસનરીનું મૂળ જરથોસ્તી ધર્મમાંથીજ નીકળ્યું છે. જાણીતા જર્મન વિદ્વાન સ્પીગલનાં અવસ્તાનાં અંગ્રેજી તરજુમાની ચોપડીની છેવટે અવસ્તા અને ફ્રીમેસનરીમાં આવેલી કેટલીક બાબદોની સરખામણી મહુર્મ વિદ્વાન ખ. રૂ. કામાએ આપેલી છે. સ્પીગલ પોતે કહે છે કે 'Since the Parsi religion is, beyond doubt, of far more ancient origin than Freemasonry (no matter how great may be the antiquity of the latter), it appears highly probable that Freemasonry is indebted to the religion of Zarathustra for some of its mystic ceremonies.' મતલબ કે જરથોસ્તી ધર્મ ઘણોજ પુરાણો છે અને ફ્રીમેસનરી પોતાની કેટલીક ભેદી ક્રીયાઓ માટે જરથોસ્તી ધર્મને આભારી છે.

### એક વ્યક્તિગત ખુદા, Parsonal God ની વ્યાખ્યા.

કેટલાક જરથોશ્તીઓ એક 'પરસનલ' યાને કે વ્યકિતગત્ ખુદામાં માનતા નથી. તેઓ પુછે છે કે શું ખુદાને આપણા માણસો જેવાં હાથ પગ, મોહડું

વિગેરે હોય છે! અને કહે છે કે એક ખરો ખુદા તો ફક્ત 'ઇમપરસનલ' 'Impersonal' હોવો જોઇએ. 'ઇમપરસનલ' ખુદામાં માનવાવાળા સાહેબો જ્યારે આપણે એક વ્યક્તિગત અહુરમજ્દની વાત કર્યે છીએ, ત્યારે ઉપલો સવાલ પુછીને ટેકડી કરવા ઉપર ઉતરી પડે છે! આવા કોઇક સાહેબો 'પરસન' 'person' શબ્દની જે વ્યાખ્યા ફીલસુફીમાં આવે છે તેથી નાવાકેફ હોવાને લીધે ખુદાને હાથ મોહડું વિગેરે છે કે એવો સવાલ ઉભો કરે છે! જે પ્રમાણે માણસ વિગેરે દરેક પોતપોતાનું જુદું જુદું અસ્તિત્વ ધરાવે છે કે જે અસ્તિત્વને લીધે તે માણસ વિગેરે તરીકે ગણાય છે, તેજ પ્રમાણે ખુદા પોતાનું ખાસ અસ્તિત્વ ધરાવે છે, કે જેવાં અસ્તિત્વને લીધે તે એક 'personal' ખુદા તરીકે ઓળખાય છે. એક ઝાડ પણ પોતાનું અસ્તિત્વ 'person' ધરાવે છે, પણ તેને લીધે આપણે એવો સવાલ કરતા નથી કે તેને હાથ મોહડું વગેરે છે કે! સમજ લેવાને માટે આપણે ખ્રિસ્ટી ધર્મનો દાખલો લઇએ; તેઓનાં ખુદામાં 'ત્રિનીતી'ની એટલે 'Three persons' ની વાત આવી છે. પણ શું તે કારણે આપણે ઉપલો બેહુદો સવાલ કર્યે કે શું ખ્રિસ્ટીઓ પ્રમાણે ખુદાને ત્રણ મોહડાં, છ હાથ, છ પગ વિગેરે છે? એક 'પરસનલ' ખુદાની વાત ચોકસ હિંદુ લખાણોમાં પણ આવે છે. 'Ethical Conception of the Gathas' નામની ચોપડીના લખનાર જાણીતા મી. ચેતરજી ઉપલી ચોપડીનાં ૫૬૫ માં પાના ઉપર કહે છે કે: The Conception of a Personal God (Varuna and Indra of the Vedic Period and Mazda of the Iranians and the corporal Vishnu of the Indians as against the Impersonal Brahma of the Upanishads) is the factor that distinguishes Bhakti Yoga from Jnana Yoga. એટલેકે વેદમાં આવેલા વરૂન અને ઇંદ્ર, અવસ્તાવાળા ઇરાની મજ્દા, અને હિંદુઓનાં વિષ્ણુ આ બંધા પરસનલ ખુદા છે. પણ ઉપનીશદવાળા બ્રહમા એક ઇમપરસનલ ખુદા છે. આટલી ટુંક સમજણ પરસનલ ખુદાની આપીને હવે આપણી બાબદમાં આગળ ચાલ્યે.

## અહુરમજ્દે જગતને કેવી રીતે પેદા કીધી છે?

આપણે કહી ગયા છીએ કે જરથોસ્તી ધર્મની અંદર 'creation out of notling' યાને કાંઇ ન હતું તેમાંથી જગત પેદા કરવાની વાત

આવી નથી, તેજ પ્રમાણે અહુરમજ્દે પોતામાંથી જગત બાહર કહાડી યાને તેને પોતામાંથી 'evolve' કીધી એમ પણ આવ્યું નથી. ત્યારે સવાલ રહે છે કે અહુરમજ્દે જગતને કેવી રીતે પેદા કીધી. પવિત્ર ગાથાવાળા હા. ૩૧ નાં સાતમાં ફકરામાંથી આપણામાંનાં એક વિદ્વાન અભ્યાસી શેઠ સોહરાબ જ. બલસારા એમ. એ. એવો ભાવાર્થ કાહડે છે કે અહુરમજ્દે પોતાનાં 'રઑચેબીશ્નૂની 'ખાથ્રા' યાને રોશનીનાં બિંદુઓમાંથી 'વાર્થ્રેસન્સ' (vibrations) ધ્વનીઓ રૂપે જગત ઉત્પત્તીની શરૂઆત કીધી હતી. આ બાબદ આપણે આ ચોપડીના પહેલા ભાગમાં લંબાણથી વર્ણવી છે, તેથી અત્રે વધુ બોલવાની જરૂર રહેતી નથી.

## અહુરમજ્દ જગતમાં રહીનેજ કામ કરે છે. છતાં તે જગતથી ચઢયાતો છે.

હવે આપણે આપણી મૂળ બાબદ ઉપર આવ્યે છીએ, અને દેખાડવા માંગ્યે છીએ કે અહુરમજ્દ જગત પેદા કીધા પછી અથવા પેદા કરતાં કરતાં સાથે સાથે અસલથીજ પોતાની જગત, કુદરત યા 'nature' ની અંદરજ રહીને કાર્ય કરે છે, છતાં તે પોતાની જગતથી ચઢયાતો છે, 'He transcends nature'. પણ જ્યારે આપણે કહીએ છીએ કે અહુરમજ્દ સૃષ્ટિનો પેદા કરનાર 'Creator' છે, તેમજ તે એક વ્યક્તિગત યાને એક 'Personal' ખુદા તરીકે સૃષ્ટિથી જુદો છે, યાને પોતાનું જુદુ અસ્તિત્વ ધરાવે છે ત્યારે આગલ કહી ગયા તેમ કોઈક સાહેબો આપણી ઉપર એવો આક્ષેપ મુકે છે કે ત્યારે એક અહુરમજ્દ પોતે જગતની બહાર કેઠે રહે છે? આ સાહેબો પોતેજ આવો સવાલ ઉભો કરે છે, અને પોતેજ તે સવાલની હસી કરે છે! પણ આવા સાહેબો આપણા ધર્મમાં આવેલા 'વહીસ્તૅમ્ અહૂમ્' જેને 'ગરો–દેમાન' યાને ગરોથમાન એવે નામે પણ ઓળખ્યું છે, તેવી સર્વથી સરસ હસ્તિને કોઈએક 'દેમાન', 'ન્માન' યાને જગામાં ફેરવી નાખવાની ભુલનાં પરિણામમાં, આ સર્વોત્તમ હસ્તિ કયાં રહે છે તેની મતલબ સમજી શકતા નથી. અવસ્તા શબ્દ "વહિસ્ત" માંથીજ, તે શબ્દનું રૂપાંતર થતાં, "બહેશ્ત" શબ્દ ઉત્પન્ન થયો છે, જે બહેસ્ત શબ્દ અંગ્રેજી 'Best' બેસ્ત, યાને સર્વથી સરસ એવા શબ્દને તદન મલતો છે. આ ઉપરથી આપણે સાધારણ રીતે બોલ્યે છીએ કે ખુદા આસમાનમાં બહેશ્તમાં રહે છે. ખ્રિસ્ટી ધર્મમાં આવ્યું છે

કે 'My God, who is in Heaven' એટલે મારો ખુદા જે આસમાનમાં બહેસ્તમાં રહે છે. મુસલમાની ધર્મમાં પણ એવુંજ આવ્યું છે. આગલ કહી ગયા તેમ જરથોસ્તી અહુરમજ્દ 'ગરો દેમાન', ગરો ન્માન', ગરોથ્માનમાં યાને 'House of Song' ગાયનનાં મકાનમાં રહે છે. ગરોદેમાન તેમજ 'વહિસ્તૅમ્ અહૂમ્' આ બે શબ્દો અહુરમજ્દની એકજ સર્વોત્તમ હાલત માત્ર દેખાડે છે. વળી જરથોસ્તી ધર્મ પ્રમાણે હોરમજ્દ યશ્તમાં જણાવવા મુજબ અહુરમજ્દ 'અવી-તન્યો' યાને સર્વવ્યાપક છે, તે સૃષ્ટિની દરેક નાની મોટી પેદાયશમાં વ્યાપી રહયો છે, તેની અંદરજ રહીને કાર્ય કરે છે, એ બાબદ જો ધ્યાનમાં રાખ્યે તો અહુરમજ્દ શું સૃષ્ટિની બાહર કેઠે ઉંચામાં ઉચી જગા ઉપર રહે છે એવો સવાલ કરવામાં આવે નહિ!

જ્યારે આપણે જરથોસ્તી તરીકે એવું કહીએ છીએ કે અહુરમજ્દ એક એવી વ્યક્તિ છે કે જે પોતાની પેદા કીધેલી જગતથી તદન જુદીજ છે, યાને અહુરમજ્દ અને તેની જગત બે જુદાં છે, ત્યારે ચોકસ ફીલસુફીમાં મજબુત માન્યતા રાખનારા કોઇક સાહેબો, જેઓ એવું માને છે કે ખુદા અને જગત બન્ને એકજ છે, અને તે બે વચ્ચે તેઓની જાતમાં કાંઇપણ ફરક નથી, તેવા જરથોસ્તી સાહેબો, ખરી જરથોસ્તી સમજણની ગેરહાજરીમાં ઉપર વર્ણવેલો સવાલ કરવાની ઉતાવળમાં પડી જાય છે. હવે જો એમ ધારવામાં આવે કે 'વહિસ્તૅમ્ અહૂમ્', 'ગરો દેમાન', ગરોથ્માન, યાતો બહેસ્તની વાત કરવામાં કોઇ જગાની વાત કરવામાં આવે છે, એવું એકબારગી કબુલ કરતાં પણ તે કહેવાતી જગા તો સૃષ્ટિની અંદરજ આવી જાય છે એ ભુલવાનું નથી. ત્યારે શું અહુરમજ્દ સૃષ્ટિની બહાર કેઠે ઉંચે રહે છે કે એવો સવાલ બેહુદો થઇ પડે છે. અને આપણે હવે જોઇએ છીએ કે અહુરમજ્દ પોતાની જગતથી જુદું અસ્તિત્વ ધરાવે છે એમ આપણા બોલવામાંથી આવો સવાલ ઉભો થતોજ નથી!

'વહિસ્તૅમ્ અહૂમ્' અને 'અચિસ્તૅમ્ અહૂમ્' એટલે કહેવાતા 'મેતીરીયલ' (material) બાકી બહેસ્ત અને દોજખની બાબદ ગાથા સોસાયટીએ પ્રગટ કીધેલી મારી (Heaven and Hell) નામની ચોપડીમાં વિગતે જણાવી છે, તેનો હવાલો આપીને આપણી બાબદમાં આગલ ચાલીશું.

હવે અહુરમજ્દ જગતની અંદરજ રહીને કાર્ય કરે છે, યાને તે 'મેટર' યાને પદાર્થ કે જેમાં ખરાબીનો ભાસ રહે છે, તેની સાથે સમાગમમાં

આવવા છતાં, તે હમેશાં બહેસ્તમાં યાને સર્વથી સરસ હાલતમાં, યાને 'વહિસ્તૅમ્ અહૂમ્'માં રહે છે; પવિત્ર ગાથા પ્રમાણે તે હમેશાં "હામો" યાને એકસરખી સતચિત–આનંદવાળી હાલતમાં રહે છે. આ રીતે અહુરમજ્દ જગતમાં રહેવા છતાં, યાને ખાક, પદાર્થ સાથે સમાગમમાં આવવા છતાં પોતાની અસલ સંપુર્ણ અષોઇવાળી ખાલેસ હાલતમાં રહીને પોતાનું અસ્તિત્વ જગતનાં આસ્તિત્વથી જુદું રાખીને તેને જાળવી રાખે છે. આ કારણે અહુરમજ્દને અષો યાને પવિત્ર એવું વિશેષણ લગાડયું છે. આપણે જોયું છે કે અહુરમજ્દ જગતથી જુદો છે, તેમજ તેનાંથી ચઢયાતો છે, કારણકે તે જગતનો પેદા કરનાર છે, તે કારણે અહુરમજ્દ તેજ જગત અને જગત તેજ અહુરમજ્દ એવી જગદ ઇશ્વરવાદી 'pantheistic' ફીલસુફી જરથોશ્તી ધર્મમાં મલતી નથી, મલી શકે પણ નહિ. ચોક્કસ હિંદુ ફીલસુફી અને થીઓસોફી, જગદ ઇશ્વરવાદમાં માને છે. પણ આપણે ઉપર જોયું છે તેમ જરથોસ્તી ફીલસુફી અને થીઓસોફીક ફીલસુફીમાં શરૂઆતથીજ દુર ન થઇ શકે એવો ભેદ રહેલો છે. જુદી જુદી ફીલસુફીઓનો અભ્યાસ કરવો અવશ્યનો છે, પણ જો આપણે શરૂઆતમાંજ જરથોશ્તી ફીલસુફી સમજ્યે નહિ અથવા સમજવાની દરકાર કર્યે નહિ તો આપણને કેઠે ઘસડાઇ જવાનો ભય રહે છે, અને અહુરમજ્દની પોતાની તરફની "તેનાં પોતાનાં મોહડાંમાંથી નીકળેલી" ફીલસુફી સમજીને અષો જરથુસ્ત્રએ અહુરમજ્દી મીનોઇ 'દએન', દીનમાંથી જે ધર્મ સ્થાપ્યો તે ધર્મ તરફ ઉસ્તવાર રહી શકતા નથી, તે ધર્મ તરફની ફરજ આપણે પુરેપુરી બજા લાવી શકતા નથી.



**સૃષ્ટિનાં પેદા થવા પછી આ પેદા થતાં થતાં તેને શરૂઆતથી તે આખર સુધી ટેકાવી રાખવામાં, તેનું પોષણ કરવામાં, તેને અહુરમજ્દની ધારેલી નેમ તરફ લઇ જવામાં, સ્પેન્તા મઇન્યુ અને ફ્રવષીઓ કેવી રીતે, કેવી તરકીબથી કામ કરે છે.**



અહુરમજ્દ કુદરતની અંદરજ રહીને કામ કરે છે, છતાં તે કુદરતથી ચઢયાતો છે, 'How He transcends nature,' તે બાબે આગલા વિષયમાં આવેલી અનેક બાબદોમાંથી જોયું છે કે અહુરમજ્દ પોતાની સૃષ્ટિને પેદા કરે છે, યાને 'Create' કરે છે. હવે આ વિષયમાં જોવા માંગયે છીએ કે અહુરમજ્દ પોતાની પેદા કીધેલી સૃષ્ટિનું **કેવી રીતે** પોષણ કરે છે. આ બાબદને નામીચી ફ્રવર્દિન યશ્તનાં પહેલા ત્રણ કર્દામાંથી જોવાની કોશેષ કર્યે છીએ. આ નામીચી યશ્તની શરૂઆત પહેલા કર્દામાં આવેલા નીચલા વિચાર કરવા જોગ ભેદી શબ્દોથી થઇ છે. "હોરમજ્દે સ્પેતમાન જરથોશ્ત્રને કહ્યું કે અએ રાસ્ત સ્પેતમાન! અશોનાં જોરાવર, તથા ગાલેબ ફરોહરોનાં કૌવત, એજમત, ખોરેહ, મદદ તથા ખુશાળી બાબે હું તને જાહેર કરૂં છું; કે જે અશોનાં જોરાવર ફરોહરો મારી મદદે આવ્યાં તથા મને ટેકો આપ્યો." આ ફકરામાં ફરોહરોને 'અષઓનાંમ્ ફ્રવષીનામ્, ઉઘ્રનામ્, અઇવિ–થુરનામ્' યાને "અષોનાં જોરાવર તથા ગાલેબ ફરોહરો" તરીકે, તેમજ બાજે વખત તેઓને 'ઉઘ્રાઓ અષઓનાંમ્ ફ્રવષયો' યાને "અષોનાં જોરાવર ફરોહરો" તરીકે જણાવ્યાં છે. (કાંગાજીનો તરજુમો). મારે શરૂઆતમાંજ જણાવવું જોઇએ કે આ ફકરામાં આવેલાં તેમજ યશ્તમાં બીજે ઠેકાણે આવેલા 'અષઓનાંમ્ ફ્રવષયો' શબ્દોનો તરજુમો કરતાં કાંગાજી "અશો (લોકોનાં) ફરોહરો" એમ કરે છે. અલબત્તાં તેવણ સાહેબ "લોકોનાં" એ શબ્દ વલાયા યાને કે કઉંસમાં, 'parenthesis,'માં મુકે છે. પણ ખુદ અવસ્તા વાંચણ તેક્ષ્ત (Text) માં ફક્ત "અષઓનાંમ્" શબ્દ આવ્યો છે, કે જેની મતલબ છઠ્ઠી વિભક્તિની રૂયે "અષોઓનાં" એટલે "પવીત્રોનાં" એટલીજ થાય છે. અને તેજ દુરસ્ત દીસે છે, કારણ કે અહુરમજ્દ અમશાસ્પંદો અને યજદોનાં, તેમજ જાનવરોનાં,

ફ્રોહરો માટે પણ "અષઓનાંમ્" શબ્દ વાપડવામાં આવ્યો છે. તેથી તેઓ માટે બોલતાં તેઓને "અષો લોકોનાં" ફ્રોહરો તરીકે જણાવ્યે તો તે ખોટું અને બેહુંદું થઇ પડે છે. અલબતાં જ્યાં યશ્તની અંદર 'પોઇર્યો તકએષ'નાં અને 'નબા–નજ઼દીશ્ત'નાં માણસોનાં ફ્રોહરો બાબે બોલતાં તેઓને પણ 'અષઓનાંમ્ ફ્રવષયો' તરીકે કહયાં છે, ત્યાં તેનો તરજુમો અષો લોકોના ફ્રોહરો એમ કર્યે તો તેમાં કાંઇપણ ખોટું નથી. મેહરજીરાણા અને વાછા "અષઓનાંમ્ ફ્રવષયો"ની મતલબ "પવીતરોની ફ્રવશીઓ" અને સ્પીગલ તેઓને 'Fravashis of the pure' તરીકે લે છે, તે તદન બરહક છે. 'અષઓનાંમ ફ્રવષયો'ની મતલબ બધે ઠેકાણે એક સરખી રીતે "અષો (લોકોનાં) ફ્રોહરો" એમ લેવાય નહિ તે બાબદ બીજી રીતે પણ જોઇ શકાય એમ છે. દાખલા તરીકે ફ્રવર્દિન યશ્તનાં પહેલા બીજા અને ત્રીજા કરદામાં સૃષ્ટિની શરૂઆતની યાને 'of the very beginning of things,'ની વાત કીધી છે, અને યશ્તનાં ૨૩ મા કર્દાના ૭૬ મા ફકરામાં કહ્યું છે કે જ્યારે પેદાયશો બની ત્યારે "અષઓનાંમ્ વંઘુહીશ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો" યાને પવિત્રોની ભલી બહાદુર અને વૃદ્ધિ કરનારી ફ્રવષીઓ તે વખતે તે જગાએ મક્કમ યાને ઉસ્તવાર ઉભેલી હતી. આ ઉપરથી ખુલ્લું જોઇ શકાય છે કે તે શરૂઆતમાં માણસો પેદા થયલાં ન હતાં, તેથી 'અષઓનાંમ ફ્રવષયો'ને હમેશાં અષો **માણસોના** ફ્રોહરો તરીકે લઇ શકાય નહિ પણ જ્યાં માણસોનાં ફ્રોહરો બાબે બોલવાનું કારણ મળ્યું છે ત્યાં તેઓ બાબે ખુલ્લા બોલોમાં બોલવામાં આવ્યુ છે. દાખલા તરીકે પહેલા કર્દાના ૧૭ માં ફકરામાં "જવનાંમ્ નરાંમ્ અષઓનાંમ્ ફ્રવષયો" એટલે "જીવતાં અષો **માણસોનાં** ફ્રોહરો" એમ કહેવામાં આવ્યું છે, તે બરોબર છે.

"અષઓનામ ફ્રવષયો"ની મતલબ આ રીતે ખુલ્લી કરીને હવે મૂળ બાબદ ઉપર આવ્યે. દાદાર અહુરમજ઼દે પેદાયશો પેદા કરવા પછી, તે પેદાયશોને 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ કેવી રીતે "વીધારયેન્" યાને ધારણ કરે છે, તેઓનું પોષણ કરે છે, તેઓને ટકાવી રાખે છે, એ બાબે હવે જોઇએ. પણ આ બાબદ ધ્યાનમાં રાખી મુકવાની છે, કે જ્યારે આગળ જોઇ ગયા તેમ 'સ્પેન્તા મઇન્યુ' જે અહુરમજ઼દનો પોતાનો 'મઇન્યુ' છે, તે 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ પોતે અહુરમજ઼દમાંથી ઉભા થયાં છે, ત્યારે સૃષ્ટિને ટકાવી રાખવા વિગેરેનું કામ અહુરમજ઼દ પોતેજ કરે છે.

આવી રીતે પોષણ વિગેરે કરવાને માટે યશ્તનાં પહેલા ત્રણ કર્દામાં બધે ઠેકાણે એકજ શબ્દ વપડાયો છે, તે 'વી-ધારયેન' શબ્દ છે. એટલે કે 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓનું સૃષ્ટિને ટકાવી રાખવાનું કામ આવી રીતનું છે કે સૃષ્ટિને પોતાને તેમજ તેની અંદર સમાયલા તમામ ભાગોને તેઓની પોત પોતાની ગતીમાં પકડી રાખવાનું છે, તેઓને પોત પોતાનાં આકર્ષણમાં, 'equilibrium'માં ધરી રાખવાનું છે. આવું 'વી-ધારયેન' કરવાની બાબદમાં એક બાબદ હંમેશાં ધ્યાનમાં રાખી મુકવાની છે કે અહુરમજ્દનાં પોતાના મીનો 'સ્પેન્તા મઇન્યુ'ને તેમજ 'સ્પેન્તા મઇન્યુ'માંથી ઉભી થયલી ફ્રવષીઓને કેદેપણ પેદા થયલાં તેમજ કોઇપણ ચીજને પેદા કરતાં જણાવ્યાં નથી. એકલો અહુરમજ્દ પોતે 'દથુષો' છે, તે 'દઢવાઓ' છે, તે પેદા કરનાર 'Creator' છે, અને 'સ્પેન્તા મઇન્યુ' તથા ફ્રવષીઓ અહુરમજ્દની પેદાયશોનું પોષણ કરે છે, રક્ષણ કરે છે.

## સૃષ્ટિ બાબેની જરથોશ્તી સમજણ: 'અસ્મન' તે શું છે?

ફ્રવર્દિન યશ્તનાં બીજા અને ત્રીજા ફકરાઓમાં સૃષ્ટિ બાબે કાંઇક અગત્યની સમજણ આપી છે. દાદાર અહુરમજ્દ જરથુશ્ત્રને કહે છે કે "ફ્રરોહરોનાં તેજ અને પ્રતાપને લીધે આએ આસ્માન જે બુલંદ, ચળકાટ-વાલું (તથા) દેખામણું (છે) (તથા) જે (આસ્માન) આએ પૃથ્વિને આસપાસ ઘેરી લે છે, (તેને) હું ટકાવી રાખું છું.......મેહર, રશ્ને તથા સપંદારમદની સાથે મલીને જે (આસ્માન)ને અહુરમજ્દએ સેતારાથી સંગારેલું (તથા) મીનોથી બનાવેલું વસ્ત્ર પેહરાવેલું છે, તેના બે છેડા જોઇ શકાતા નથી." આ ફકરામાં આવેલા 'અસ્મન' શબ્દની મતલબ આપણે સાધારણ રીતે આસ્માન તરીકે લઇએ છીએ તેમ નથી. અંગ્રેજીમાં જેને આપણે સાધારણ રીતે 'the sky' કરીને કહીયે છીએ કે જેની અંદર વાદળાં વગેરે દેખાય છે, તેવું આએ 'અસ્મન,' આસ્માન નથી. ગેતીની પેદાયશોનાં અનુક્રમમાં 'અસ્મન'ને હમેશાં પહેલું જણાવ્યું છે, તે પહેલું પેદા થયલું છે. જુઓ યજશ્ને હા. ૧૯, ફકરો ૧; વીસ્પરદ હા. ૭ મો ફકરો ૪., કે જેમાં 'અસ્મન'ને પહેલું પેદા કીધેલું જણાવ્યું છે.

મહુંમ વિદ્વાન શહેરયારજી ભરૂચા પોતાની રીસ્તિરસ્તાન નામની નામીચી કેતાબનાં ૩૧૧ માં પાના ઉપર 'અસ્મન'ને અરાબીક અથીર (اثیر), અંગ્રેજી ઇથર (Ether), સંસ્કૃત આકાશ સાથે સરખાવે છે, અને કહે છે

કે "તે એક જાતની તેજોમય અતિ સુક્ષ્મ વાયુરૂપી પદાર્થ છે." હમણાંનું સાયન્સ કહે છે કે તમામ પેદાયશ 'પથર'ની મદદથી, 'પથર'ની અંદરજ હસ્તિ ભોગવી શકે છે, તો પછી અહુરમજ્દ, 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવશીઓ આપણી સૃષ્ટિને કેઇ ચીજની અંદર અને કેવી રીતે ટેકાવી રાખે છે, તેની કાંઇક સમજ ફ્રવર્દિન યશ્તનાં ફ. ૨૮, ૨૯ માં મળે છે. અને આપણા અસલી ન્યાગાનો સૃષ્ટિને લગતું કેટલું બધું જ્ઞાન ધરાવતા હતા તે પણ સમજ પડી જાય છે.

આપણી પૃથ્વિ ઉપરાંત આકાશ મંડળમાં દેખાતી અને નહિ–દેખાતી visible and invisible જુદી જુદી પેદાયશો અથવા તો આકાશી ગોળાઓ પણ 'અસ્મન' યાને 'પથર'ની અંદરજ વસી શકે છે અને તેમાંજ કાર્ય કરી શકે છે. 'અસ્મન' અથવા આકાશ, યશ્તમાં જણાવ્યા મુજબ, આપણી પૃથ્વિને "આચ પઇરીચ બવાવ," એટલે "તેને આસપાસથી ઘેરી લે છે," યાને કે તે આપણી પૃથ્વિની આસપાસ પણ પંથરાયલો છે. આ આસ્માન વળી "યો ઉસ્ચ સ્ઓક્ષ્નો ફ્રાદેરેસ્રો" એટલે "ઉપરથી ચળકતો અને ખુબસુરત છે." (મેહરજીરાણા અને વાછાવાળો તરજુમો) પણ જો આ 'ઉપરથી' 'ઉસ્ચ' એવા શબ્દ પરથી પહેલી નજરે એવું ધારવામાં આવે કે અસ્મનને ફકત ઉપરથીજ ચળકતું કહ્યું છે, તેથી તેનો નીચલો ભાગ ચળકતો ન હોય, તો તેમ ધારવું ભુલ ભરેલું છે. કારણ કે યશ્તનો લખનાર તેમજ પૃથ્વિ ઉપર રહેનારાં તમામ માણસો આકાશનો ફકત ઉપલોજ ભાગ જોઇ શકે છે, તેથી તે ઉપલા ભાગને ચળકતો અને ખુબસુરત કહ્યો છે. પણ યશ્તનાં ત્રીજા ફકરામાં તમામ 'અસ્મન' યાને આકાશની વધુ વિગત આપતાં જણાવ્યું છે કે "તેને અહુરમજ્દે સેતારાથી સંગારેલું અને મીનોઇથી બનાવેલું વસ્ત્ર પેહરાવેલું છે," તો તે ઉપરથી જણાય છે કે આસ્માનનો બાકીનો ભાગ પણ "ચળકતો અને ખુબસુરત" હોવો જોઇએ અને છે. એટલે કે અસ્મન કે જે તેનાં નામ પ્રમાણે 'પથર'નું બનેલું છે, તો તે 'અસ્મન' યાને આકાશની બધી બાજુ "ચળકતી અને ખુબસુરત" છે. આ અસ્મન બાબે વધુ જણાવ્યું છે કે "તેનાં બે છેડા જોઇ શકાતા નથી" તે પણ દેખાડે છે કે આકાશ ગોળ છે, અને તે ઉપર જણાવ્યું તેમ પૃથ્વિની આસપાસ પણ પંથરાઇ રહેલું છે.

આવી રીતે 'અસ્મન' એટલે આકાશની યાને 'ઇથર'માં સમાયલી કુળ સૃષ્ટિની સમજણ આપવામાં આવી છે.

ઉપર જણાવી ગયા તેમ યશ્તનાં બીજા ફકરામાં લખવા પ્રમાણે "ફ્રવષીઓનાં તેજ અને પ્રતાપને લીધે (અહુરમજ્દ કહે છે,) કે આ આસમાનને (યાને તેમાં સમાયલી કુળ સૃષ્ટિને) હું 'વીધારયેન' કરૂં છું, હું ટેકાવી રાખુ છું." ત્યારે આ ટેકાવી રાખવાનું કામ કેમ બને છે તે હવે જોઇએ.

## સ્પેન્તા મઇન્યુ અને ફ્રરોહરો 'અસ્મન'ને એટલે તેમાં સમાયલી તમામ સૃષ્ટિને કેવી રીતે ટેકાવી રાખે છે?

પહેલી નજરે સવાલ થાય કે જ્યારે યશ્તનાં બીજા ફકરા મુજબ "અહુરમજ્દ પોતે 'અસ્મન'ને ટેકાવી રાખે છે," તો પછી 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રરોહરો પણ 'અસ્મનને' ટેકાવી રાખે છે, એમ બોલવાનું ખાસ કારણ શું હોય? કારણ ખુલ્લું છે. જો આપણે ઉપર જોઇ ગયા તેમ 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રરોહરો અહુરમજ્દની અંદરથીજ ઉભાં થયલાં છે, તો પછી અહુરમજ્દ જે ટેકાવી રાખવાનું કાર્ય કરે છે, તે કામ આ બેની મદદથીજ થાય છે. અહુરમજ્દ સૃષ્ટિમાં **કેવી રીતે** કાર્ય કરે છે, તે દેખાડવાને માટે 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીની ફીલસુફી યશ્તમાં વર્ણવવામાં આવી છે. પણ આ બાબદમાં હંમેશાં યાદ રાખી મુકવાનું છે, કે અહુરમજ્દ, 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રરોહરો પોતાની જાતમાં એકજ છે. તેઓ એકથી જુદાં નથી.

યશ્તનાં ૨૮ માં ફકરામાં કહ્યું છે કે "જે 'અસ્મન,' પાણી, જમીન વિગેરેને અહુરમજ્દે 'વીદિધાર' કર્યાં હતાં યાને પકડી રાખ્યાં, ટેકાવી રાખ્યાં હતાં, તેઓને 'સ્પેન્તા મઇન્યુ' 'વીધારયત્' કરે છે, યાને પકડી, ટેકાવી રાખે છે." પછી ૨૯ માં ફકરામાં કહ્યું છે કે જે ફ્રવષીઓએ 'અસ્મન'ને "ઉપ-દારયેન્" યાને નીચેથી ઉપર ટેકાવી રાખ્યું હતું, તે ફ્રવષીઓને પોતાને પણ 'સ્પેન્તા મઇન્યુ'એ "વીધારયત્" કીધાં હતાં યાને ટેકાવી રાખ્યાં હતાં. કાંગાજી તેમજ મેહરજીરાણા અને વાછા પોતાનાં તરજુમાંઓમાં "ઉપ-દારયેન્" શબ્દની મતલબ ફક્ત "ટેકાવી રાખ્યાં હતાં" એમ કરે છે. પણ દારમસતેતર તેની મતલબ "નીચેથી ટેકાવી રાખે

છે" એમ કરે છે. (જુઓ કાંગાજીએ આપેલી ફૂટ નોટ). દારમસતેતરએ "ઉપ-દારયેન્"ની જે મતલબ આપી છે, તે વધુ વાસ્તવિક છે. કારણકે અહુરમજ્દ, તેમજ 'સ્પેન્તા મઇન્યુ,' તેમજ ફ્રવષીઓ 'અસ્મન'ને ટેકાવી રાખે છે એટલુંજ બોલ્યે તો તેની મતલબ એવી થાય કે આ ત્રણે 'અસ્મન'ને એકજ રીતે, એકજ બાજુએથી ટેકાવી રાખે છે. પણ યસ્તનાં લખનારની મતલબ તેવી નથી. તે જણાવવા માંગે છે કે જો 'સ્પેન્તા મઇન્યુ' તથા ફ્રવષીઓ 'અસ્મન'ને ટેકાવી રાખે છે, તો તે કેવી રીતે, કેવી તરકીબથી, તેને ટેકાવી રાખે છે. આ કારણે આ ટેકાવી રાખવાની વાતમાં લખનાર બે જુદી જુદી મતલબ ધરાવતા શબ્દો વાપડે છે. ફ્રવષીઓ અસ્મનને "ઉપ-દારયેન્" કરે છે યાને નીચેથી ઉપર પકડી રાખે છે; 'સ્પેન્તા મઇન્યુ' તેને "વી-ધારયેન્" કરે છે એટલે ઉપરથી પકડી રાખે છે, અને આવી રીતે, આવી તરકીબથી, તેઓ 'અસ્મન'ને ટેકાવી રાખે છે, તેને equilibrium માં આકર્ષણમાં રાખે છે, જાણે કે તે 'અસ્મન'ને તેની ગેર્દશમાં ઝોંકા ખાતું બંચાવે છે, તેને પડી જતું બંચાવે છે.

'અસ્મન' એટલે તેમાં રહેલી તમામ સૃષ્ટિ પડી જવા વગર હમેશાં ચાલુ ગર્દેશમાં રહે છે, તેવો અસલ જરથોસ્તી ખ્યાલ આપણને ગાથાના હા. ૪૪ ના ચોઠા ફકરામાં મલે છે. અષો જરથુસ્ત્ર અહુરમજ્દને પુછે છે કે "જમીન તથા આસમાનને નીચે પડી જવાથી કોણ ટેકાવી રાખનાર છે?" આ ખ્યાલ આજસુધી જલવાઇ રહેલો છે. એક ફારસી કવી લખી ગયો છે કે:

નેગેહ કુન બર ઇન ગુંબદે ઝર-નેગાર
કે સકફશ બુવદ બી સતુન ઉસ્તવાર

યાને કે આ સોનેરી ગુંબજ, આએ અસ્મન, તરફ નજર કરશે તો તુંને માલમ પડશે કે તે ગુંબજ કાંઇપણ થાંબા વગર ઉસ્તવાર રહેલો છે, તે પડી જતો નથી. આવી રીતે 'અસ્મન' પડી જવા વગર કેવી રીતે ઉશ્તવાર રહે છે, તે બાબદ ફ્રવર્દિન યસ્તનાં ૨૮ અને ૨૯ માં ફકરાઓમાંથી ખુલ્લી થાય છે. આ પ્રમાણે યસ્તનાં લખનારનું સાયનટીફીક જ્ઞાન ખુલ્લું દેખાય છે. પણ આ બાબદમાં સાયનટીફીક જ્ઞાન ઉપરાંત કાંઇક વધુ બુલંદ મતલબ સમાયલી હું જોવા માગું છું.

**અહુરમજ્દની ધારેલી નેમ તરફ, ખુદ અહુરમજ્દ તરફ, તમામ સૃષ્ટિને સ્પેન્તા મઇન્યુ અને ફ્રેરોહરો લઇ જાય છે.**

સૃષ્ટિની અંદરની તમામ નિર્જીવ તેમજ જાનદાર પેદાયશોને 'સ્પેન્તા મઇન્યુ' પોતાની તરફ ઉપરથી ખેંચે છે, અને તે કાર્યમાં ફ્રેરોહરો આ સૃષ્ટિને "ઉપ-દારયેન્" યાને નીચેથી ઉપર લઇ જવામાં 'સ્પેન્તા મઇન્યુ'ને મદદ કરે છે. તમામ પેદાયશ વધુ અને વધુ સ્વચ્છ થઇને, માણસો વધુ અને વધુ જ્ઞાની તેમજ અષો થઇને, દાદાર અહુરમજ્દની ધારેલી નેમ તરફ વધુ અને વધુ ખેંચાતી રહે છે, અને જે નેમ બર લાવવાને માટે અહુરમજ્દમાંથી 'સ્પેન્તા મઇન્યુ' અને તેઓમાંથી ફ્રવષીઓ બાહર આવી છે, તે નેમને પરિપુર્ણ કરવાને માટે 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ રોજે અવલથી કામે લાગી ગયાં છે.

**ત્યારે આ આયંદેની નેમ, અહુરમજ્દ તરફ ખેંચાવાની નેમ, શું મતલબ ધરાવે છે? 'ફ્રષેમ્ કેરૅનાઉન્ અહૂમ' યાને ફ્રશોગર્દ એટલે અહૂ યાને જીંદગી એકવાર ફરીથી 'ફ્રષેમ' યાને fresh એટલે તાજી થશે, તેની કાંઇક સમજણ.**

તમામ સૃષ્ટિ આયંદે અહુરમજ્દ તરફ ખેંચાય છે, એમ જણાવીને હું એવું કહેવા માંગતો નથી કે તે છેલ્લા વખતમાં પેદાયશો માણસો સુધાં આયંદે અહુરમજ્દમાં મળી જાય છે તેનામાં આમેજ થાય છે, **એવી રીતે** કે અહુરમજ્દ ઉપરાંત બીજી કોઇપણ હસ્તિ યા તો કોઇપણ પેદાયશની હસ્તિ **તે વખતે** જુદી દેખાતી નથી. પવિત્ર ગાથામાં 'ફ્રષેમ્ કેરૅનાઉન્ અહૂમ' યાને 'અહૂ' યાને જીંદગીને વધુ અને વધુ 'ફ્રષેમ' 'fresh' યાને તાજી કરવાની યાને ફ્રશોગર્દની વાત ઘણી વેળા આવી છે. પણ આવાં ફ્રશોગર્દ થયા પછી યા તે વખતે 'અહૂ' યાને જીંદગી અહુરમજ્દની અંદર મલી જઇને તેની સાથે એક થઇ જાય છે એવો વિચાર ગાથામાં કે અવસ્તામાં મળતો નથી. ગાથાના ૫૧ માં હાના ત્રીજા ફકરામાં "આ વે ગેઉષા હેમ્યન્તુ" એવા શબ્દો આવ્યા છે કે જેનો અર્થ મહુંમ વિદ્વાન કાંગાજીએ "તે માણસો કીર્તિને લીધે તારામાં સાથે મળી જશે" એવો કીધો છે, તે ઉપરથી આપણી કોમમાં ઘણો ગુંચવાડો ઉત્પન્ન કરવામાં આવ્યો હતો. આપણા જરથોશ્તી થિઓસોફીસ્ત ભાઇઓ એવું મત દર્શાવતા હતા કે બધી મુળ બાબદોમાં

જરથોસ્તી ધર્મ બીજા ધર્મો સાથે એક સરખો છે, એટલુંજ નહી પણ થિઓસોફી જ્ઞાનનો એક દર્યો છે, અને જરથોસ્તી તેમજ બીજા ધર્મો તે જ્ઞાનનો ફક્ત એક નાનો યા મોટો ભાગ માત્ર છે! આ કારણે તે સાહેબો દરેક જરથોશ્તી બાબદને થિઓસોફીની નજરેજ જોવા આતુર હતા, અને તેમ બા-પોકાર જણાવતા હતા. આ ભણેલા સાહેબો ઉપર જણાવેલા ૫૧ માં હાના ત્રીજા ફકરામાં આવેલા "હેમ્‌યન્તુ" યાને માણસો અહુરમજદમાં "સાથે મળી જશે," એવા તરજુમાં ઉપર હદ ઉપરાંતનો ભાર મેલતા હતા. પણ સારાં નસીબે સ્પેન્તોમદ ગાથાના હા ૪૯ નો નવમો ફકરો આ સાથે મળી જવાની 'યુજ' થવાની, ખરી મતલબ ખુલ્લી કરે છે. ત્યાં આવ્યું છે કે "હ્વત્ દએનાઓ વહીસ્તે યૂજેન્ મીજ્દે." એટલે "દીનદાર માણસો સઉથી સરસ બદલામાં (યૂજેન્) સાથે મળી જાય છે." હવે આ ફકરામાં આવેલા 'યૂજેન' શબ્દ ઉપરથી એમ તો આપણે કહી શકયે નહિ કે દીનદાર માણસો, પોતાનું માનસાઇપણું વટાવીને તે બદલાની અંદર બદલાઇ જઇને યા ભેલાઇ જઇને તે બદલા સાથે એક થઇ જાય છે! પછી આ ફકરામાં આવ્યું છે કે "અષા યુખ્તા યાહી દે-જામાસ્પા". યાને કે "જેમ રાસ્તીને લીધે બહાદુર ગુસ્તાસ્પ અને જામાસ્પ હકીમ જોડાયલા છે." પણ આ ફકરા ઉપરથી આપણે એમતો માની શકયે નહિ કે ગુસ્તાસ્પ અને જામાસ્પ, જે બે હતા, તેઓ કોઇક ભેદી રીતે એકમેક સાથે મળી જઇને પોતાની હૈયાત જીંદગીમાં એક થઇ ગયા!

હાલમાં અહુરમજ્દ સાથે મળી જઇને તેની સાથે એક થઇ જવાની વાતને બદલે, અહુરમજ્દ સાથે એકતાન થવાની, 'to be in unison with Ahuramazda,' એવી વાત કરવામાં આવે છે, તે કદાચ ઠીક છે. પણ આ એકતાન થવાની વાતમાં એવો વિચાર આવવો જોઇએ નહિ, કે તે આયંદેના વખતે માણસો અહુરમજ્દ સાથે એવી રીતે ભળી જાય છે કે તેઓની જુદી જુદી હસ્તિ વધુ વાર ચાલુ રહેતી નથી. આ બાબદમાં વધુ લંબાણ ન કરતાં સ્પેન્તોમદ ગાથા, હા. ૪૮ નાં ચોઠા ફકરામાં શું આવ્યું છે તે જોઇએ:—"(એક અષો માણસનુ) સેવટ (નના) ખોલ્લી રીતે તારી (ખ્રતુ) "અક્કલમાં હોય છે." આ ફકરામાં આવેલા "નના" શબ્દની મતલબ સમજાવતાં કાંગાજી નોટમાં જણાવે છે કે "નના= સં. નાના =તરેહવાર-જુદી જુદી રીતે, છુટું, ખોલ્લી રીતે.

પહેલવી ઉપરથી દારમસ્તેતેએ એનો તર્જુમો 'મરદ અને ઓરત' કીધો છે."

'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓ 'અસ્મન'ને યાને આકાશને એટલે તેમાં રહેલી તમામ સૃષ્ટિને અને સૃષ્ટિની અંદરની માણસો વિગેરેની તમામ પેદાયશોને અહુરમજ્દની ધારેલી નેમ તરફ લઇ જાય છે, એમ જણાવીને તે નેમ કેવી રવેસની હોય તે બાબે ઉપર મુજબ ટુંકમાં વિવેચન કર્યું છે. હવે છેવટે ફ્રવર્દિન યશ્તનાં ફકરા ૨૮ અને ૨૯ માં આવેલી બાબદ ઉપરથી એમ જણાવ્યે છીએ કે જાણે કે અહુરમજ્દ સર્વથી ઉપર છે, અને તેની નીચે અહુરમજ્દનો પોતાનો મીનો ("થ્વા મઇન્યુ") યાને 'સ્પેન્તા મઇન્યુ' છે. આ 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓની વચ્ચે જાણે કે અસ્મન યાને આકાશ, યાને તમામ આકાશ મંડળ, આવી રહયું છે. ફ્રવષીઓ તે આકાશ મંડળને નીચેથી ઉપર લઇ જાય છે, "ઉપ-દારયેન્" કરે છે, અને 'સ્પેન્તા મઇન્યુ' તે આકાશ મંડળને, તેમજ નીચેથી કામ કરતી, ફ્રવષીઓને "વીધારયેન્" યાને ઉપરથી પકડી રાખીને, તે સર્વને અહુરમજ્દની તરફ આસ્તે આસ્તે લઇ જાય છે.

આપણે એમ કહી શકયે કે આ છેવટની નેમ પુરી થવાને વખતે 'સ્પેન્તા મઇન્યુ' અને ફ્રવષીઓનું કામ, દેખીતી રીતે, તેટલો વખત, પુરૂં થાય છે. અને તેજ વખતે અહુરમજ્દનો પહેલો વિચાર જે સૃષ્ટિને પેદા કરીને તેને સંપુર્ણતા તરફ લઇ જવાનો છે, (જુઓ ગાથા હા. ૩૧ નો સાતમો ફકરો) તે વિચાર પુરેપુરો અમલમાં આવે છે. આપણે કહીએ કે તે વખતે એક જમાનો, દરેધો-ખધાત, એક મોટું 'cycle' ચક્ર, યા એક મનવંતર, પુરૂં થાય છે.



# ગયોમર્દ—એક ભેદી વ્યક્તિ.



આગલા બે વિષયોમાંના પહેલા વિષયમાં જોયું કે "દદ્વાઓ" અથવા "દથુશો" યાને પેદા કરનાર 'Creator,' અહુરમજ્દ પોતાની પેદાયશો પેદા કીધા પછી અથવા પેદા કરતાં કરતાં પોતાની સૃષ્ટિ, પોતાની કુદરતની અંદરજ રહે છે, છતાં તે પોતાની કુદરતથી ચઢયાતો છે. 'He transcends nature'. બીજા વિષયમાં જોયું કે પોતાની પેદાયશોને પેદા કરવા પછી, તેઓનું પોષણ કરવામાં, તેઓને પોતપોતાની ગતીમાં ધરી રાખવામાં તેઓને "વીધારયેન્" કરવામાં અહુરમજ્દ તેમજ તેનો પોતાનો મીનો, 'સ્પેન્તા મઇન્યુ', તેજ પ્રમાણે આ બન્નેમાંથી ઉભી થયલી ફ્રવષીઓ, કેવી રીતે કામ કરી રહ્યાં છે. સૃષ્ટિની શરૂઆત થવા પછી જ્યારે લાંબો વખત જવા પછી માણુસની પેદાયશની શરૂઆત થઇ, યાને માનસાઇ પેદાયશમાં "મનસ" યાને વિચારશકિત વધતાં—ઓછાં પ્રમાણુમાં દાખલ થઇ, ત્યારે તે છેક શરૂઆતની માનસાઇ પ્રજાની સ્થિતી કેવી હતી, તે બાબે આપણી નામીચી ફ્રવર્દિન યશ્ત શું કહે છે, તે બાબદ ઉકેલવાની હવે તજવીજ કર્યે છીએ. માણુસાઇ પ્રજાની શરૂઆત "ગય મરૅથ્ન" યાને મોતમંદ જીંદગીથી થઇ હતી અને તેની આખરી સઑષ્યંતથી આવશે એવું અવસ્તા લખાણોમાં જાબજા જણાવ્યું છે. ફ્રવર્દિન યશ્તમાં ગય મરૅથ્ન યાને જેને આપણે સાધારણ રીતે ગયોમર્દ તરીકે બોલ્યે છીએ તે બાબે એક અતિ ટુંક લખાણુ—ચાર પાંચ લીટીનું–મળે છે. ત્યાં આ "ગય મરૅથ્ન" કોઇક ભેદી, ન સમજ પડે એવી, એક વ્યક્તિ તરીકે આપણુને મળે છે. આ ગય મરૅથ્નમાં પહેલવહેલાં "મનસ" દાખલ થતું હોય એવું લાગે છે. ત્યારે આ ભેદી વ્યક્તિ શું છે, તે જોવાની હવે આપણે તજવીજ કરશું.

ગય મરૅથ્ન યા ગયોમર્દ જેમ પહેલો માણુસ ન હતો, તેમ તે પહેલો પાદશાહ પણુ ન હતો. આપણી હાલની માનસાઇ પ્રજાની આગમજ થઇ ગયલી કોઇ પ્રજાનો ગયોમર્દ પ્રતિનીધી રૂપ હતો, કે જે પ્રજા શરૂઆતમાં undifferentiated હતી, એટલે મરદ અને ઓરત રૂપે જાતિ–ભેદથી છુટી પડેલી ન હતી. તેમાં જાતિ (sex) દાખલ થઇ ન હતી, તેમજ ભાન

(consciousness) પણ ખીલેલું ન હતું. વળી તે પ્રજામાં રવાન પણ હજી ઉતર્યું ન હતું.

જરથોસ્તી ધર્મનાં લખાણો પ્રમાણે દુન્યામાં હસ્તિની શરૂઆત કેમ થઇ તેનો કાંઇક ઝાંખો ખ્યાલ આ વિષયમાં લેવા માંગ્યે છીએ. પણ તે ઉપર આવ્યે તે પહેલાં જોવાની તજવીજ કર્યે કે શું જરથોસ્તી લખાણો પ્રમાણે એક 'spontaneous creation' તરીકે યાને એક આપો-આપ ઉભી થયલી તદન જુદી પેદાયશ તરીકે, તેમજ એક 'special creation in time' યાને વખતના અઇયામમાં એક ચોક્કસ વખતે માણસોને પેદા કરવામાં આવ્યાં હતાં? બીજા બોલોમાં, માણસોનાં શરીરોને એકદમ એક ચોક્કસ વખતે ઉભાં કરવામાં આવ્યાં હતાં, અથવા તો જેમ હાલનું સાયન્સ જણાવે છે તેમ નીચલી પેદાયશોમાંથી યાને ખનીજ, વનસ્પતિ, અને જાનવરી શરીરોમાંથી (Evolution) 'ઇવોલ્યુશન' પ્રકટીકરણને કાયદે માણસોનાં શરીરો ઉગી નીકળ્યાં હતાં? સવાલ ઘણો અગત્યનો છે પણ તે બાબે ચોક્કસપણે બોલવાની હાલતમાં હું નથી. પણ યાદ રાખવાનું છે કે આપણે અત્રે માણસોનાં શરીરોની વાત કર્યે છીએ, માણસોનાં રવાનોની વાત કરતાં નથી. એમ લાગે છે કે ધર્મમત પ્રમાણે માણસોનાં શરીરો ઉભાં થવા પછીજ તેમાં રવાનો દાખલ થાય છે. એટલે શરીરો પહેલાં, પછી તેમાં રવાનો. ત્યારે આપણે જે જોવા માંગ્યે છીએ તે એટલુંજ કે માણસોનાં શરીરો પ્રકટીકરણને કાયદે ઉભાં થયાં છે, કે કેમ?

અવસ્તાની અંદર ફક્ત એકજ ઠેકાણે પહેલી હસ્તિ ગય મરથ્ન બાબે ઘણું ટુંક લખાણ આવ્યું છે, તે નામીચી ફ્રવર્દિન યશ્તના ૮૭ માં ફકરામાં આવે છે. તે બાબે આપણે પાછળથી લંબાણથી જોઇશું, તેટલાં બુનદહેશ્ન યાને પેદાયશનું 'બુન' એટલે મૂળ કે શરૂઆત એવે નામની પહેલવી કેતાબનાં પંદરમાં બાબમાં એ બાબે શું આવ્યું છે, તે જોઇએ. ત્યાં આવ્યું છે કે:— "ગયોમર્દનાં ગુજરતી વખતે તેનું તોખમ બીજ, જમીન ઉપર પડયું અને તે બીજમાંથી ચાલીસ વર્ષે એક જોડકું નામે મશી મશ્યાની જમીનની અંદરથી રીવાસ નામના રોપા રૂપે ઉગી નીકળ્યું. તેઓના હાથ તેઓની ખાંધ ઉપર પાછળ રહેલા, અને તેઓ એક બીજા સાથે જોડાયલા...તે બેઉની કમર એકમેકની અંદર આવી

ગયલી હતી...અને જણાતું ન હતું કે નર કોણ અને માદા કોણ." પછી આવ્યું છે કે "તે બેઉ ઝાડનાં રૂપમાંથી માણુસનાં રૂપમાં ફેરવાયાં, અને તે પછી તેઓમાં રવાન દાખલ થયું."

આવી રીતનાં લખાણુમાંથી આપણે કાંઇક રીતે 'ઇવોલ્યુશન' અથવા પ્રકટીકરણુની ક્રિયા થવાની વાત જોઇ શકયે છીએ. ગયોમર્દનું બીજ જમીનમાં પડયું, તેમાંથી જમીનમાંથી એક જોડકું શેપા રૂપે ચાલીસ વર્ષે ઉગી નીકળ્યું; તે જોડકું સાથે સાથે જોડાયલું હતું; પછીથી તે છુટું પડયું અને ઝાડનાં રૂપમાંથી તે માણુસોનાં રૂપમાં ફેરવાયું; અને તે જોડકું આ પ્રમાણે નર અને નારીનાં શરીરો રૂપે છુટું પડયું. આપણુને ત્યારે લાગે છે કે આવી રીતનાં છુટાં પડવાના કારણે તેઓમાં હાલચાલ કરવાની શકિત આવી અને તે પછી "તેઓમાં રવાન દાખલ થયું." એટલે તેઓમાં વિચાર કરવાની શકિત વધવા લાગી. પછી અહુરમજદે મશ્ય મશ્યાનીને જણાવ્યું કે હવે: "તેઓ માણુસ થયાં અને દુન્યાનાં વડવા થયાં."

હવે જ્યારે ગયોમર્દના બુન યાને તોખમમાંથી લાંબે વખતે મશી મશ્યાની "માણુસો" તરીકે ઉભાં થયાં તો પછી સવાલ થાય છે કે—

ત્યારે ગય મરૅથ્ન યાને ગયોમર્દ પોતે કોણુ હતો? પણુ તે ઉપર આવ્યે તે પહેલાં

## ગયોમર્દનાં બુન અને જરથુશ્ત્રનાં બુન

બાબે કાંઇક સમજ લઇએ. ફ્રવર્દિન યશ્તના વીસમાં કર્દામાં આવ્યું છે કે જરથોશ્તનાં બુનને "નવાનું હજાર નવસો નવાનું" ફ્રરોહરો સંભાળે છે, કે જે બુનમાંથી સઑશ્યંત પેદા પડવાનો છે. ફ્રવર્દિન યશ્તના ૨૮ માં કર્દા મુજબ સઑશ્યંત "તમામ હાડમંદ હસ્તિને હવે પછી ફાયદો કરી આપશે." તેમજ જમયાદ યશ્તનાં ૧૫ માં કર્દા મુજબ "સઑશ્યંત જીંદગીને તાજી, વગર બુઢાપાવાળી, વગર મોતવાળી, વગર ગંદકીવાળી, વગર કોહવાટવાળી, હમેશાં જીવતી, હમેશાં ફાયદો કરનારી અને મરજી પ્રમાણે રાજ કરતી કરશે. તે વખતે ગુજરેલાંઓ પાછાં ઉઠીને ઉભાં થશે, જીવતાંઓને 'અમેરેખ્તિ' યાને અમર્ગિ પેહોંચશે, અને 'અંઘહુ' મરજી મુવાફેક ખુશી આપશે." આ પ્રમાણે સઑશ્યંત રસ્તાખેજને વખતે આ દુન્યા ઉપર એક એવી પ્રજા ઉભી કરશે કે જે પ્રજામાંથી મોત નીકળી જઇને અમર્ગિ આવશે, તે હમેશાં જીવતી રહેશે.

ઉપર જોઇ ગયા તેમ ગય મરૅથન–ગયોમર્દ–નાં બુનમાંથી એક એવી માનસાઇ પ્રજા ઉભી થઇ કે જેમાં વખતના વહેવા સાથે વિચાર શકિત વધવા લાગી, તેમાં પાછળથી રવાન દાખલ થયું, અને તે પ્રજામાં સારાં નરસાંનાં ભેળવાળાં આપણાં જેવાં માણસો પેદા થવા માંડયાં. હવે આવીજ રીતે જરથુસ્ત્રનું બુન જમીન ઉપર પડયું, તેમાંથી સૉશ્યંત પેદા થશે, અને તે કોઇ એક એવી માનસાઇ પ્રજા ઉભી કરશે, જેમાંથી સારાં નરસાંનો ભેળ નીકળી જશે, ગનામીનો મારેલો અને હારેલો થશે, માણસોને 'અ–મેરેષ્તિ,' અમર્ગિ મળશે, અને 'અંધહુ'–જીંદગી–મરજી મુવાફેક ખુશી આપશે.

## ગયોમર્દ પોતે કોણ હતો યા શું હતો?

બુનદહેશ્તમાં આવ્યું છે કે ગયોમર્દની એકની એક સફેદ અને રોશન આંખ તે મોટા સાહેબ તરફજ હમેશાં ઉંચે જોયા કરતી હતી. તેની બરકતે પાછળથી ગયોમર્દમાંથી મશ્ય–મશ્યાની જેવી સારાં નરસાંનાં ભેળવાળી આપણા જેવી પ્રજા ઉભી થઇ. તેજ પ્રમાણે જરથુસ્ત્રનાં બુનમાંથી પેદા થનાર સૉશ્યંત બાબે જમ્યાદ યશ્તના ૧૬ માં કર્દામાં કહ્યું છે કે "સૉશ્યંત ફકત પોતાની બન્ને આંખોથી જોવાથીજ સઘળી હાડમંદ જીંદગીને અમર્ગિ આપશે."

ગયોમર્દે પોતાની એકલી એકજ "સફેદ અને રોશન" આંખને ખુદા ઉપરજ ઠેરવી રાખવાનાં પરિણામે સારા નરસાંના ભેળવાળી માનસાઇ પ્રજા ઉભી કીધી. પણ સૉશ્યંત "પોતાની બન્ને આંખોથી જોવાથીજ સઘળી હાડમંદ જીંદગીને અમર્ગિ આપનાર છે."

અત્રે એક સવાલ થઇ શકે કે મશ્ય મશ્યાનીવાળી બે આંખો ધરાવતી પ્રજાની આગમજ જે ગય મરૅથનની પોતાની પ્રજા હતી, કે જે પ્રજા હાલનાં જેવી માનસાઇ પ્રજા ન હતી, તે પ્રજામાં શું ફકત એકજ આંખ હસ્તિ ધરાવતી હતી અને તે આંખ શું ફકત ઉંચેજ જોઇ શકે તેવી હતી? ત્યારે આ પ્રજા કેવી હોવી જોઇએ? પણ આપણે તે બાબે કાંઇ પણ વિચાર કરી શકવાની હાલતમાં નથી. પણ ઉપર જણાવેલી વિગતો ઉપર વિચાર કરતાં આપણને

## પહેલ્વી લખાણોમાં ત્રણ પ્રજાની હસ્તિ મલી શકે છે.

પહેલી ગય મર્ઈથન, ગયોમદ્દ્વાળી એક આંખવાળી (?) પ્રજા; બીજી, ગય મર્ઈથનનાં ખુનમાંથી ઉભી થયલી મશ્ય અને મશ્યાનીવાળી બે આંખ ધરાવતી હાલની પ્રજા, અને ત્રીજી અષો જરથુશ્ત્રનાં ખુનમાંથી ઉભા થયલા સઓશ્યંતથી ઉભી કરવામાં આવનારી રસ્તાખેજના વખતવાળી ખરાબીનાં ભેળ વગરની યાને અષો હાલતવાળી ભવિષ્યની પ્રજા. આ ત્રણે પ્રજા આ દુન્યા ઉપરજ થઇ છે અને થવાની છે, એવું લખાણો પરથી લાગે છે.

ફ્રવર્દિન યશ્ત તેમજ બીજાં લખાણોમાં જે "હચ ગયાત્ મર્ઈથનત્ આ સઓશ્યંતાત્ વૅરૅથ્રઘ્નત્" એટલે ગય મર્ઈથનથી તે સઓશ્યંત સુધીની વાત આવી છે, તે ઉપર વિચાર કરતાં સહેજે લાગે છે કે ઉપલી ત્રણમાંની પહેલી બે પ્રજા પણ તેમાં સમાઇ ગયલી છે, અને હાલમાં ચાલી રહેલો 'જરૂવાનહે દરેઘો ખધાતહે'નો જમાનો ઉપલી બે પ્રજા વચ્ચે પુરો થશે એમ લાગે છે, અને ત્રીજી સઓશ્યંતવાળી પ્રજા સાથ એક બીજો નવો જમાનો શરૂ થશે એમ મતલબ ઉઠે છે. આવા જુદા જુદા 'દરેઘો ખધાત'વાળા જમાના એક 'જરૂવાનહે અકરનહે' યાને અનંતકાળમાં સમાઇ જતા દેખાય છે. પણ તે અનંતકાળ કયારે શરૂ થયો અને કયારે આખર થશે તે બાબે કાંઇપણ બોલવું યા વિચારવું આપણી માણસાઇ શકિતની બહાર છે. અનંતકાળ અને અનંત હદ બાબે આપણે કાંઇપણ ચોક્કસ ખ્યાલ કરી શકયે નહિ.

## ઉપલી ત્રણ પ્રજાઓમાં ફ્રોહરોનું કાર્ય શું હતું અને રહેશે?

આપણી હાલની મશ્ય મશ્યાનીમાંથી ઉભી થયલી સારાં અને નરસાંના ભેળવાલી પ્રજામાં ફ્રોહરોનું કાર્ય ચાલુજ છે તે આપણે સહેલથી સમજી શકયે છીએ. પણ એની આગલ થઇ ગયલી ગય મર્ઈથનવાલી પ્રજા કે જેમાં ફકત થોડુંક **મનસ** દાખલ થયું હતું, પણ જેનામાં રવાન દાખલ થયલું ન હતું તેવી સારાં નરસાંનાં ભેળ વગરની એક સરખી અને દેખાતી સુન્ય જેવી હાલતવાળી પ્રજામાં ફ્રોહરોની જરૂર હતી કે? આપણે જ્યારે જાણયે છીએ કે જરથોશ્તી ધર્મ મત પ્રમાણે ગય મર્ઈથનથી તે સઓશ્યંત સુધીની પ્રજામાં દરેકનું ફ્રોહર હતું અને છે અને હશે, ત્યારે ગય મર્ઈથનવાળી પહેલી પ્રજામાં પણ ફ્રોહરોનું કાર્ય વધુ જોશમાં ચાલ્યું હશે એમ આપણને લાગે છે, કારણ કે આપણે સમજી શકયે

છીએ કે ગય મર્દ્થનવાળી નિરાધાર જેવી દેખાતી પ્રજાની ઉન્નતિને માટે ફ્રેરોહરો ઘણા અવસ્યનાં હતાં. હવે સઑષ્યંતવાળી ત્રીજી પ્રજા માટે ફ્રેરોહરોની જરૂરિયાત છે કે નહિ તે ખુલ્લું સમજાતું નથી. કારણ કે જો સઑષ્યંતવાળી પ્રજામાં બુરાઇ જેવું કાંઇ રહ્યું નહિ હોય, બધુંજ સારૂ હોય, તો તે પ્રજા માટે ફ્રેરોહરોનું ખાસ કામ શું હોય તે સહેલથી સમજાતું નથી.

આવી જુદી જુદી લાગતીવળગતી બાબદોને સમજવાની તજવીજ કીધા પછી આપણે પાછા મૂળ સવાલ ઉપર આવ્યે છીએ કે ગયોમર્દ શું હતો? બુનદહેશ્નનાં નવમાં બાબમાં ઝાડપાનની વાત આવી છે, દશમાં બાબમાં ગાવ્યોદાદ યાને પહેલા પેદા કીધેલા ગોધાની વાત આવી છે, ચૌદમાં બાબમાં ગાવ્યોદાદનાં તોખમમાંથી ગોસ્પંદો પેદા થવાની અને પંદરમાં બાબમાં ગયોમર્દ અને તેના તોખમમાંથી પાછળથી પેદા થયલાં માણુસોની વાત આવી છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ગયોમર્દને ઝાડપાનથી, ગાવ્યોદાદથી તેમજ ગોસ્પંદોની જાતથી કાંઇક જુદોજ ગણવામાં આવ્યો છે. તે માણુસનાં વર્ગમાં ગણાયો છે, પણ તે આપણા જેવો માણુસ ન હતો!

## ત્યારે ગયોમર્દ શું હતો ?

તે આપણા જેવો માણુસ ન હતો તે વાતને બીજી રીતે સમજવાની તજવીજ કર્યે. જો ગયોમર્દ આપણા જેવો એક માણુસ હતે, અને તે કારણે તેની એક બાયડી હતે, તો ગયોમર્દનાં બુનમાંથી ઉભાં થયલાં મશ્ય અને મશ્યાની માટે એવું લખાણ આવતે કે તેઓનો જન્મ નવ મહીનામાં થયો હતો. પણ લખાણ તો એવું છે કે તેઓનો જન્મ ચાલીશ વર્ષે થયો હતો. ત્યારે ગયોમર્દ શું હતો? આ ભેદી ગયોમર્દ કેવી રીતે ઉત્પન્ન થયો હતો ?

## પરસેવામાંથી ઉત્પન્ન થયલો ભેદી ગયોમર્દ!

બુનદહેશ્નનાં ત્રીજા બાબનાં છઠ્ઠા ફકરામાં આવ્યું છે કે "ગનામીનો યા આહરેમનનાં ગયોમર્દ આગળ આવી પોંહચવા આગમચ ઓહરમજ્દે ગયોમર્દની ઉપર પરસેવો ઉત્પન્ન કર્યો. જેટલા વખતમાં બાજની એક કલી ભણાય તેટલો વખત પરસેવો ઉત્પન્ન કર્યો. ઓહરમજ્દે તે પરસેવો પંદર વર્ષની ઉમરનાં જવાનનાં શરીરનો એક રોશન અને બુલંદ મર્દ બનાવ્યો.

(આ રીતે) પરસેવામાંથી ગયોમર્દ બહાર પડયો,...ગયોમર્દની જીંદગી અને પાદશાહી (જીવન્દગીઅ વ ખુદાઇઅ)નો વખત ૩૦ વર્ષનો નેમાયલો હતો." —મર્હુમ વિદ્વાન જીવનજી જ. મોદીનો તર્જુમો.

## જો ગયોમર્દની "જીંદગી અને પાદશાહી એક સરખી ૩૦ વરસની હતી" તો તે પોતાની જીંદગીની શરૂઆતથીજ પાદશાહ હતો!

જ્યારે ગયોમર્દની જીંદગી અને પાદશાહીની વખતે માણસો તો હસ્તિમાં ન હતાં, કારણકે કહ્યું છે કે ગયોમર્દના ગુજરવા પછી તેનાં ખુનમાંથી ચાલીસ વર્ષે મશ્ય અને મશ્યાની ઉત્પન્ન થયાં, ત્યારે ગયોમર્દે પાદશાહી કોણની ઉપર ભોગવી? હાલમાં આપણે ફક્ત એટલુંજ કહી શકયે કે ગયોમર્દ આપણા જેવો માણસ ન હતો તેમ તે આપણા વિચાર મુજબનો પાદશાહ પણ ન હતો. પણ જો તે પાદશાહ હોય તો પોતામાંથી ઉત્પન્ન થયલી અને મશ્ય મશ્યાનીની આગમજની પ્રજાનો ગયોમર્દ પાદશાહ હતો એમ કહી શકાય. પણ આ વિષયની છેવટે ફિરદુસીનાં અમર શાહનામામાંથી ગયોમર્દની પાદશાહી બાબે કાંઇક વધુ જોઇશું.

## બુનદહેશ્નમાં ગયોમર્દને માણસ જાતનો ગણ્યો છે! ગયોમર્દ મીનોઇ દુન્યામાં રેહનારો ન હતો.

બુનદહેશ્નના ચોવીસમાં બાબમાં કહ્યું છે કે "**માણસ જાતમાં પહેલો** ગયોમર્દને રોશન સફેદ આંખ સાથનો પેદા કરવામાં આવ્યો હતો કે જે આંખ તે મોટા (સાહેબ એટલે ખોદા તરફ) જોતી હતી તે અહીં (આએ દુન્યામાં) જરથુશ્ત્રતેમો (એટલે વડા ધર્મગુરૂ મીસાલે) હતો." અત્રે ગુંચવાડામાં ગુંચવાડો વધે છે. ગયોમર્દની આંખ રોશન અને તદન સફેદ હતી. તે આંખમાં હાલના જેવી કાળી કિકી ન હતી. વળી આપણી હાલની આંખો સુરજ તરફ, આસ્માન તરફ, ચાલુ ઉંચે જોઇ શકતી નથી, પણ ગયોમર્દની આંખ ચાલુ ઉપરજ તે મોટા (સાહેબ) તરફજ જોઇ રહી હતી. આપણી આંખો **સાધારણ રીતે** નીચેજ રાખ્યે છીએ, પણ ગયોમર્દ **ચાલુ ઉપરજ** જોઇ રહ્યો હતો. વળી ગયોમર્દને આપણા જેવી બે આંખો સાથનો કહ્યો નથી, પણ એકજ સફેદ અને રોશન આંખવાળો કહ્યો છે તેમજ તેને ઉપલા બાબમાં "અહીંયાં" એટલે આ દુન્યામાં

જરથુસ્ત્રતેમો તરીકે પણ જણાવ્યો છે. ઉપલા બાબમાંથી આટલું તો સમજાય છે કે ગયોમર્દ પોતે હાલના જેવો માણસ ન હતો છતાં તેને "માણસ જાતમાં પહેલા" તરીકે જણાવ્યો છે; તે આ દુન્યા ઉપરજ હતો, અને "જરથુસ્ત્રતેમો" જેવો હતો. ગયોમર્દ ત્યારે મીનોઇ દુન્યામાં રહેનારો ન હતો, પણ તે આ દુન્યાની ઉપર પાછળથી થનારી માનસાઇ પ્રજામાં પહેલો હતો તેથી તે કારણે તેને કોઇક રીતનો "માણસ જાતનો" ગણ્યો છે એમ લાગે છે.

## અવસ્તાવાળો ગય મરૅથ્ન.

હવે આપણે બુનદહેશ્નને છોડીને અવસ્તા ઉપર આવશું. ફ્રવર્દિન યશ્ત પ્રમાણે ગય મરૅથ્ન શું હતો તે જોઇએ. એ યશ્તના ૮૭ માં ફકરામાં તેને માટે નીચલું ટુંકું વર્ણન આવ્યું છે. "પવીતર ગયમરેથ્નની ફ્રવશીને હમો આરાધ્યે છીએ. જેણે હોરમજ્દનાં વિચારને અને શીખામણને પેહલાં સાંભળી જેમાંથી તેણે ઇરાન દેશનાં લોકોની નસલ અને ઇરાન દેશનાં લોકોનું તોખમ ઉત્પન્ન કીધું." (ફ્રાથ્વેરેસત્)—મેહરજીરાણા અને વાછાનો તરજુમો.

સ્પીગલનાં તરજુમાં પ્રમાણે:—

'The Fravashi of the pure Gayo-marattan praise we, who first heard the mind of Ahuramazda, and His Commands from which he created (ફ્રાથ્વેરેસત્) the race of the *Aryan* regions, the seed of the *Aryan* regions.'

કાંગાજીના તરજુમાં પ્રમાણે:—

"અશો ગયોમર્દનાં ફ્રેોહરને હમો માન સાથે યાદ કર્યે છીએ. જેણે પહેલવહેલાં હોરમઝદનો વિચાર તથા શિખામનો સાંભળી; જેમાંથી (દાદાર અહુરમજ્દે) ઇરાન દેશો (ના લોકો)ની બુન્યાદ (તથા) ઇરાન દેશો (નાં લોકો) નું તોખમ ઉત્પન્ન કીધું."

આ તરજુમાઓમાં ફેર રહેલો છે. મહેરજીરાણાવાળા તરજુમા અને સ્પીગલનાં તરજુમા પ્રમાણે અહુરમજ્દનો વિચાર અને તેની શિખામણ સાંભળીને ગાયોમર્દે પોતે ઇરાન દેશોનાં લોકોની નસલ અને તોખમ ઉત્પન્ન કીધી. જ્યારે કાંગાજી પ્રમાણે દાદાર અહુરમજ્દે ઇરાન દેશોની બુન્યાદ અને તેઓનું તોખમ ઉત્પન્ન કીધું. અત્રે ધ્યાનમાં રાખવાનું છે કે

Text, = ટેક્ષ્ત = વાંચણમાં 'ફ્રાશ્વેરેસત્' એવો ક્રિયાપદ આવ્યો છે, જેની મતલબ પેદા કરવાની (creation) નહિ, પણ ઉત્પન્ન કરવાની યા સમારવાની થાય છે. તે મતલબે મહેરજીરાણા અને કાંગાજીએ તર્જુમો કીધો છે પણ સ્પીગલ શ્વેરેસત્નો તરજુમો 'created' યાને પેદા કીધો એમ લે છે, તે દરોબસ્ત દીસ્તું નથી, કારણ કે ગયોમર્દ પેદા કરવાની હાલતમાં ન હતો. પેદા કરનાર યાને દાતાર તો ફક્ત અહુરમજ્દ પોતેજ છે. હવે જ્યારે મહેરજીરાણા અને સ્પીગલ ગયોમર્દ પોતે ઇરાનનાં દેશોનું તોખમ ઉત્પન્ન કીધું એમ તરજુમો કરે છે, ત્યારે કાંગાજી 'દાદાર હોરમજ્દે ઇરાનના દેશોનું તોખમ ઉત્પન્ન કીધુ" એવો તરજુમો કરે છે. અલબત્તાં એવણ સાહેબે દાદાર હોરમજ્દ એ શબ્દોને વલાયામાં (paranthesis=કાંઉસમાં) મુકયા છે. પણ ટેક્ષ્ત તેમજ બીજાં લખાણો આ બાબદને વાજબી ઠરાવી શકતાં નથી. આવા વિચારો ઉપરથી આપણે મહેરજીરાણા અને સ્પીગલનો તરજુમો કાયમ રાખી શકયે છીએ. અને કહીયે છીએ કે જેમ બુનદહેશ્નમાં, તેમજ અવસ્તામાં ગયોમર્દ યા ગય મર્રથને આર્યન દેશોની નસલ અને તેઓનું તોખમ ઉત્પન્ન કીધું હતું. અત્રે ઇરાન શબ્દને બદલે ટેક્ષ્તમાં જણાવેલો અઇર્યન એટલે આર્યન શબ્દ રાખવાનું વધુ બંધબેસ્તુ થઇ પડે છે. આપણા તેમજ હિંદુ લખાણોએ શરૂઆતની પ્રજાને આર્યન તરીકે જણાવી છે તે વાસ્તવિક દિસે છે.

ફ્રવર્દિન યશ્તના લખનારે ગય મર્રથન બાબે ઘણુંજ ટુંકમાં જણાવ્યું છે. તે ઉપર આધાર રાખીને તેમજ પોતાના વખતમાં જે કાંઇ દંતકથા યા લોકવાયકા હોય તેને લંબાવીને બુનદહેશ્નનાં લખનારે વાત ઘણી લંબાવી છે, એમ ખુલ્લું દેખાય છે. પણ જ્યારે બુનદહેશ્ન આ પહેલા પુરૂષને ગયોમર્દ યા 'ગાવ મરદ' તરીકે જણાવીને તેને મરદ, માણસનું નામ આપી દે છે. ત્યારે યશ્તનો લખનાર ઘણી ચોકસાઇ રાખીને તેને ગય મર્રથન એવું નામ આપે છે. ગય મર્રથન એટલે મોતમંદ (mortal) 'ગય' યાને જીંદગી. **ફકત આ નામની અંદરથીજ ખરી હકીકત સમજી શકાય છે.** ગય મર્રથનથી મોતમંદ જીંદગીની શરૂઆત થાય છે. ગય મર્રથન પોતે ચાલીસ વર્ષે મરણ પામે છે, અને તેમાંથી ઉત્પન્ન થયલાં મશ્ય મશ્યાની અને તેઓનો વંશવેલો મોતને આધીન થયલો છે, એમ બુનદહેશ્ન જણાવે છે. આવી રીતનું મોત સઓશ્યંતના વખત સુધી ચાલુ રહેશે એમ જણાય છે.

## ગય મરૅથ્નએ અહુરમજ્દનું મનસ અને તેની સાસ્નાઓ યાને શિખામણો સાંભળી—એટલે શું?

ગય મરૅથ્ન તે વખતની પ્રજાનો પ્રતિનિધીરૂપ હતો. તે વખતની શરૂઆતની પ્રજામાં થોડાં પ્રમાણુમાં અહુરમજ્દનું મનસ દાખલ થયું, અને તે મનસનાં પરિણામમાં તે પ્રજાએ અહુરમજ્દની શિખામણો કાંઇક સાંભળી. તે પ્રજામાં આપણા જેવી વિચારશક્તિની કાંઇક ઘણીજ ઝાંખી શરૂઆત થઇ. આ ઉપરથી આપણે કહી શકયે કે ગય મરૅથ્નની યાને તે શરૂઆતની પ્રજાની આગમજ જે કોઇ બીજી પ્રજા યા પ્રજાઓ થઇ હોય તેઓમાં મનસ જેવું કાંઇપણ હતું નહિ. 'They were in an unthinking state' અને તેથી કરીને તે પ્રજા પોતાનો બચાવ કરવાની હાલતમાં હતી નહિ. આ કારણે અહુરમજ્દ પોતે તેઓની સંભાળ લેતો, તે પ્રજામાં મનસ યાને વિચારશકિત નહિ, તેથી તેઓ એક સરખી હાલતમાં રહેતાં, અને વિચાર કરી શકવાની ગેરહાજરીમાં તેઓને મોત જેવું કાંઇ લાગતું નહિ. પણ જ્યારે તે આગલી પ્રજામાંથી ગય મરૅથ્નવાળી પ્રજા ઉભી થઇ, અને તે પ્રજામાં મનસ, વિચારશકિત થોડાં પણ પ્રમાણુમાં દાખલ થઇ, ત્યારે તેઓને પોતાની હાલતનું કાંઇક ઝાંખુ ભાન થયું. જે રૂપાંતર તેઓમાં થતું હતું તે જોઇને અને તે ઉપર વિચાર કરતાં તેઓને મોતનું કાંઇક ભાન થયું. આ કારણે તે પ્રજા હવે ગય મરૅથ્ન યાને મોતમંદ જીંદગીવાળી પ્રજા તરીકે ગણાઇ. આ ગય મરૅથ્નવાળી પ્રજામાં પણ લાંબો કાળ સુધી આપણા જેવું મોત ન હતું. કારણ ગય મરૅથ્ન જ્યારે ત્રીસ વર્ષે (આ વર્ષને આપણા જેવું ૩૬૫ દહાડાનું વર્ષ ગણવું નહિ. વંદીદાદ પ્રમાણે 'યીમ'ના 'વર'માં રહેનારાઓને એક વર્ષ એક દહાડાની દરાજી જેટલુંજ હતું. ગય મરૅથ્નનાં વર્ષની દરાજી આપણે જાણુતા નથી) મરણ પામ્યો, તે પણ આપણી માફક મરણ પામ્યો ન હતો. ખરેખરૂં મોત તો જ્યારે લાંબા કાળ પછી ગય મરૅથ્નનાં બુનમાંથી મશ્ય મશ્યાની પેદા થયાં ત્યારેજ તેઓમાં દાખલ થયું, કે જેવું મોત આપણી હાલની પ્રજામાં જોવામાં આવે છે.

## ગય મરૅથ્નએ શું કીધું?

ગય મરૅથ્નને અહુરમજ્દ તરફથી જે મનસ અને સાસ્નાઓ મળ્યાં તેની બરકતથી તેણે "યહત્ હચ ફ્રાશ્વેરેસત્ નાફો અઘયર્નાંમ્ દખ્યુનાંમ્

ચિથ્રેમ અઈર્યનાંમ્ દખ્યુનાંમ્'' એટલે તેણે "આર્યન દેશોની બુન્યાદ અને આર્યન દેશોનું તોખમ ઉત્પન્ન કીધું. (ફ્રાથ્વેરેસત્)". આ ફકરામાં 'યહ્નત્' શબ્દ એકવચનમાં છે. બહુવચનમાં હતે તો 'યહ્નાઇબ્યો' શબ્દ આવતે. તે દેખાડે છે કે 'યહ્નત્' શબ્દ ગય મરૅથ્નનેજ લાગુ પડે છે, અને તે "મનસ અને સાસ્નાઓ," જે બહુવચનમાં છે, તેઓને લાગુ પડી શકે નહિ. આ ફકરામાં આવેલો 'ફ્રાથ્વેરેસત્' શબ્દ કોઇક ખાસ મતલબે આવ્યો છે એમ લાગે છે. તેથી ગય મરૅથ્નએ આર્યન દેશોની બુન્યાદ અને તોખમ ઉભી કીધી એટલુંજ જણાવીને આપણે સંતોશ પકડીશું.

## આર્યન પ્રજા એટલે શું?

આપણને એમ લાગવું જોઇએ કે અત્રે જે આર્યન પ્રજાની શરૂઆતની વાત કીધી છે, તે તમામ પ્રજાને આર્યન પ્રજા તરીકે ગણી છે. એટલે કે ગય મરૅથ્ન ફકત ઇરાનના દેશોનો વડવો હતો એમ નહિ, પણ દુન્યા પર ઉભી થયેલી તમામ પ્રજાનો વડવો હતો. તે તમામ પ્રજાને ફ્રવર્દિન યશ્તનાં ૮૭ માં ફકરામાં આર્યન પ્રજા તરીકે વર્ણવી છે. આ પ્રમાણે દુન્યાની છેક શરૂઆતની પ્રજાની વાત થઇ. પણ જ્યારે દુન્યામાં વસ્તી વધી, દુન્યા ઉપર જુદા જુદા 'દખ્યુ' યાને દેશો ઉભા થયા, ત્યારે ફ્રવર્દિન યશ્તનાં ૧૪૩-૧૪૫ માં ફકરામાં જણાવ્યા મુજબ, તે દેશોને જુદાં જુદાં નામો મલ્યાં. જેમકે અઇર્યનામ્ દખ્યુનામ્, તુઇર્યનામ્ દખ્યુનામ્ વિગેરે.

## ગય મરૅથ્નવાળી પ્રજામાં હજી સ્વાન દાખલ થયું નથી.

બુનદહેશ્ન પ્રમાણે ગય મરૅથ્નવાળી પ્રજા પછી જ્યારે મશ્ય મશ્યાનીવાળી પ્રજા ઉભી થઇ તે વખતે તેઓમાં સ્વાન પહેલવહેલાં દાખલ થયું. અવસ્તા પ્રમાણે પણ ગય મરૅથ્નને સ્વાન આપવામાં આવ્યું હતું એવું કેઠે દેખાતું નથી. ફ્રવર્દિન યશ્તમાંથી પણ તેવું મલતું નથી. ત્યાં ગય મરૅથ્નની ફ્રવષીને આરાધી છે એ ખરૂં, પણ ધ્યાનમાં રાખવાનું છે કે જેની ફ્રવષી હોય તેનું સ્વાન હોવુંજ જોઇએ એવું કાંઇ નથી.

## મશ્ય મશ્યાનીવાળી પ્રજામાં સ્વાન દાખલ થયું.

બુનદહેશ્નનાં ૧૫ માં બાબમાં આવ્યું છે, કે: 'ત્યારે ઓહરમજ્દે મશ્ય મશ્યાનીને કહ્યું કે "તમો માણસ છેઓ, દુન્યાના વડવા છેઓ,...

તમો મારાથી **પુખ્ત વિચારનાં** સર્વથી સરસ પેદા થયાં છેઓ."...' મશ્ય મશ્યાની જ્યારે "પુખ્ત વિચારનાં" થયાં ત્યારે તેઓમાં રવાન ઉતરી ચુકું હતું એમ નવમાં બાબના ૩ જા ફકરામાં આવ્યું છે. આ ઉપરથી આપણે જોઇ શકયે છીએ કે આપણી **હાલની માનસાઈ** પ્રજાના ખરા વડવાઓ તો મશ્ય મશ્યાની હતા; છતાં તેઓ ગય મરૅથ્નમાંથી ઉભાં થયેલાં હોવાથી, તેમજ ગય મરૅથ્નને મનસ આપવામાં આવ્યું હતું, તે કારણે પણ ગય મરૅથ્ન તમામ પ્રજાઓનો વડવો ગણાયો, અને આ કારણને લીધે ફ્રવર્દિન યશ્ત તેમજ બીજા અવસ્તાનાં લખાણોમાં "હચ ગયાત્ મરૅથ્નત આ સઑષ્યંતાત્ વૅરૅથ્રધ્નત્" એટલે "ગય મરૅથ્નથી ફ્તેહમંદ સઑષ્યંત સુધીનાં" તમામ માણસો એવું વાકય આવ્યું છે.

## ગય મરૅથ્ન અને તેની પ્રજાને આપણા જેવું મોત ન હતું.

અત્યાર સુધીમાં ગય મરૅથ્ન જેવી એક ભેદી હસ્તિ બાબે જુદી જુદી રીતે વિવેચન કર્યું છે. હવે આપણે એક બીજી **અગત્યની** વાત ઉપર આવ્યે છીએ. આપણે જોઇ ગયા કે ગય મરૅથ્ન આપણાં જેવો શરીર ધરાવનારો માણસ ન હતો. કારણકે આગળ જોઇ ગયા તેમ ગય મરૅથ્નનાં ત્રીસ વર્ષે ગુજર પામવા પછી તેનું જે 'શુન' ગુજરતી વખતે જમીન ઉપર પડયું, તે પછીનાં ચાલીસ વર્ષે મશ્ય મશ્યાની રીવાસ નામના એક રોપારૂપે જમીનમાંથી ઉભાં ઉગી નીકળ્યાં. તેઓ પહેલાં સાથે જોડાયલાં હતાં, પણ પાછળથી છુટાં પડયાં અને તે પછી માણસો તરીકે કામ કરવા લાગ્યાં. આ પ્રમાણે મશ્ય મશ્યાની **પહેલવહેલાં** શરીર ધરાવતાં થયાં જ્યારે ગય મરૅથ્નને અને તેની પ્રજાને શરીર ન હતું યાને તેનું કોઇક રીતનું રૂપાંતર થયું ન હતું, ત્યારે ગય મરૅથ્નને **આપણા જેવું** મોત ન હતું.

## ગય મરૅથ્ન અને તેની પ્રજાને જો મોત ન હતું તો તેઓ કોઇક રીતનાં અમર્ગ હતાં. આ અમર્ગિને કેવી રીતે સમજવી? અને જો તેઓને અમર્ગિ હતી, તો શું તેઓનો જમાનો સોનેરી જમાનો હતો? સોનેરી જમાનાની કાંઇક સમજણ.

ગય મરૅથ્નની અમર્ગિની બાબદ ઉપર આવ્યે તે પહેલાં કહેવાતા સોનેરી જમાનાની કાંઇક સમજણ લઇએ. આપણે સાધારણ રીતે જમશેદ

પાદશાહના સોનેરી જમાનાની વાત કર્યે છીએ તે ઉપર આવ્યે, તે પહેલાં જોઇએ કે અવસ્તા સોનેરી જમાનાને ક્યાં મુકે છે. ફ્રવર્દિન યશ્ત અને જમ્યાદ યશ્ત ઉપર વિચાર કર્યે છીએ તો લાગે છે કે સોનેરી જમાનો તો હવે પછી આવવાનો છે. જો હાલનાં સાયન્સે જણાવેલા પ્રકટીકરણના કાયદામાં આપણે માનતા હોઇએ તો સહેજે સમજી શકયે કે ખરો સોનેરી જમાનો તો હવે પછીનાં ઘણા દુરના વખતમાં જ્યારે માણસોની શકિતઓ ખીલી રહીને વધુ પુખ્ત થઇ રહી હશે, તેવા વખતમાં સોનેરી જમાનો આવી શકે. ફ્રવર્દિન યશ્તમાં ૨૮ માં કર્દામાં આવ્યું છે કે છેલ્લા વખતમાં જ્યારે સઑષ્યંત આવશે ત્યારે તે અસ્તવત્ એરેત તરીકે "હાડ-મંદ (પેદાયશ) જે ફના થવા લાયક (છે તે) ને પાછી સજીવન કરશે," અને સઑષ્યંત તરીકે "તમામ હાડમંદ 'અહુ'ને યાને જીંદગીને ફાયદો કરશે." જમ્યાદ યશ્તનો ૧૫ મો કર્દો આ બાબદને વધુ ખુલ્લી કરે છે. "સઑષ્યંત 'અહુ'ને યાને જીંદગીને તરોતાજગીવાળી, નહિ જુની થતી, નહિ નાશ પામતી....કરશે. જ્યારે ગુજરેલાંઓ પાછાં ઉઠશે, જીંદગી અને અમરપણું આવશે અને 'અંઘહુ' પોતાની મરજી પ્રમાણે તરોતાજ-ગીવાળી થશે." આ પ્રમાણે ખરો સોનેરી જમાનો તો હવે પછી આવશે, અને જ્યારે એમ છે ત્યારે

## જમશેદના કહેવાતા સોનેરી જમાનાને કેવી રીતે સમજ્યે?

મારે શરૂઆતથીજ કહી દેવું જોઇએ કે જમશેદની બાબદ ઘણી ગુંચવાયલી મળે છે. જમશેદ એક યા અનેક હતા તેવો સવાલ ઉભો થાય છે. સને ૧૯૨૨ નાં વર્ષમાં "જમશેદનો અહંકાર" એવાં નામની એક બાબદ તે વેળાનાં 'પ્રજામિત્ર અને પારસી' નામનાં રોજીંદા પત્રમાં ખુબ ચર્ચાઇ હતી. તે વેળાએ સુરતવાળા મર્હુમ વિદ્વાન શેઠ ધનજીશાહ હાથીખાનાવાળા તથા નવસારીવાળા મારા મર્હુમ વિદ્વાન મિત્ર શેઠ સોરાબજી મ. દેશાઇએ એક બાજુએથી અને આ અદના લખનારે બીજી બાજુએથી લાંબો વખતવેર સામસામી કલમ ચલાવી હતી. તે બાબદમાં આપણે અત્રે દાખલ થતા નથી. જમશેદની બાબદ ઘણી ગુંચવાયલી છે એ જણાવવાને માટેજ આટલો ઇશારો કર્યો છે.

જમશેદનાં કહેવાતા સોનેરી જમાના બાબે વંદીદાદની બીજી પર-ગર્દના ૩૭ માં ફકરામાં આ મુજબ આવ્યું છે કે "જમશેદનાં "વર" ની

અંદર રહેલાં માણસોમાં મગરૂરી ન હતી, આળસાઈ, જુલમ, કંગાલીયત, ઠગાઇ, અપ્રમાણિકપણું, નીચપણું ન હતાં, આડા દાંત ન હતા, પાર થઇ ગયલાં તનવાળું જે કદ તે ન હતું, અંગ્રેમઇન્યુશની જે ખસલતો છે તેમાંથી કોઇ ખસલત, **જે મોત સાથે નિસબત રાખનારી હોય છે**, તે ત્યાં ન હતી." આ ફકરામાં આવેલા "જે મોત સાથે નિસબત રાખનારી હોય છે" એ શબ્દોનો સંભાળથી અભ્યાસ કરવો ઘટે છે. પછી ચાલીસમાં ફકરામાં આવ્યું છે કે જમશેદનાં "વર" માં રહેનારાઓ "એક વરસને એક દહાડો વિચારે છે, શિયાળાઓમાંના ચાલીસ (શિયાળામાં) (ઇઆને દર ૪૦ વરસે) બે મનુષ્યથી (ઇઆને) એક સ્ત્રી અને નરનાં સાથે સંયોગ થવાએ કરીને બે મનુષ્ય બુલંદીથી જન્મ પામે છે. એ પ્રમાણે આએ જાતો જે ગોસ્પંદની (છે તેમાં પણ એમજ છે.)" (કાંગાજીનો તરજુમો). આ ફકરામાં આવેલા "દર ચાલીસ વરસે એક સ્ત્રી અને નરનાં સાથે સંયોગ થવાએ કરીને બે મનુષ્યો જન્મ પામે છે" એવા શબ્દોનો પણ સંભાળથી અભ્યાસ થવો ઘટે છે. તે ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે જેવી રીતે હાલનાં આપણા જેવાં માણસોની હાલત છે, તેવી હાલત જમશેદના "વર"માં રહેલાં માણસોની ન હતી. મને એવું કહેવાની લાલચ થાય છે કે ગય મર્રથનવાળી પહેલી આગલી પ્રજા કે જેઓને શરીર ન હતું, જેઓમાં રવાન હજી સુધી દાખલ થયલું ન હતું, પણ ફકત થોડુંકજ મનસ તેઓમાં ઉતર્યું હતું, અને તે કારણે તેઓમાં આપણા જેવા શારીરિક, માનસીક અને રવાનીક દુર્ગુણો ન હતા, તેવી આગલી નિર્દોશ પ્રજા સાથે જમશેદનાં "વર"માં રહેલી પ્રજાને સરખાવું. પણ આ સરખામણી થોડેક અંશેજ થઇ શકે છે. કહ્યું છે કે જમશેદનાં "વર"માં રહેનારા માણસોમાં "અંગ્રમઇન્યુની ખસલતોમાંની કોઇ પણ ખસલત ન હતી." અંગ્રમઇન્યુ આપણામાં ત્યારેજ દાખલ થાય છે, અથવા અંગ્રમઇન્યુને આપણે ત્યારેજ આપણામાં ઉભો કર્યે છીએ, કે જ્યારે જે મરજીનું છુટાપણું આપણને પવિત્ર ગાથા મુજબ મલ્યું છે, તેનો ખોટે માર્ગે ઉપયોગ કરીને આપણે આપણા મનમાં દરૂજી વિચારો ઉભા કર્યે, દરૂજી શબ્દો બોલ્યે અને દરૂજી કાર્યો કર્યે; ત્યારે શું જમશેદના "વર"માં રહેલી પ્રજાની અંદર મનસ યાને વિચારશકિત પુર્ણ રીતે ખીલેલી ન હતી, કે જે ખીલેલી વિચારશકિતનાં પરિણામમાં, આપણને

જે મરજીનું છુટાપણું મહ્યું છે તેની રૂએ, જેમ હાલના જમાનામાં બને છે તેથી ઉલતું તે પ્રજાની અંદર અંગ્રમઇન્યુશને લગતા બુરા વિચાર વચન અને કાર્યો દાખલ થયાં ન હતાં. બીજી રીતે બોલ્યે તો શું જમશેદનાં "વર"માં રહેલી પ્રજા પણ કોઇક રીતની ગય મરૅથ્નની પ્રજા જેવીજ હતી? યાને તેમાં પણ મનસ ઘણું ખીલેલું ન હોવાને લીધે તે પ્રજામાં એક જાતનું, સુન્ય સરખુ, એકસરખાપણું હતું—કે જેવી હાલતમાં કોઇ પણ રીતનું Merit જેવું હોતું નથી—જે હાલતમાં મનની બહેસ્તી યા દોજખી હાલત હોઇ શકતી નથી—જે હાલતમાં 'દુગાનગી' જેવું હોતું નથી.

અથવા તો એથી ઉલટું, શું જમશેદનાં "વર"માં રહેલી પ્રજા એટલી તો પુખ્ત થયલી હતી, તેઓની શારીરિક, માનસીક અને રવાનીક હાલતો એટલી તો અષોઇની ઉંચી હાલતે પુગેલી હતી, કે તેથી કરીને તેઓમાં અંગ્રમઇન્યુને લગતી કોઇપણ ખરાબ ખસલત બાકી રહી ન હતી, યાને અંગ્રમીનો અથવા ગનામીનો એટલો તો મારેલો અને હારેલો થયો હતો કે તેઓમાં હવે દરૂજી જેવું કાંઇ રહ્યું ન હતું? જો આ બાબદ ખરી હોય તો જમશેદનાં "વર" માં રહેલી પ્રજામાં સોનેરી જમાનો દાખલ થઇ ગયો હતો એમ કહી શકાય. જો તેમ હોય તો તે વખતે 'જૂર્-વાને દરેઘો ખધાતહે'ની આખર આવી રહી હતી. તે જમાનો, તે 'સાઇકલ' પુરૂં થયું હતું અને તે પછીથી નવા જમાનાની શરૂઆત થઇ રહી હતી.

સઑષ્યંતનાં જમાના બાબે જે લખાણુ આવ્યું છે કે તે વખતે આપણી હાલની દુન્યાનો 'દરેઘો ખધાતહે'નો જમાનો, યાને તેનું 'સાઇકલ' પુરૂં થઇ રહેશે, માણસો અમર્ગ થશે, ગનામીનો મારેલો અને હારેલો થશે અને જીંદગી મરજી પ્રમાણેની તરોતાજગીવાળી થશે, વિગેરે, તો શું તેવીજ સુખરૂપવાળી હાલત જમશેદનાં "વર"માં રહેનારા માણસોની હતી? શું તે માણસોનો જમાનો સોનેરી હતો? એવો સવાલ આપણે ઉભો કીધો છે, પણ તે સવાલમાં

## એક મુશકેલી, એક વાંધો ઉભો થાય છે.

આપણો હાલનો 'દરેઘો ખધાતહે'નો જમાનો તો ગય મરૅથ્નથી શરૂ થઇને સઑષ્યંતનાં વખતમાં પુરો થાય છે. હવે તે જમાનાની અંદરજ **સાધારણ રીતે** આપણે જમશેદનો જમાનો મુકીએ છીએ, તો પછી આપણા હાલના 'દરેઘો ખધાતહે'નાં જમાનામાં એ સોનેરી જમાના આવી

જાય એમ થયું. એક તો જમશેદનાં વખતમાં, બીજું સઑષ્યંતના વખતમાં. પણ આ વિચારવું મહાલ છે. કારણ કે ત્યારે પાછો સવાલ થાય છે કે જમશેદનાં જમાનાને કયાં મુકવો ? તેને મશ્ય મશ્યાનીવાળી પ્રજાના જમાનામાં મુકવો, એટલે હાલના જમાનામાં મુકવો, કે તેની આગમજનાં ગય મરૅથ્નનાં સુન્ય જેવા જમાનામાં મુકવો, અથવા તો આ જમશેદનાં જમાનાને સોનેરી જમાનો ગણવો હોય તો ગય મરૅથ્નની આગમજ જે 'જરૂવાને દરેધો ખધાતહે' થઈ ગયો, તે જમાનામાં મુકવો? આપણે શરૂઆતમાં કહી ગયા તેમ જમશેદની બાબદ ઘણી ગુંચવાયલી છે, તે ઉપર પ્રમાણે જોઇ શકાય છે.

આવી રીતે જમશેદનાં કહેવાતા સોનેરી જમાના વિષે વિવેચન કરીને હવે પાછા આપણી મુળ બાબદ, ગય મરૅથ્નની બાબદ, ઉપર આવ્યે.

આપણે કહીએ કે ગય મરૅથ્ન અને તેની પ્રજામાં ફકત થોડુંક મનસ દાખલ થયું હતું. તેઓને આપણા જેવું શરીર ન હતું, તેજ મુજબ રવાન પણ તેઓમાં દાખલ થયું ન હતું. જ્યારે તેઓમાં શરીર ન હતું ત્યારે જેમ આપણું શરીર મરણ વખતે નાશ પામે છે, તેનું રૂપાંતર થાય છે, તેમ તે પ્રજામાં થતું ન હતું. આ કારણે તેઓમાં આપણાં જેવું મોત ન હતું. હવે જો તે પ્રજાને મોત ન હતું, તો તે પ્રજા મોત વગરની યા અમર્ગ હતી એમ થયું. ત્યારે સવાલ રહે છે કે,

## ગય મરૅથ્ન અને તેની પ્રજાની અમર્ગિ કેવી રીતની હતી, તે અમાર્ગને કેવી રીતે સમજવી ?

પ્રથમ સવાલ એવો થાય છે કે રસ્તાખીજ, તને-પસીનનાં વખતમાં, સઑષ્યંતનાં જમાનામાં, જે અમર્ગિ માણસોને આપવામાં આવશે, **તેવી અમર્ગિ** શું ગય મરૅથ્ન અને તેની પ્રજામાં હતી? હાલના 'જરૂવાને દરેધો ખધાતહે'નાં લાંબાં અઇયામમાં માણસોનાં રવાનની અંદરની બધી શકિતઓ ખીલી રહેવાના કારણે, તે છેલ્લા વખતમાં માણસોમાં બુરાઇ જેવું કાંઇ પણ રહ્યું ન હશે, "અંગ્રમઇન્યુની કોહ્રબી ખસલત, જે મોત સાથે નીસબત ધરાવે છે," તેની ખસલત રહી ન હશે, માણસો તે વખતે સારાં નરસાંના ભેળવાળાં ન હશે, પણ તમામ અષોજ હશે, તેવાં બધાં કારણે માણસોને જે ખરી અમર્ગિ મળશે, તેવી રીતની અમર્ગિ ગય મરૅથ્ન અને તેની પ્રજામાં ન હતી એ આપણે સહેલથી સમજી શકયે છીએ.

ગય મરૅથન દુન્યાંની શરૂઆતની કોઇ એવી પ્રજાનો પ્રતિનિધી હતો કે જેમાં ફકત થોડુંક મનસ દાખલ થતું હતું, તેમાં આપણા જેવું શરીર ન હતું. શરીર ન હોવાનાં કારણે રવાન હજી તે પ્રજામાં ઉતર્યું ન હતું, એટલે શારીરીક અને રવાનીક શકિતઓ તેમાં ન હતી. તે પ્રજાને માટે કોઇ એક ખાસ શબ્દ અવસ્તાએ આપ્યો નથી. તેને માટે ગય મરૅથન એટલે મોતમંદ જીંદગી એવી કોઇક હાલત દર્શાવનારો શબ્દ ફકત આપવામાં આવ્યો છે. ગય મરૅથનને જો કે તેનામાંથી મશ્યમશ્યાની મારફતે પાછળથી થયલાં માણસોના વડવા તરીકે ગણ્યો છે, અને તે એક રીતે ખરૂં છે, છતાં તે પોતે આપણા જેવો માણસ ન હતો. તે કોઇક શરૂઆતની પ્રજાનો પ્રતિનિધી હતો. તે પ્રજા કેવી હતી તે બાબે આપણાથી કાંઇ પણ નિશ્ચીત બોલી શકાતું નથી, આ છતાં પણ

## ગયોમર્દ પહેલો આદમ હતો, તેમજ પહેલો પાદશાહ હતો એમ કહેવામાં આવ્યું છે!

તે પહેલો આદમ હતો, તો તે કેવી રીતનો આદમ યા માણસ હતો તે લંબાણથી જોઇ ગયા છીએ. તેને માટે બુનદહેશ્નમાં કહ્યું છે કે તેની **જીંદગી** અને **પાદશાહી** ત્રીસ વર્ષની નિર્માણ થયલી હતી. એટલે આગળ કહી ગયા તેમ **તેની જીંદગીની શરૂઆતથીજ તે પાદશાહ હતો.** તેની જીંદગી કેવી રવેસની હતી તે બાબે અવસ્તા તેમજ બીજાં લખાણોમાંથી રોશની ઉપજાવી શકાતી નથી. છતાં ગયોમર્દની

## પાદશાહી બાબે ફીરદુસીનાં અમર શાહનામામાંથી કાંઇક જોવાની તજવીજ કર્યે.

ફીરદુસીએ પાકજાદ પોતાના શાહનામાની શરૂઆતમાંજ બાબદ ખુલ્લી કરે છે કે તેણે કયુમરસ યાને ગયોમર્દ બાબે જે કાંઇ લખ્યું છે તે પોતાના મનમાંથી તેણે ઉપજાવી કાઢ્યું નથી. ગયોમર્દ અને સીઆમક અને હોશંગની બાબદ ઘણી વિચીત્ર છે, તે સહેલથી ધ્યાનમાં ઉતરી શકે એવી નથી. લોકોને તે કાહણી કિસ્સા જેવી લાગશે, તે બાબે તેના મનમાં અંદેશો તો હતોજ; અને તેથીજ તે જણાવે છે કે :

"તું ઇનરા દરૂગ઼ ઓ ફેસાને મદાન
જેહાંનરા બ યકસાન રવેશી મદાન"

"હું જે લખું છું તેને જુઠાનું અને ફેસાને યાને કાહણી કિસ્સા જેવું ગણતો ના. તારે જાણવું જોઇએ કે જેહાન હમેશાં એક સરખી રવેસની, એક સરખી હાલતની રહી નથી."

ફીરદુસી અનેક વેળા કહે છે કે તેણે આ વાત ફલાના માણસ તરફથી સમજી હતી, તેણે બાસ્તાન નામુ, નામેહ–એ–ખોસ્રવાન, વિગેરે કેતાબો જોઇ તપાસી હતી કે જેમાં અસલની વાતો લખવામાં આવી હતી. જુદા જુદા જરથોસ્તીઓએ તેને શાહનામુ નવેસરથી રચવામાં મદદ કીધી હતી. એક ભણેલા 'સુખન ગુયે દેહકાન'ની વાત ફીરદુસી જાબજા કહે છે કે તેણે મને બધી વિગતોથી વાકેફ કીધો હતો. આવી રીતે કયુમરસની વાત શરૂ કરતાંજ તે કહે છે કે:

"સુખનગુયે દેહકાન ચે ગુયદ નખોસ્ત
કે નામે બુઝોર્ગી બ ગેતી કે જુસ્ત." યાને કે

"આ દુન્યામાં પહેલી બુઝોર્ગી કોણે મેલવી, તે બાબે સુખનગુયે દેહકાન આ પ્રમાણે કહે છે."

તે ભણેલો દેહકાન જણાવે છે, કે આવી શરૂઆતની બાબદો કોઇને બરાબર યાદ નથી. પણ પોતાના બાપદાદાથી સાંભળેલી વાતો યાદ રાખીને પોતાનાં લોકોને માહીતગાર રાખ્યા છે. પછી ફીરદુસી કહે છે કે નામે–એ–બાસ્તાન, કે જેમાં પહેલવાનોની વાત લખી છે, તેમાં આવ્યું છે કે કયુમરસે તખ્ત–ઓ–તાજની શરૂઆત કીધી હતી, કારણ કે તે પોતે શાહ હતો– "કે ઉ બુદ શાહ." આ પ્રમાણે કયુમરસને શાહ તરીકે ઓળખાવીને ફીરદુસીએ તેની કેફીયત લખી છે. પણ કયુમરસની આગમજ શું હતું, તે કોણની નસલનો હતો, તે બાબે તે કશું જણાવતો નથી. આપણે આપણા વિષયની શરૂઆતમાં જણાવ્યું છે તે પ્રમાણે ફ્રવર્દિન યશ્ત તેમજ બુનદહેશ્ન વિગેરે પાછલાં લખાણો દુન્યાની હસ્તિની શરૂઆતની વાત કરતાં ગય મરૅથન યાને ગયોમર્દ–કયોમરસથીજ તે વાત આગળ ચલાવે છે. ગયોમર્દની આગમજ શું હતું તે બાબે કોઇપણ લખાણો જણાવતાં નથી, તેજ પ્રમાણે ફીરદુસી પોતાના શાહનામની શરૂઆત કરે છે. તે દેખાડે છે કે ફીરદુસી અત્રે પોતાની કવીતાઇ કલ્પના ચલાવતો નથી, પણ જે તેને લખાણ વિગેરેમાં મળ્યું તેટલુંજ જણાવે છે. જેમ બુનદહેશ્ન જણાવે છે તેમ તેણે પણ જણાવ્યું છે કે કયુમરસની પાદશાહી ત્રીસ વરસની હતી.

જે દેવ અને આહરેમનની વાત બુનદહેશ્નમાં જોવામાં આવે છે, તેવીજ વાત કયુમરસનાં દાસ્તાનમાં તે મઢી લે છે. અલબતાં જે બીજી વાતો તેને બીજે ઠેકાણેથી મળી હશે તેવી વાત પણ આ દાસ્તાનમાં તે જણાવે છે, એટલે શાહનામા તેમજ બુનદહેશ્ન વિગેરેમાં ઘણો ફેરફાર મળે છે. પણ તે કારણે ફીરદુસી પોતાના મગજમાંથી વાતો ઉપજાવી કહાડે છે, એમ ઠરતું નથી.

જે પ્રમાણે અવસ્તા અને બુનદહેશ્ન વગેરે ગયોમર્દને એક માણસ તરીકે ચિતારતાં નથી, તેજ પ્રમાણે ફીરદુસીનાં આ દાસ્તાનમાંથી ગયોમર્દ એક માણસ હતો એમ મળતું નથી. તેમજ વળી તેના જમાનામાં માણસો હતાં એવું પણ આપણને ખુલ્લું મળતું નથી. કયુમરસ અને તેના બેટા સિયામકે દેવ અને તેના દેવ બચ્ચાં સાથે જે લડાઇ કીધી તેમાં માણસોનાં લશ્કરની વાત મળતી નથી. પણ એક અજબ જેવી વાત આ દાસ્તાનમાં મળે છે કે કયુમરસનાં વખતમાં પહેરવાનું તેમજ ખાવાનું ન હતું. ફીરદુસી કહે છે કે "પુશીદની ન બુદ ઓ ન ખુરેશ." તે વખતે કયુમરસનું જે લશકર હતું તે માણસોનું નહી પણ દદ ઓ દામ યાને જાણવરોનું લશકર હતું. જ્યારે કયુમરસ આપણા જેવો માણસ ન હતો, ત્યારે તેને પહેરવાની તેમજ ખાવાની જરૂરીયાત ન હતી, એ સમજી શકાય છે. હવે જ્યારે પેલા દેવ અને તેના દેવ બચ્ચાંએ લડાઇની તૈયારી કીધી, ત્યારે ફીરદુસી કહે છે કે—

"યકાયક બ યામદ ખુજસ્તે સરૂશ—બસાને હેઝબ્રી પલંગીને પુશ. બ ગુફ્તશ બરાઝ ઇન સુખન દરબદર—કે દુશ્મન ચે સાઝદ હમી બાપેસર."

"ત્યારે પાક સરોશ એકાએક કયુમરસની આગળ આવ્યો, અને દેવ અને તેનું બચ્ચું શું કરવા માંગે છે તે બાબે તેણે કયુમરસને વિગતે જણાવ્યું."

## એક અતિ અગત્યનો સવાલ.

આ સરોશ યાને ખુદાઇ બસારત શું આપણને ફરવર્દિન યશ્ત પ્રમાણે ગય મરથનમાં અહુરમજદી "મનસ" ઉતરવાની વાતની યાદ આપે છે?

શું આપણે એમ કહી ન શકીએ કે જ્યારે જરૂરિયાત ઉભી થઇ, ત્યારે ગય મરથનને "મનસ" મલ્યું. તેજ પ્રમાણે જ્યારે કયુમરસને જરૂરિયાત

લાગી ત્યારે તેજ 'મનસ', સરોશ રૂપે યાને ખુદાઇ બશારત રૂપે, તેનામાં દાખલ થયું?

પેલા દેવ અને તેનાં બચ્ચાં તેમજ તેઓનાં લશકર સાથે જ્યારે કયુમરસ અને તેના બેટા સીઆમકે પોતાના દદ ઓ દામનાં લશ્કર સાથે લડાઇ કીધી, ત્યારે તેમાં સીઆમક માર્યો ગયો. આ સીઆમકનો એક બેટો હતો નામે હોશંગ. હવે કયુમરસ અને હોશંગે તે દેવનાં બચ્ચાં સાથે લડાઈ કીધી, તેમાં તે બચ્ચો માર્યો ગયો. અને તે લડાઇ પુરી થવા **પછી** કયુમરસ મરણ પામ્યો.

ફીરદુસી પ્રમાણે શું આપણે એમ ન કહી શકયે કે કયુમરસનાં મરણથી પેલી પહેલી શરીર વગરની, રવાન વગરની, પણ થોડાંક મનસવાળી એટલે સરોશની બશારત ધરાવનારી પ્રજા હવે ખતમ થઇ, અને તે પછી નવી વધુ હોશવાલી પ્રજા હસ્તિમાં આવી, અને તે પ્રજામાં હવે માણસોની હસ્તિ દેખાવા લાગી? તે આપણે નીચે પ્રમાણે જોવાની તજવીજ કર્યે.

કયુમરસનો બેટો સીઆમક જે દેવની લડાઇમાં મરણ પામ્યો, તેનો એક બેટો હતો નામે હોશંગ. ફીરદુસી લખે છે કે,

"ગેરાનમાયેરા નામે હુશંગ બુદ—તુ ગોફતી કે હમે હુશ ઓ ફરહંગ બુદ."

"સીઆમકના આ માનીતા બેટાનું નામ હોશંગ હતું—તું કહે કે તે જાણે કે તમામ હોશ અને ફરહંગનો ભરેલો હતો યાને કે તે હોશ અને વિદ્યા સાથનો હતો."

કયુમરસ અને તેની પ્રજામાં ફક્ત 'મનસ' દાખલ થયલું હતું, તેને સરોશની બશારત મળી હતી. પણ હવે હોશંગવાળી પ્રજામાં હોશ યાને ભાન 'consciousness' અને આ ભાનમાંથી ઉત્પન્ન થતી ફરહંગ યાને જ્ઞાન કે વિદ્યાની હાલત દાખલ થઇ. પ્રકટીકરણના કાયદે તે પ્રજા હવે વધુ હોશદાર થતી ગઇ. હોશંગનાં રાજ્યમાં હવે રાય અને દાદ યાને ઇન્સાફ વગેરે દેખાવા લાગ્યાં. હોશંગે લોખંડ વિગેરે શોધી કાઢયાં. જરૂરિયાતો વધતી ગઇ. નવી શોધો થતી ગઇ. કયુમરસ અને સીઆમકનાં વખતમાં માણસોની હસ્તિ દેખાતી ન હતી પણ હવે આ હોશ અને ફરહંગવાળાં હોશંગનાં રાજ્યમાં માણસોની વાત **પહેલવહેલાં** આવી. નવી શોધોનાં પરિણામમાં માણસો માટે હવે ખાવા પીવાની સગવડ થઇ. ફીરદુસી લખે છે કે લોખંડ પાણી વગેરેની નવી શોધો થઇ તેની આગમજ

"અઝ આન પીશકે ઇન કારહા શુદ પસીચ—નબુદ ખુર્દનીહા બજુઝ મીવે હીચ."

"હોશંગે બરપા કીધેલા નવાં કામો થયાં તેની આગમચ માણુસો માટે મેવા સિવાય બીજું ખાવાનું ન હતું."

આગળ કહી ગયા તેમ કયુમરસ, અને તેના બેટા સીઆમકવાળ પ્રજામાં પહેરવાનું તેમજ ખાવાનું કાંઇ પણુ હતું નહિ, પછી હોશંગ વખતમાં શરૂઆતમાં ફકત મેવોજ ખાવાનો મળતો, પણુ પછી ન શોધોનાં પરિણામમાં હવે બીજું ખાવા પીવાનું મળ્યું. કયુમરસનાં વખ તમાં કાંઇ પણુ ખાવાનું ન હતું કારણુકે તે વખતે મર્દુમ, = માણુસો હતાં; માણુસો ન હતાં એટલે શરીર ન હતાં; અને શરીર ન હ તેથી ખાવાની જરૂરીયાત ન હતી. પણુ હોશંગની પ્રજામાં હવે બ ખાવાની શરૂઆત થઇ, એટલે તે વખતે શરીરો હતાં, અને શરીર હ તેથી મર્દુમ, માણુસો હતાં. આ પ્રમાણે કયુમરસની પ્રજા પછીની બી હોશંગવાળી પ્રજામાં માણુસો દેખાવા લાગ્યાં, એમ ફીરદુસી જણાવે

શાહનામામાંથી આપણે ટુંકમાં જોઇ ગયાં કે જેમ ફ્રવર્દિ યશ્ત તેમજ બુનદહેશ્ન વિગેરે લખાણો પ્રમાણે ગય મરૅથ્ન યાને ગયોમ માણુસ ન હતો, તેજ પ્રમાણે શાહનામા પ્રમાણે પણુ કયુમરસ માણુસ હતો. બુનદહેશ્ન પ્રમાણે ગયોમર્દનાં ત્રીસ વરસે ગુજરવા પછી તેનું 'બુન' જમીનમાં પડયું તેમાંથી ચાલીસ વર્ષે મશ્ય અને મશ્યાની યાને માણુસા પ્રજા ઉભી થઇ. તેજ પ્રમાણે શાહનામા પ્રમાણે કયુમરસની ત્રીસ વરસ પાદશાહી પછી હોશંગે જે ચાલીશ વર્ષ રાજ્ય કર્યું તે અરસામાં માણ સોની હસ્તિ દેખાઇ. આ એક ખાલી એતેફાક છે કે ફીરદુસીએ અસલ વાતો પાછી પોતાના અમર શાહનામામાં દાખલ કીધી છે.

ઉપર પ્રમાણે આપણા વિષયમાં છેલ્લા ભાગમાં બુનદહેશ્નમાં જે વા લખી છે કે ગયોમર્દની "જીંદગી અને પાદશાહી" ત્રીસ વરસની હત તેમાંની ગયોમર્દની "જીંદગી"ની વાત તો બુનદહેશ્નમાંથી મળી હત પણુ તેની "પાદશાહી"ની વાત સહેલથી ત્યાંથી મળતી ન હતી, તે પા શાહીની વાત આપણે ફીરદુસીમાંથી મેળવવાની કોશેશ કીધી છે, અ જોયું છે કે જે વાત અવસ્તા અને બુનદહેશ્નએ ગયોમર્દ બાબે કીધી તેનેજ મૂળમાં મળતી વાત શાહનામામાંથી ગયોમર્દ બાબે મળે છે. ત્યા શાહનામાની વાત ફીરદુસીએ પોતાના ભેજામાંથી ઉપજાવી કહાડી નથ પણુ તે બાબે તેની પાસે પુરતાં સાધનો હતાં.

# અરદ્વી સૂર આ દુન્યા પરની કોઇ નદી યા દર્યો નથી.

નામીચી ફ્રવર્દિન યશ્તની બારીક તપાસ લેતાં માલમ પડે છે કે પોતે પેદાયશો પેદા કીધા પછી, તે પેદાયશોનું પોષણ કરવાને માટે, તેઓને પોતપોતાની ગતીમાં પકડી રાખવા માટે, તેઓ પોતાની ધરીમાંથી ખસી ન જાય તે માટે તેઓને (equilibrium માં) ધરી રાખવાને માટે અહુરમજ્દે પોતામાંથી ઉભાં થયલા 'સ્પેન્તા મઇન્યુ' તથા ફ્રોહરોને શરૂઆતથીજ કામે લગાડી દીધાં હતાં. આ બાબદ ફ્રવર્દિન યશ્તનાં પહેલા ત્રણ કર્દાઓમાંથી પુરવાર થતી જણાય છે, અને તે બાબે ગાથા સોસાયટીએ પ્રગટ કીધેલી નં○ ૯ વાળી (A New Interpretation of Spenta-Mainyu of the Gathas વાળી) મારી ચોપડીનાં ૬૯ થી ૭૭ માં પાનાઓમાં વધુ વિગતે જણાવ્યું છે, તે ઉપર જીજ્ઞાસુઓનું ધ્યાન ખેંચું છું.

આગલા વિષયમાં ફ્રવર્દિન યશ્તમાં જણાવેલા ગયોમર્દ, ગય મરૅથન બાબે કાંઇક લંબાણથી લખ્યું છે. અને હવે આ વિષયમાં ફ્રવર્દિન યશ્ત, અરદ્વી સૂર ન્યાએશ તેમજ આવાં યશ્તમાં આવેલી એક બીજી વાતમાં દાખલ થઇએ છીએ. આપણે અરદ્વી સૂર બાબે બોલવા માંગ્યે છીએ. અરદ્વી સૂર બાબે જે પાંચ ફકરા ૪ થી ૮, ફ્રવર્દિન યશ્તમાં આવે છે, તે પાંચ ફકરાઓ કાંઇ પણ ફેરફાર વગર અરદ્વી સૂર ન્યાએશ તેમજ આવાં યશ્તમાં આવે છે. આ દેખાડે છે કે આ પાંચ ફકરાઓ ઘણી અગત્યનાં છે.

આપણામાં સાધારણ એવો વિચાર છે કે અરદ્વી સૂર આપણી દુન્યામાં આવેલી કોઇ એક નદી છે. બીજો એક સાધારણ એવો વિચાર છે કે ફ્રવર્દિન યશ્તના ઉપલા પાંચ ફકરાઓમાં જે 'જ઼રયો-વોઉરૂ કષેમ'ની વાત છે, તે વોઉરૂ-કષ દર્યો છે, જેને (Caspian Sea)-કાસ્પીયન સમુદ્ર

સાથે સરખાવી શકાય! પણ આવો વિચાર ખોટો છે એ આપણે આગલ ચાલતાં જોઇશું.

ફ્રવર્દિન યશ્તનાં પહેલા ત્રણ કર્દાઓમાં 'અસ્મન'ની વાત આવી છે. આ 'અસ્મન' તે આસ્માન, અથીર, પથરની બરાબર લાગે છે. અસ્મન, તે આકાશ, અરેબીક અથીર અને અંગ્રેજી પથરની મુકાબેલ છે, કે જેની અંદર તમામ સૃષ્ટિ સમાઇ રહેલી છે, ઝીલાઇ રહેલી છે, અને તેની અંદરજ તે જીવી શકે છે. જે પ્રમાણે આ 'અસ્મન'ને અહુરમજ્દ 'સ્પેન્તા-મઇન્યુ' અને ફ્રવષીઓ 'વીધારયેન' કરે છે તેનું ધારન કરે છે, તેને ધરી યાને પકડી રાખે છે, તેજ પ્રમાણે અહુરમજ્દ, 'સ્પેન્તા મઇન્યુ' તથા ફ્રવષીઓ અરદ્વી સૂરને પણ 'વિધારયેન' કરે છે, પકડી રાખે છે. આપણે અત્રે સવાલ કરી શકયે કે જો અરદ્વી સૂર આ દુન્યા ઉપરની કોઇ એક નદી યા એક દર્યો હોય, તો તેનુંજ ફકત કાં 'વીધારયેન' કરવામાં આવે છે? દુન્યા પરની બીજી નદીઓ યા બીજા દર્યાઓનું પણ તેવીજ રીતે 'વીધારયેન' કાં કરવામાં આવતું નથી?

અરદ્વીને 'સૂરાંમ્' તથા 'અનાહિતાંમ્' એવાં બે વિશેષણો લગાડયાં છે. સૂરાંમ એટલે ચળકતી અને અનાહિતાંમ એટલે કાંઇપણ ભેળ વગરની યા નિર્મળ. દુન્યાપરની કોઇપણ નદી યા દર્યો ભેળ વગરનો યાને નિર્મળ હોઇ શકતો નથી. ત્યારે અરદ્વી સૂર આ દુન્યપરની નદી નથી. અરદ્વી સૂરની વધુ સિફત આપી છે. "અરદ્વી સૂર સઘળા મરદોની મનીને સ્વચ્છ કરે છે,...જનનારી માતાઓનાં ગર્ભસ્થાનને પવિત્ર કરે છે,... સેહલાઇથી જન્મ આપવાનું બખશે છે,...તેઓને લાયક વખતસરનું દુધ આપે છે." દુન્યાપરની કોઇપણ નદી યા દર્યો આવું ઉમદા કાર્યો કરી શકતાં નથી, તેથી અરદ્વી સૂર આ દુન્યાપરની નદી નથી. વધુ કહ્યું છે કે "તે અરદ્વી સૂર દૂર સુધી પ્રખ્યાત તથા મોટી છે. આએ જમીન ઉપર જે તમામ નદીઓ વહે છે તેઓનાં જેટલી તે મોટી છે." આ ફકરા ઉપરથી જોઇ શકાય છે કે 'દૂર સુધીનો' પેલો પ્રદેશ અને આ જમીન યાને આ દુન્યા, આ બંને એકજ નથી પણ જુદાં છે; અને બીજું એ કે અરદ્વી સૂરને આ દુન્યા ઉપરની નદીઓથી જુદી ગણી છે. તેમજ પેલી એકજ અરદ્વી સૂર "આ જમીન ઉપરની તમામ નદીઓનાં જેટલી મોટી છે." પછી કહ્યું છે કે "અરદ્વી સૂરની હજાર શાખાઓ અને હજાર

નાળાં છે....કોઇબી નદી અને કોઇબી નાળું (પસાર કરવાને માટે) એક તેજ ઘોડાવાળા સવારી કરનાર મરદને ચાલીસ દહાડાની સવારી છે." આ દુન્યા ઉપર કોઇપણ એવી એક નદી નથી, કે જેની "હજાર નદીઓ અને હજાર નાળાંઓ" હોય. વળી તે "હજાર શાખાઓ અને હજાર નાળાંઓ" એકસરખી લંબાઇનાં જણાવ્યાં છે, કારણ કે તેમાંની કોઇપણ નદી અને કોઇપણ નાળાંને પસાર કરવાને માટે **એકસરખી** ચાલીસ દહાડાની સવારી જણાવી છે. તે પછી આઠમાં ફકરામાં કહ્યું છે "આએ મારી એક નદી (અવરતા વાંચણ=ટેક્સ્તમાં 'આપો' શબ્દ છે, જેની મતલબ પાણી યાને પ્રવાહો થાય છે) નું નાળું તમામ હફતે કેશ્વર તરફ ચોમેર પોંહચે છે,...ઉનાળામાં તેમજ શિયાળામાં એકસરખી રીતે (તે પાણી) પુરૂં પાડે છે." આ દુન્યાપરની કોઇ પણ નદી ઉનાળામાં તેમજ શિયાળામાં એકસરખુ પાણી પુરૂ પાડતી નથી, કારણ કે ઉનાળામાં નદીનું પાણી સુકાઇ જાય છે, ઓછું થાય છે. તેમજ દુન્યાપરની કોઇપણ એક નદીનું નાળું એવું નથી કે જે તમામ હફ્તે-કેશ્વર તરફ **ચોમેર** પોંહચી શકે. આવા વિચારો પરથી અરદ્વી સૂર આ દુન્યાપરની નદી નથી, એમ સેહજે જણાય છે, બલકે સિદ્ધ થાય છે.

જો અરદ્વી સૂર આ દુન્યાપરની કોઇપણ નદી નથી, તો પછી સવાલ થાય છે કે–

### અરદ્વી સૂર કયાં છે, કયાંથી નીકળે છે, અને કયાં વહે છે?

ફરવર્દિન યશ્તનાં છઠ્ઠા ફકરામાં કહ્યું છે કે "અરદ્વી સૂર 'હુકઇય' પહાડમાંથી નીકળીને 'વોઉરૂ–કષ' દર્યા તરફ વહે છે." મેહર યશ્તનાં ૨૩ માં કર્દામાં 'હુકઇય' પહાડને અલબુર્જ પાહડની સઉથી ઉંચી ટોંચ કહી છે. અલબુર્જ માટે જે વર્ણન આપણને મળે છે, તે પરથી જણાય છે કે તે આ દુન્યાપરનો કોઇપણ પહાડ છે એમ માનવામાં આવતું નથી. ત્યારે 'હુકઇય' પણ આ દુન્યાં ઉપરનો પહાડ નથી. તેજ પ્રમાણે 'વોઉરૂ કષ' પણ આ દુન્યાપરનો કોઇપણ દર્યો નથી. 'વોઉરૂ કષ' એટલે બધાને (વોઉરૂ) પોતાના 'કષ'માં ખેંચી રાખનારો યાને સમાવી દેનારો. 'વોઉરૂ–કષને' કેસ્પીયન સી યાને સમુદ્ર સાથે સરખાવવામાં આવે છે, પણ કેસ્પીયન સમુદ્રને 'વોઉરૂ–કષ'ની મતલબ લાગુ પડી શકતી નથી, કારણ કે કેસ્પીયન સમુદ્ર બધા દર્યાઓને, બધાં પાણીઓને પોતામાં સમાવી દેતો નથી. અનેક કારણોને લીધે ઉપર જોઇ ગયા તેમ અરદ્વી સૂર આ દુન્યાપરની કોઇ નદી નથી; ત્યારે અરદ્વી છે શું?

મને એમ લાગે છે કે અરદ્વી સૂરની મતલબ cosmic forces યાને કોઇક ચોક્કસ મીનોઇ પ્રવાહો છે, કે જે પ્રવાહો 'હુકઇય'' માંથી નીકળે છે, અને સૃષ્ટિની અંદરના બધી જુદી જુદી જાતના 'આપો' યાને પ્રવાહોને પોતામાં સમાવી દેનાર 'વોઉરૂ—કષ'ની અંદર તે અરદ્વી સૂરનાં પ્રવાહો સમાઇ જાય છે.

હવે અરદ્વી સૂરનાં મીનોઇ પ્રવાહોનાં હપ્ત કેશ્વરમાં ફેલાઇ જવાની વાત કરતાં વઇરયનાંમ્ અને અપઘ્નજારનાંમ્ એટલે નદીઓ અને નાળાંઓ એવા શબ્દોનો ઉપયોગ કીધો છે, તો તેને કેમ સમજવું? આપણે વિચાર કરીશું તો માલમ પડશે કે મીનોઇ પ્રવાહોનાં ફેળાવાની વાત આપણુ માણસોને સમજ પડે તેવી રીતે સમજાવવાને માટે તેઓને નદીઓ અને નાળાંઓની મિસાલ આપવી પડે છે, કારણકે નદીઓ અને નાળાંઓજ આ પૃથ્વિ ઉપર ફેળાઇ અને પંથરાઇ શકે છે.

અરદ્વી સૂરનાં પ્રવાહો 'હુકઇય''માંથી નીકળીને 'વોઉરૂ-કષ'માં પડે છે એ આપણે જોઇ ગયા. તે પ્રવાહો ક્યાંથી નીકળ્યા તે બાબે કાંઇક વધુ જોઇએ. આપણે શરૂઆતમાં કહી ગયા કે સૃષ્ટિની અંદરની તમામ ચીજો અને પેદાયશો 'અસમન' એટલે આકાશ યાને ઇથરની અંદરજ જીવન ભોગવી શકે છે, રહી શકે છે. ત્યારે અરદ્વીસૂરનાં પ્રવાહોને સાધારણ રીતે આપણે કોઇક જાતના etheric waves, etheric forces તરીકે ગણી શકયે. જાણીતાં પીયરસન્સ મેગેઝીનનાં સને ૧૯૩૨ નાં માર્ચ મહિનાનાં અંકમાં The Wonders of Radiation એવે નામનો એક વિષય આવ્યો છે, તે બાબે લખતાં એ મેગેઝીનનો અધીપતિ કહે છે કે: In this article the authors describe how man, with infinite patience and energy, has detected and assessed the colossal forces in the ether અર્થાત ઇથરની અંદર કુદરતનાં કેટલા બધા 'ફોરસીસ' પડેલા છે, તે બાબેનું જ્ઞાન હાલનાં સાયનતિસ્તોએ અઠાગ જેહમત પછી મેલવ્યું છે. ઉપલા વિષયનાં લખનારાઓ સુર્ય મંડળની અંદર સુરજમાંથી નીકળતા પ્રવાહો કેવું મહાભારત કામ કરે છે તે જણાવતાં કહે છે કે: There would be nothing growing upon the earth, for there would be no warmth from the Sun, and, therefore, if Rad iation ceased, human life too

would cease. મતલબ કે જો સુરજનાં કિરણો, રેડીએશન મારફતે આ દુન્યાં ઉપર આવતાં અટકી જાય તો, આ દુન્યા ઉપર માણસો વિગેરે ખલાસ થઇ જાય. આવા બોલોનાં આબાદ પડઘા આપણને ખોરશેદ ન્યાએશમાંથી મલે છે. ત્યાં આવ્યું છે કે "જો ખોરશેદ નહિ ઉગે તો હ્વાં હપ્ત કેશ્વરમાં જે તમામ છે તેઓને દેવો મારી નાંખે," વિગેરે.

આપણે ખોરશેદનાં કિરણની વાત કર્યે છીએ, તો તે બાબે કાંઇક જણાવીને તે વાતને આપણા અવસ્તાનાં લખાણોથી કોઇક ટેકો મળે છે કે કેમ તે પણ જોઇએ.

## સાત રંગો ધરાવતું સુરજનું એક સફેદ કિરણ.

સ્પેકત્રમ એનાલીસીસની રૂએ એક કાચના કકડા, (prism,) ઉપર પડેલું સુરજનું એક સફેદ કિરણ સાત રંગોનું બનેલું જણાય છે, એ જાણીતી વાત છે. આ બાબદને અવસ્તામાં આવેલી એક બાબદ સાથે સરખાવવાની લાલચ થાય છે. અલબતાં વધુ જુસ્તેજુની જગા તેમાં રહે છે.

## સાત રંગોવાળા સુરજનાં એક સફેદ કિરણની બાબદની ફ્રવર્દિન યશ્તમાં આવેલી એક બાબદ સાથની સરખામણી.

ફ્રવર્દિન યશ્તનાં ૮૦ થી ૮૪ માં ફકરામાં જણાવેલી એક બાબદ ઉપર આપણે જઇએ છીએ. ૮૦ માં ફકરામાં અહુરમજ્દને સાત વિશેષણો લગાડયાં છે, અને તેજ પ્રમાણે ૮૨ માં ફકરામાં અમેષા સ્પેન્તાઓને પણ સાત વિશેષણો લગાડયાં છે. ૮૧ માં ફકરામાં અહુરમજ્દનાં રવાનની વાત કરતાં તેને માટે નીચે મુજબ કહ્યું છે. "જેનો ઉર્વ યાને રવાન તે સફેદ, રોશન અને ખુબસુરત માંથ્ર સ્પેન્ત છે, અને જેનું કેહરપ તેજી ઘોડાવાલો ખુરશેદ છે, કે જે અમશાસ્પંદોનાં ચલકાતને અને અમશાસ્પંદોની ચાલાકીને મલતું છે, તેને હમો આરાધ્યે છીએ"—(મિહરજીરાણા અને વાછાવાળો તરજુમો.) ઉપલા ફકરાઓમાં અહુરમજ્દ અને અમેષા સ્પેન્તાઓને સાત સાત વિશેષણો લગાડીને ૮૧ માં ફકરામાં તેઓનો કોઇક રીતનો સંબંધ ખોરશેદ યાને સુર્ય સાથે જોડયો છે. પછી ૮૩ અને ૮૪ માં ફકરાઓમાં જણાવ્યું છે કે અહુરમજ્દ અને ૭ અમેષાઓ મલીને થયલા સાત અમેષા સ્પેન્તા એકમેકની સાથે એકસરખા છે, તેમજ ૭ અમેષા સ્પેન્તાઓનો બાપ અને શીખવનાર તેજ છે કે જે પેદા કરનાર, 'દઢવાઓ,' અહુરમજ્દ છે.

હવે 'સ્પેક્ટ્રમ એનાલીસીસ'ની રૂએ જ્યારે સુરજનાં કિરણોમાંથી એક સફેદ કિરણને છુટું પાડવામાં આવે છે, ત્યારે તે સાત રંગો દેખાડે છે, પણ જ્યારે તેઓને પાછાં એકત્ર કરવામાં આવે છે, ત્યારે તે કિરણ પાછુ પોતાનો અસલ સફેદ રંગ ધારણ કરે છે. હવે સાત અમેષા સ્પેન્તાની વાત કરતાં આપણે જોઈએ છીએ કે અવસ્તા તેઓને છુટા છુટા પણ દેખાડે છે તેમજ સાથે સાથે પણ દેખાડે છે. કારણ કે ૭ અમેષાઓ ખરી રીતે બોલતાં અહુરમજદનાં ૭ ગુણો માત્ર દેખાડે છે. હવે જ્યારે આ ૭ અમેષાઓ અહુરમજદ સાથે એક દેખાય છે તે વખતે ૮૧ માં ફકરામાં જણાવ્યા મુજબ અહુરમજદનું ઉર્વ યાને રવાન કે જે માંથ્ર સ્પેન્ત છે, તે 'અઉરૂષો 'રઓક્ષનો' અને 'ફ્રાદેરેસ્રો' એટલે **સફેદ, રોશન અને ખુબસુરત છે.** આ ત્રણે શબ્દો એક સરખી ચલકતી, સફેદ નુરમંદ હાલત દેખાડે છે. પણ ઉપલા ફકરાઓમાં જે અગત્યની બાબદ છે તે આ છે કે ત્યાં અહુરમજદને અને ૭ અમેષા સ્પેન્તાઓને સુર્ય યાને ખોરશેદ સાથે સંબધ ધરાવતા જણાવ્યા છે. તેજ પ્રમાણે યશ્તનાં ૯૨ માં ફકરામાં સાત અમેષાઓને 'હ્વરે હજઓષ' યાને સુર્ય સાથે એકજ મરજી રાખનાર તરીકે જણાવ્યા છે. વલી તેજ મુજબ યજશ્નેના હા ૫૮ નાં આઠમાં ફકરામાં કહ્યું છે કે અહુરમજદ અમેષા સ્પેન્તાનો પિતા છે, અને ખોરશેદની સાથે સંબંધ ધરાવે છે. ત્યાં સુર્યને અહુરમજદનાં સઉથી સોહામણાં 'કેહરપ' તરીકે જણાવ્યો છે. તેજ પ્રમાણે ઇજશ્નેનાં ૬૮ માં હાના ૨૩માં ફકરામાં પણ તેમજ આવ્યું છે.

આ ઉપલા ફકરાઓમાં અહુરમજદ અને ૭ અમેષાઓને 'હ્વરે' યાને સુર્ય સાથે ધાડો સંબંધ ધરાવતા જણાવ્યા છે તેની વાસ્તવિક મતલબ સમજવાને આપણે આતુર રહીશું. શું સુર્યમાંથી નીકલતાં એક સફેદ કિરણનાં સાત રંગોની વાત સાથે ૭ અમેષાઓનાં અહુરમજદમાં મલવાથી થયલાં અહુરમજદનાં 'અઉરૂષો, રઓક્ષનો ફ્રાદેરેસ્રો' યાને સફેદ, રોશન અને ખુબસુરત ઉર્વ યાને રવાનની વાત સાથે કાંઇ સંબંધ છે? અને હોય તો તે શું છે? કમનસીબે, હું આ બાબે વધુ બોલી શકતો નથી. ફક્ત આટલુંજ ધ્યાનમાં રાખવા લાયક છે કે જેમ સુરજનું એક કિરણ, છુટું પડવા આગમજ હમેશાં સફેદ, ચલકતું હોય છે, તેમજ અહુરમજદનું ઉર્વ યાને રવાન, અમેષાઓમાં છુટું છુટું દેખાય, તેની આગમજ, હમેશાં

ઉફ્શો, રઓક્નો, ફ્રાદેરૈઓ યાને સફેદ, તુરમંદ (તથા) દેખામણું છે.

પીયરસન મેગેઝીનવાળા ઉપર જણાવેલા વિષયમાંથી સુર્યનાં કિરણની ત પકડી લઇને તે માટે અવરસ્તા શું કહે છે તે બાબદ ઉપર આપણે પર મુજબ કાંઇક વિચારો જણાવ્યા છે. ઉપલા વિષયમાં તે પછી જુદા દા rays યાને કિરણની શોધખોળની વાત કીધી છે. ત્યાં જણાવ્યા મુજબ યનતિસ્તોએ શોધી કાઢેલાં વધુ rays અથવા કીરણો નીચે મુજબ છે. adio and hertzian or so called electrical rays, પછી heat nd infra red rays, ultra violet rays, soft X rays, hard rays અને પછી gamma cosmic rays. હજી બીજા ચહડયાતા ટલાં rays શોધવામાં આવ્યા હશે તે આપણે જાણતા નથી.

હવે ફ્રવર્દિન યશ્તમાં જણાવેલા 'આપો' યાને પ્રવાહો મીનોઇમાંથી કળીને આ પૃથ્વિ ઉપર હરહંમેશ કેમ આવજા કરતા હશે તે બાબદ પણે સાધારણ રીતે સમજી શકતા નથી. તે હાલમાં આપણે જાણતા નથી, ણ આપણા અસલી ન્યાગાનો જુદાં જુદાં (cosmic rays) પ્રવાહોથી કફગાર હતા એટલું તો આપણે સમજી શકયે છીએ. આપણે આપણા વરસ્તા લખાણમાંથી મલતા સુર્યમાંથી નીકળતા પ્રવાહો તેમજ અરદ્વી- રનાં પ્રવાહો બાબે બોલ્યા છીએ. આ બન્ને પ્રવાહો એકજ ન હોય. સુર્ય- થી નીકળતા પ્રવાહો અરદ્વી સૂરનાં પ્રવાહોથી ઉતરતી હાલતનાં હોય એમ ણાય છે. કારણ કે સુર્ય મંડળ જેવા અનેક મંડળો કુદરતમાં પડેલાં છે મ હાલનું સાયન્સ સમજાવે છે. અસમન, પથરની અંદર અરદ્વી સૂરનાં વાહો ઉપરાંત બીજા જુદા જુદા પ્રવાહો બાબે આપણા અસલી યાગાનોમાં કેટલું બધુ જ્ઞાન હશે, તે બાબે આપણે કાંઇક ઝાંખી મજણ લઇ શકયે છીએ. આપણ જરતોશ્તીઓ માટે તે મગરૂરીની ત છે.

## અરદ્વી સૂરનાં આપો એટલે પાણીઓ તે મીનોઈ પ્રવાહો છે. તેઓ Celestial waters છે.

અવરસ્તા લખાણોમાં, તેમાં ખાસ કરીને ફ્રવદીન યશ્તમાં 'આપો' અને ઉર્વરાઓ' આ બે શબ્દો દ્વિઅર્થે વપડાયા છે. અસલ અર્થે આ બે શબ્દો આસ્માની પ્રવાહો (celestial forces) તરીકે વપડાયા છે, તેમ વળી

સાથે તેઓની મતલબ દુન્યવી પાણીઓ અને દુન્યવી ઝાડપાનો તરીકે પણ લેવાઇ છે એમ લાગે છે. ફ્રવર્દિન યશ્તનાં ૫૩ થી ૫૬ સુધીનાં ફકરાઓનો સંભાળથી અભ્યાસ કરીશું તો માલમ પડશે કે ત્યાં સૃષ્ટિની છેક શરૂઆતની વાત કરવામાં આવી છે, અને 'આપો' 'ઉર્વરાઓ' ને આસ્માની પ્રવાહો તરીકે જણાવ્યાં છે. 'આપો' માટે લખતાં જણાવ્યું છે કે "અષોનાં ફ્રોહરોએ પાણીઓને સારા માર્ગો બતાવ્યા તેની આગમજ લાંબી મુદ્દત સુધી એકજ જગાએ થમ (તથા) ઝરામાંથી નીકળી બહાર વહયા વગર રહેલાં હતાં." પછી કહ્યું છે કે "હમણાં તે આપો પાણીઓ... હોરમજદના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદાના બનાવેલા માર્ગ તરફ મુકરર કીધેલી પાણીની જગા તરફ વહે છે." આપણને લાગે છે કે ત્યાં એક એવા શરૂઆતનાં વખતની વાત કીધી છે, કે જે વખતે સૃષ્ટિમાં (motion) યાને ગતી દાખલ થઇ ન હતી. દરેક ચીજ પહેલાં મીનોઇમાં બીજરૂપે પડી રહેલી હતી, તેમાં જ્યારે ફ્રોહરોની આમદ થઇ, ત્યારે તેમાં ગતી દાખલ થઇ, અને ત્યારપછી તે આપો મજદના પેદા કીધેલા રસ્તા તરફ તથા 'બઘો-બખ્ત'નાં માર્ગ તરફ વહેવા લાગ્યાં, યાને આસ્માની પ્રવાહો આખી સૃષ્ટિમાં ફરવા લાગ્યા. 'આપો'ની વાત કીધા પછી 'ઉર્વરાઓ' માટે પણ તેમજ જણાવ્યું છે કે તેઓ પણ "લાંબો વખત સુધી એકજ જગાએ વધવા વગર સ્થિર રહેલાં હતાં, પણ હવે તેઓ મજદનાં પેદા કીધેલા રસ્તા તરફ તથા 'બઘો-બખ્ત'નાં માર્ગ તરફ વધે છે." આ ફકરાઓમાં જે ચોકસ પેદા કીધેલા રસ્તા, તથા ચોકસ માર્ગની વાત કીધી છે, તે દેખાડે છે, કે તેઓ આ પૃથ્વિ પરનાં રસ્તાઓ અને માર્ગો નથી. કારણ કે પૃથ્વિ પરનાં રસ્તાઓ અને માર્ગો મજદનાં પેદા કીધેલા નથી, પણ તેઓ માણસોથી બનેલા છે. આ પછી માહતાબ, આફતાબ, સેતારા, અને અનહદ રોશનીઓની વાત કીધી છે કે તેઓ પણ શરૂઆતમાં ગરદેશ વગર રહેલાં હતાં, પણ ફ્રોહરોની આમદથી તેઓ હવે "ભલા રસ્તા-બીજની...બાહેશ રાખતાં દુર છેડાવાલા માર્ગો તરફ આગળ જાય છે."

ઉપલી બાબદને ૭૬ થી ૭૯ સુધીનાં ફકરામાં વધુ ખુલ્લી કીધી છે. ત્યાં જણાવ્યું છે કે જ્યારે પેદાયશો બની તે વખતે યાને તેની આગમજ પણ અષોઓનાં ફ્રોહરો ત્યાં મક્કમ ઉસ્તવાર ઉભેલાં હતાં. તે વખતે 'આપો' અને 'ઉર્વરાઓ' વહેવા વગર અને ઉગવા વગર પડી રહ્યાં હતાં, પણ

ફ્રોહરોની આમદથી "દથુષો અહુરહે મજ્દાઓ" યાને "પેદા કરનાર અહુરમજ્દનાં પાણીઓ વહેતાં થયાં અને ઝાડપાનો ઉગવા માંડયાં." આમ જણાવ્યા પછી ૭૯ માં ફકરામાં "વીસ્પાઓ 'આપો' યજ્મઇદે; વીસ્પાઓ 'ઉર્વરાઓ' યજ્મઇદે" એટલે તમામ 'આપો'ને હમો વખાણ્યે છીએ; તમામ 'ઉર્વરાઓને' હમો વખાણ્યે છીએ, એમ બોલીને તરતજ "વીસ્પાઓ અષાઉનામ્ વંધૂઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજ્મઇદે," એટલે અષોઓનાં ભલાં, શુરાં આબાદી કરનારાં તમામ ફ્રોહરોને હમો વખાણ્યે છીએ, એમ જણાવ્યું છે. આ ફકરા પ્રમાણે ત્યારે આપણે 'આપો,' ઉર્વરાઓ' અને અષોઓનાં ફ્રોહરો વચ્ચેનો કોઇ નિકટ સંબંધ જોઇએ છીએ, તેમજ 'આપો' તથા 'ઉર્વરાઓની' મતલબ ખુલ્લી થતી જોઇએ છીએ. જો આ 'આપો' અને 'ઉર્વરાઓ'ને આ દુન્યા પરનાં પાણીઓ અને દુન્યા પરનાં ઝાડપાનો તરીકેજ લેવાની હઠ કર્યે તો પછી પુછી શકાય કે ત્યારે દુન્યા પરની બીજી અગણીત પેદાયશોનો ફ્રવષીઓ સાથેનો સંબંધ આ ફકરામાં કાં દેખાડયો નથી? આવા વિચારો પરથી 'આપો' અને 'ઉર્વરાઓ' તે સાધારણ પાણીઓ અને ઝાડપાનો નથી, પણ કોઇ બે જુદી જુદી જાતના આસ્માની પ્રવાહો (celestial forces) હોવા જોઇએ, એવાં અનુમાન ઉપર આવ્યે છીએ.

અવસ્તાનાં લખાણોમાંથી અરદ્વી સૂરનાં આપોની ખરી મતલબ જોવાની તજવીજ કરીને હવે આપણે બીજે ઠેકાણેથી તેને કેવો ટેકાવ મલે છે, તે જોઇએ. મરહુમ વિદ્વાન બાળ ગંગાધર તિલકની

## The Arctic Home in the Vedas નામની ચોપડીમાં આવેલી The Celestial Watersની વાત

પોતાની ચોપડીનાં નવમાં પ્રકરણમાં ૨૬૫ માં પાનાં ઉપર વિદ્વાન તિલક જણાવે છે કે અસલી આર્યો અસલી હીન્દુઓની માફક માનતા હતા કે સૃષ્ટિનાં તમામ ભાગમાં એક જાતનો (subtle matter) અતિસુક્ષ્મ પદાર્થ પંથરાઇ રહ્યો છે કે જેને તેઓ (watery vapours) પાણીના બાફ્ તરીકે જણાવતા હતા, અને કહેતા હતા કે આકાશમાં સુર્ય ચંદ્ર અને સેતારાઓની ગતી આવા સુક્ષ્મ પદાર્થને લીધે ચાલુ રહેતી હતી. વધુ કહે છે કે આ સુક્ષ્મ પદાર્થ આ પાણીનો બાફ્ આકાશ (celestial sphere) માં નીચેથી ઉપર અને ઉપરથી નીચે ચાલુ ફરતો

(circulate થતા) રહે છે યાને નીચે ઉપર વહ્યા કરે છે. વેદમાં આ પાણીઓને આકાશી નદીઓ યા નાળાંઓની ઉપમા આપવામાં આવી છે, અને કહ્યું છે કે તે પાણીઓ આયંદે 'વરૂનનાં મોહડાં'માં પડે છે. વધુ કહ્યું છે કે આ પાણીઓનું મુળ મથક આકાશ (celestial heaven) નાં નીચલા ભાગમાં, યાને આપણી દુન્યાની નીચે પંથરાયલા આકાશનાં અર્ધા ભાગમાં આવેલું છે, અને તે ભાગને 'વરૂન' અને 'યમ' (God of death) તેજ મુજબ વ્રીત્ર (vritra)ના રહેવાના મકાન તરીકે ગણ્યું છે. આ વ્રીત્રને અવસ્તાનાં લખાણો પ્રમાણે બહેરામ મારે છે, કે જેને વેરેથ્રઘ્ન (સ. વ્રીત્રહન) યાને વ્રીત્રને મારનાર તરીકેની ઉપમા મલી છે. તિલક વધુ જણાવે છે કે આ આકાશી પાણીઓને રીગવેદ ૯, ૧૧૩,૮માં 'યાહવીત' યાને (eternal) યાને હંમેશ સુધી ફરતાં પાણીઓ તરીકે જણાવ્યાં છે.

આવી રીતે આકાશી પાણીઓ યાને (celestial waters)નાં આકાશની અંદર નીચેથી ઉપર અને ઉપરથી નીચે એવી રીતનાં વહેવાની વાત કીધા પછી તિલક જણાવે છે કે પાર્સી લખાણોમાં પણ તેઓનાં આવીજ રીતે વહેવાની વાત આવી છે. વંદીદાદની ૨૧ મી પરગર્દનાં ચોઠા ફકરા ઉપર તે આપણું ધ્યાન ખેંચે છે, અને Sacred Books of the East series નાં ચોઠા વાલમની અંદર આવેલા દારમીસ્તેતરનાં અંગ્રેજી તરજુમા ઉપર લઇ જાય છે. "As the sea Vouru-Kasha is the gathering place of the waters, rising up and going down, up the aerial way and down the earth, down the earth and up the aerial way : thus rise up and roll along! thou in whose rising and growing Ahura Mazda made the aerial way". એટલે કે "વોઉરૂકષ દર્યો પાણીઓનાં એકઠાં થવાની જગા છે, કે જે પાણીઓ ઉપર જાય છે અને નીચે આવે છે. ઉપર મીનોઇ માર્ગ ઉપર (up the aerial way) અને પછી પાછાં દુન્યાંની નીચે; (તેજ મુજબ) પાછા દુન્યાંની નીચેથી ઉપર મીનોઇ રસ્તા ઉપર : તેથી અએ વોઉરૂકષ દર્યા! તું ઉભો થા (rise up) અને આગળ વહેવા માંડ (roll along)! તું, કે જેનાં ઉઠવામાં અને જેનાં વધવામાં અહુરમજ્દે પેલો (aerial way) મીનોઇ માર્ગ બનાવ્યો છે."

વંદીદાદમાં આવેલાં આ ફકરામાં અહુરમજદનાં મીનોઇ માર્ગ (aerial-way) ની જે વાત છે, તે શરૂઆતમાં જણાવી ગયા તેમ ફ્રવર્દિન યશ્તના ૫૪ માં અને ૫૬ માં ફકરાઓમાં આવેલા 'મજદધાતેમ્ પઇતિ પન્તામ્', અને 'અઘો–બખ્તેમ્ પઇતિ યઓનેમ્' યાને મજદનાં બનાવેલા રસ્તા તથા 'બઘો–બખ્તે' બનાવેલા માર્ગની વાત સાથે એકજ છે એમ લાગે છે. વંદીદાદ વાળા ફકરામાં "વોઉરૂકષ" દર્યાને "પાણીઓનાં એકઠાં થવાની જગા" તરીકે જણાવ્યો છે, તેજ પ્રમાણે ફ્રવર્દિન યશ્તનાં છઠ્ઠા ફકરામાં પણ તેવુંજ જણાવ્યું છે. ત્યાં અરદ્વીસૂરનાં પાણીઓ 'હુકઇય" પહાડમાંથી નીકળીને 'વોઉરૂકષ' દર્યામાં પડે છે, તે દેખાડે છે કે 'વોઉરૂકષ' દર્યો અરદ્વી-સૂરનાં તેમજ બીજા પ્રવાહોનો જાણેકે એક સમુદાય છે.

તિલક કહે છે કે અવસ્તાની અરદ્વી સૂર તે વેદની સારસવત છે, કે જે સારસવત નદી દુન્યા પરની નદી નથી. તે વધુ કહે છે કે The *terrestrial* waters, nay, all things of a liquid nature on the earth, e.g. the plant sap, the blood, etc. are supposed to be produced from the *aerial* waters above by the agency of clouds and rain. યાને કે **આ** દુન્યા પરનાં પાણીઓ તેમજ બધી જાતની પ્રવાહીઓ, દાખલા તરીકે ઝાડપાનમાં રહેતો રસ, તેમજ માણસ અને જાનવરમાં ફરતું લોહી વિગેરે આકાશી પાણીઓ, આકાશી પ્રવાહોમાંથી બને છે, અને **પેલી** દુન્યા પરનાં પાણીઓ વાદલાં અને વરસાદની મારફતે **આ** દુન્યા પર આવે છે.

આકાશી પાણીઓ દુન્યવી પાણીઓનાં મૂળ છે એમ જણાવીને તિલક કહેવા માંગે છે કે દુન્યાપરની ઘણીક ચીજોનું મૂળ આકાશી પાણી-ઓમાં છે, અને તે માટે તે આપણને રશ્ને યશ્ત ઉપર લઇ જાય છે. એ યશ્તનાં ૨૯ માં ફકરા મુજબ સેતારાઓનાં મથક (star region) માં પાણીનું તોખમ છે; ફ. ૩૦ પ્રમાણે (star region) જમીનનુ તોખમ ધરાવે છે; ફ. ૩૧ મુજબ (star region) ઓર્વરનું તોખમ રાખે છે. રશ્ને યશ્તનાં લખનારની મતલબ એવી લાગે છે કે star region માંથી જે પ્રવાહો આ પૃથ્વિ ઉપર આવે છે, તેઓ પાણીનું. જમીનનું, અને ઝાડપાનનું તોખમ પોતામાં ધરાવે છે.

તિલકે જણાવેલી વિગતો પરથી આપણે વધુ મક્કમપણે જોઇએ

છીએ કે અવસ્તામાં જણાવેલી 'અરદ્વી સૂરામ્ અનાહિતામ' યાને કાંઇ પણ ગલીચી યા ભેળ વગરની નિર્મળ અને સફેદ ચળકતી ખુબસુરત અરદ્વી સૂર આ દુન્યાં પરની કોઇ પણ નદી નથી. અરદ્વી સૂર આકાશી ગંગા છે, તે આકાશી પ્રવાહો ધરાવે છે, કે જે પ્રવાહો નિરંતર આ દુન્યા ઉપર ચાલુ આવ-જા કર્યા કરે છે. તે પ્રવાહોની મદદથીજ આપણી દુન્યાં અને આપણ સર્વ ટકી રહીએ છીએ. ત્યારે અરદ્વી સૂરનાં પ્રવાહો આપણામાં ઉતર્યા કરે, આપણે તે પ્રવાહોને લાયકનાં થઇએ, એ તમામ આલમ માટે અવશ્યનું છે. અરદ્વી સૂરનાં પ્રવાહો ફક્ત જરથોસ્તીઓને માટેજ નથી, તમામ દુન્યાને માટે છે, જરથોસ્તી ધર્મ તમામ હપ્ત કેશ્વર માટે સરજાયો છે.

કહેવામાં આવે છે કે અરદ્વી સૂરની એકસરખી લંબાઇની હજાર નદીઓ હજાર નાળાંઓ છે, તે વાત માણસની અંદરની રગો (veins) વિગેરેમાં લોહીનું જે ચાલુ ઉપરથી નીચે અને નીચેથી ઉપર ફરવું છે, તેવી શરીરમાં થતી ક્રિયાને અરદ્વી સૂરનાં વહેવાની બાબદ તરીકે જણાવી છે. જો એમ હોય તો તેમાં અજબ થવાનું નથી. કારણ કે જે (macrocosm અને microcosm)ની વાત હાલનું સાયન્સ કરે છે, તેની રૂએ સૃષ્ટિની અંદર જે (macrocosm)ની ક્રિયાઓ ચાલી રહી છે, તેનું (microcosm) તરીકેનું નાના પાયા ઉપરનું એક પ્રતિમા દરેક માણસની અંદર જોવામાં આવે છે, એમ સાયન્સ કહે છે. વળી as in heaven so on earth, as above so below, એવી જે વાત ધાર્મીક લખાણો કરે છે, તે જોતાં અરદ્વી સૂરનાં પ્રવાહોનાં વહેવાની ક્રિયા આપણ માણસોનાં શરીરમાં પણ થતી હોય તો તેમાં અજબ થવાનું નથી. પણ તે મક્કમપણે પુરવાર કરવા પછી તેમાં માનવાનું છે. આ બાબદમાં ભણેલા વિચારવંત સાહેબો વધુ જણાવશે તો આપણને ઘણું શીખવાનું મલશે.



## ફ્રવશીઓમાં કોઇ ચઢ-ઉતર દરજ્જા નથી, તેઓ સર્વ એકજ દરજ્જાનાં છે.



### "અષવન માણસોનાં ત્રણ ચઢ-ઉતર તબક્કા" અવસ્તાએ જણાવ્યા નથી.

અહુરમજદનો પોતાનો સ્પેન્તા મઇન્યુ, જેને પવિત્ર ગાથામાં "થ્વા મઇન્યુ" એટલે "તારો મીનો" તરીકે ઓળખ્યો છે, તે અહુરમજદમાંથી ઉભો થયો છે, તેમજ વળી હાદોખ્ત નુસ્કમાં જણાવ્યા પ્રમાણે આ બન્નેમાંથી ફ્રવશીઓ ઉભી થઇ છે. આ કારણે અહુરમજદ, સ્પેન્તા મઇન્યુ તથા ફ્રવશીઓ પોતાની જાતમાં, in their own essence, એકજ છે, અને ફ્રવશીઓ સૃષ્ટિનાં કારોબારમાં ગમે એવાં આલા યા ઓછે દરજ્જેનાં કામોમાં રોકાયલી હોય, તે છતાં તેઓની પોતાની અહુરમજદી ખાસેસીમાં કોઇપણ વખતે, કોઇપણ કારણે, કાંઇપણ ન્યુનતા, કાંઇપણ કમીપણું આવી શકતું નથી.

આપણા વિષયની બાબદ કાંઇક ગુંચવાયલી તેમજ તકરારી પણ છે, તેથી વિનંતિ છે કે અત્રે જે પણ કહેવામાં આવે તેનાં ગુણદોષમાં નિખાલસ રીતે ઉતરવું.

ફ્રવર્દિન યશ્તમાંથી એક વાત બાહર આવે છે, અને તે એ કે મીનોઇની તેમજ ગેતીની તમામ વસ્તુઓમાં તેમજ હસ્તિઓમાં એક એક છુટું ફ્રરોહર કામ કરી રહયું છે. મીનોઇ હાલતમાં અહુરમજદનું પોતાનું, તેમજ 'અમેષા સ્પેન્તાઓ'નું, તેમજ યજદોનું એક એક છુટું ફ્રરોહર છે. તેજ પ્રમાણે ગેતીની દુન્યામાં ખનીજ વર્ગ, વનસ્પતિ વર્ગ, જાનવરી વર્ગ, તેમજ માણસોનાં વર્ગનું એક એક છુટું ફ્રરોહર છે. આ બધાં છુટાં છુટાં કામ કરતાં ફ્રરોહરોને એકજ નામે ઓળખ્યાં છે. તેઓને 'અષાઉનાંમ્ વંઘહુઇશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો' એટલે "અષોઓનાં ભલાં સુરાં અને આબાદી કરનાર ફ્રરોહરો" એવાં એકજ નામે ઓળખ્યાં છે. ફ્રવર્દિન યશ્તનાં ત્રીજાથી ચોવીસમાં કર્દાઓ, જેમાં જુદાં જુદાં, તેમજ સામટાં ફ્રરોહરોની વાત આવી છે, તે કર્દાઓની શરૂઆત ઉપર જણાવેલા એકજ સામાન્ય comprehensive નામે કીધી છે. પણ તે છતાં જ્યારે

માણસોનાં ફ્રેશહરોની વાત આવે છે, ત્યારે તે ફ્રેશહરોને "પર્ઑઇર્ય તકએષનાંમ્ ફ્રવષયો" અને "નબાનજદિશ્તનાંમ્ ફ્રવષયો" એવાં ખાસ નામે ઓળખ્યાં છે, કે જે બંન્ને ઉપર જણાવેલાં એકલાં એકજ સામાન્ય નામે જણાવેલાં "અષાઉનામ્ ફ્રવષયો"ની અંદર સમાઇ ગયલાં છે.

## "પર્ઑઇર્ય તકએષનાંમ્ ફ્રવષીનાંમ્"ની સમજણ.

સાધારણ રીતે એમ સમજવામાં આવે છે કે "પર્ઑઇર્ય તકએષનાંમ્" એટલે અષો જરથુશ્ત્રની આગમજની થઇ ગયલા 'પર્ઑઇર્ય તકએષ' યાને પહેલા 'તકએષ' એટલે ધર્મવાળાઓ. હવે જરથુશ્ત્રની આગમજનાં હજારો વર્ષોમાં એકથી વધુ તકએષો યાને ધર્મો, થઇ ગયા હોવા જોઇએ. તેમાંના કેટલાક ધર્મો પયગામ્બરનાં વખતમાં પણ જાયજ હોવા જોઇએ. આવા અનેક ધર્મમાં એક ચોકસ ધર્મ હતો, જે 'પર્ઑઇર્ય તકએષ'ને નામે જણાયલો હતો અને જરથુશ્ત્ર પોતે એક 'પર્ઑઇર્ય તકએષ' હતા. ત્યારે આ 'પર્ઑઇર્ય તકએષ' યાને પહેલો 'તકએષ' યા ધર્મ ચોકસ સારી ખાસ્યતો ધરાવતો હોવો જોઇએ. ફ્રવર્દિન યશ્તનાં ૧૫૧ માં ફકરામાં આ ધર્મ પાલનારાઓની સારી ખાસ્યતો જણાવી છે. "રાસ્તીને લાયકના, માંથ્રવાની તરફ મોહબત રાખનારા, રવાનની ઉપર મોહબત રાખનારા તથા તમામ ખુબીને (ભલાઇને) બધી રીતે લાયક ગણાયલા પોર્યોતકેશાને હમો માન સાથે યાદ કર્યે છીએ (યઝમઇદે)."–કાંગાજીનો તરજુમો. આવી ખુબીવાળા પર્ઑઇર્ય તકએષ ધર્મમાં માનવાવાળાઓ ફક્ત અષો જરથુશ્ત્રની આગમજનાંજ માણસો હતાં એમ નથી કારણ કે યશ્તનાં ૧૫૦ માં ફકરામાં કહ્યું છે કે "પોર્યોતકેશો જેઓ આગળ થઇ ગયા (યોઇ આઓંઘહરે), જેઓ હવે પછી થશે (યોઇ બાબ્રુવરે), અને જેઓ હાલે જીવતા છે (યોઇ હેન્તિ)...(તેઓને પણ) હમો માન સાથે યાદ કર્યે છીએ (યઝમઇદે)." આવી ખુબીવાલા 'પર્ઑઇર્ય તકએષ' ધર્મને અવસ્તામાં ફક્ત તકએષ યાને કિષ તરીકે ઓળખ્યો છે. તેને દએના એટલે દીન તરીકે ઓળખ્યો નથી. ફક્ત જરથોસ્તી ધર્મનેજ "દએનાંમ્ માજ્દયસ્નીમ્" યાને "મજ્દયસ્ની દીન" તરીકે ખાસ ઓળખ્યો છે. કારણ આ "દએના" તે તમામ સૃષ્ટિમાં રહેલી દીન છે, એટલે કે તમામ સૃષ્ટિમાં રહેલું રહસ્ય તે જાણે માજ્દયસ્ની દીન છે. આ રીતે તકએષ યાને કિષ અને દીન વચ્ચેનો અતિ અગત્યનો ફરક ધ્યાનમાં રાખી મુકવાનો છે. આવી બુલંદ દએના યાને દીન ફક્ત જરથુશ્ત્રનેજ પહેલ-

વહેલાં અહુરમજ્દે આપી હતી અને આ કારણને લીધેજ પવિત્ર ગાથા હા. ૨૯ ના, ૮ માં ફકરામાં બાપોકાર જણાવ્યું છે કે ફક્ત જરથુશ્ત્ર એકલાએજ મજ્દની શિખામણો સાંભળી હતી. "યો અએવો સાસનાઓ ગુષતા." ગાથાનાં આવા શબ્દોમાં કશીપણ અતિશ્યોક્તિ નથી. તેમાં સચ્ચાઇ રહેલી છે ફક્ત જરથુશ્ત્રને એકલાનેજ દીન મલી હતી, તે બાબદ આપણે પુરી રીતે સમજતા નથી, અને આપણામાંના કેટલાક જરથોસ્તી સાહેબો તેવું કબુલ કરવા કે સમજવા પણ માંગતા નથી! તેનાં કારણમાં આપણે અત્રે ઉતરીશું નહી.

ફ્રવર્દિન યશ્તનાં વિશાળ દૃષ્ટિવાલા અને બુદ્ધિશાળી લખનાર ત્યારે માનતા હતા કે હર જમાને આ દુન્યા ઉપર જરથોસ્તી નહિ એવાં ઘણાં માણસો પેદા થાય છે કે જેઓ ઉપર વર્ણવેલી 'પઓઇર્ય' ત્કએષ'ની ખાસ્યતો ધરાવે છે, અને તેઓ પણ ખરા જરથોસ્તીઓની માફક આયંદે અહુર-મજ્દને, ખુદાને, પહોંચી શકશે. જરથોસ્તી દીન અષોઇની દીન છે, અને અષોઇની પુઠે ચાલનાર દુન્યાનાં તમામ અષો માણસો ખુદાને પહોંચી શકે છે, એવું જણાવવાને માટે ફ્રવર્દિન યશ્ત તેઓનાં ફ્રોહરોને પણ 'યજમઇદે' કરવા જણાવે છે. ઘણાક સાહેબો આ તરફ પુરૂં લક્ષ દોડાવતા નથી, એ ફક્ત તે સાહેબોની કમનસીબી છે. જરથોસ્તી દીનની કમનસીબી નથી.

અત્યાર સુધીમાં જે સમજણ લઇ ગયા તે પ્રમાણે 'પઓઇર્ય' ત્કએષ'ની અંદર યશ્તનાં ૧૫૧ માં ફકરામાં જણાવેલી સારી ખાસ્યતો ધરાવનારા અષો માણસો કે જેઓ ગયોમર્દ પછી, પણ અષો જરથુશ્ત્રની આગમજ થઇ ગયાં, તેમજ જરથુશ્ત્રની પછીથી સઓષયંત સુધીનાં થઇ ગયલાં, હાલે હૈયાત અને હવે પછી થનારાં છે, તેવાંઓમાંનાં અષો માણસોનાં ફ્રોહરોને પઓઇર્ય ત્કએષનાંમ્ ફ્રવષીનાંમ્ એટલે પઓઇર્ય ત્કએષવાળાઓનાં ફ્રોહરો તરીકે બોલીને યશ્તમાં તેમજ બીજે ઠેકાણે યજ્ એટલે આરાધ્યાં છે, માન સાથે યાદ કીધાં છે.

## જરથોસ્તી દીન અષો માણસોનેજ યજ કરે છે.

અત્રે એક અગત્યની બાબદ યાદ રાખવાની છે કે જરથોસ્તી ધર્મની અંદર તમામ સારી ચીજો તથા તમામ સારાં માણસોનીજ યાદ કરવામાં આવે છે. અને તે કારણે ફક્ત અષો માણસોનાં ફ્રોહરોનેજ યાને

"અષાઊનાંમ્ ફ્રવષીનાંમ્" નેજ યજ કરવામાં આવે છે. જે અન–અષો યાને અષો નહિ એવાં માણસો હોય તેઓનાં ફ્રેરોહરોને તે માણસોનાં નામ સાથે યજ કરવામાં આવતાં નથી. અષો કોણ અને અન–અષો કોણ તેની વ્યાખ્યા આપણા જેવા સાધારણ માણસોથી નક્કિ થઇ શકે નહિ. તે વ્યાખ્યા રૂઢીસર નક્કિ કરવાવાળાં ફક્ત થોડાંકજ અષો માણસો કામેલ હોઇ શકે. આવાં અષો માણસોએ ફ્રવર્દિન યશ્તમાં તેમજ ધુપ–નીરંગમાં મજકુર ભણતરો રચાતાં તેમાં કોઇક રૂઢીસર ચોક્કસ નામો આમેજ કીધાં છે. પણ હાલનાં જમાનામાં આપણી જરથોસ્તી કોમે કોઇ ચોક્કસ વ્યાખ્યા નક્કિ કીધી નથી, અને તેથી ગમે તેનાં નામો ધુપ–નીરંગમાં દાખલ કરવામાં આવે છે! આવી રીતે "પર્ઓઇર્ય તકએષનામ્ ફ્રવષીનાંમ્"ની સમજણ લઇને હવે આપણે "નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષીનાંમ્"ની સમજણ લેવા માંગ્યે છીએ.

## નબાનજ્દિશ્તનાંમ ફ્રવષીનાંમ્ની સમજણ.

'નબાનજ્દિશ્તનાંમ્'ની અંદર અષો જરથુસ્ત્રની પછી સઓશ્યંત સુધીનાં જરથોસ્તી દીનમાં માનવાવાળાં માણસો સમાઇ જાય છે. આ 'નબાનજ્-દિશ્ત'વાળાં માણસોમાં જેઓ અષો થઇ ગયાં, તેવાં **અષો** માણસોનાં ફ્રેરોહરોને "નબાનજદિશ્તનાંમ્ ફ્રવષીનાંમ્" એવા શબ્દોથી યજ્ કરવામાં યાને આરાધવામાં આવે છે.

આ પ્રમાણે ગયોમર્દથી સઓશ્યંત સુધીનાં થઇ ગયલાં **તમામ અષો** માણસોનાં ફ્રેરોહરોને "અષાઊનાંમ્ ફ્રવષીનાંમ્" તેમજ "અષાઊનાંમ્ વંઘૂહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો" એવાં એકજ સામાન્ય નાંમથી યજ્ કરવામાં આવે છે. અને આગળ જણાવી ગયા તેમ તેમાં અહુરમજ્દનાં અમેષા સ્પેન્તાઓનાં અને યજદોનાં ફ્રેરોહરો પણ સમાઇ ગયાં છે. આ છતાં આ "અષાઊનાંમ્ ફ્રવષીનાંમ્"ની અંદર જયારે ફક્ત અષો **માણસો** માટે અને તેઓનાં ફ્રેરોહરોને માટે બોલવાનો મોકો આવે છે, ત્યારે તે માણસોને બે વિભાગોમાં વહેંચીને તેઓને 'પર્ઓઇર્ય તકએષ' અને 'નબાનજ્દિશ્તનાંમ્'વાળાં માણસો તરીકે જણાવ્યાં છે કે જે બે વિભાગોની સમજણ આપણે ઉપર પ્રમાણે લીધી છે. આ બે વિભાગોની અંદર, આગળ જણાવી ગયા તેમ, ગયોમર્દથી સઓશ્યંત સુધીનાં થઇ ગયલાં, હાલનાં હૈયાત અને હવે પછી થનારાં તમામ **અષો** માણસોનાં ફ્રેરોહરોને યશ્તનાં ૧૪૫ માં ફકરામાં "વીસ્પાઓ અષાઊનાંમ્

વંઘુઉહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઈદે, યાઓ હચ ગયાત્ મર્ઈથનત્ આ સઓષ્યંતાત્ વૅરેથ્રઘ્નત્" એવા શબ્દોથી યજ કરવામાં આવ્યાં છે.

આપણા વિષયની મૂળ નેમ એવું પુરવાર કરવાની છે કે જરથોસ્તી દીનમાં જણાવેલાં તમામ ફરોહરો પોતાની જાતમાં, in their own essence, એક સરખા આલા દરજ્જાનાં છે. તેઓમાં કોઈપણ ચઢ ઉતર દરજ્જા નથી. આ કારણે આપણી ફ્રવર્દિન યશ્તમાં હમેશાં તમામ અષોઓનાં ફરોહરોને "અષાઉનામ વંઘુઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો" એવાં એકજ નામે ઓળખ્યાં છે. ફરક એટલોજ રાખ્યો છે કે ફકરા ૮૦ થી ૮૪ માં અહુરમજ્દની પોતાની સર્વથી શ્રેષ્ઠ, સર્વથી બળવાન વિગેરે ફ્રવષીને માટે બોલતાં ત્યાં અહુરમજ્દ અને અમેષા-સ્પેન્તાની ફ્રવષીઓ માટે "પઓઇર્યનાંમ્" એટલે "પહેલી" એવો ખાસ લોગત વાપડયો છે. તેઓને "પઓઇર્ય-ત્કએષનાંમ્" તરીકે જણાવી નથી, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. વધુ એમ લાગે છે કે આ "પઓઇર્યનાંમ્"ની અંદર ફકરા ૮૫ અને ૮૬ માં જણાવેલાં બીજાં નામો સમાઇ જાય છે. તમામ ફરોહરો પોતાની જાતમાં હમેશાં એક સરખાં આલા દરજ્જાના છે, એવું અસલથીજ માનવામાં આવ્યું છે પણ હાલના જમાનામાં થોડોક વખત થયાં કાંઇક જુદુંજ ગણવા સમજવા કે સમજાવવામાં આવે છે એવું જણાય છે.

મર્હુમ વિદ્વાન શેઠ બેહેરામશાહ નવરોજી શરાફે "ઉરવાનનાં ગુજરવા બાદ પહેલ્લા ચાર દીવસની જરતોસ્તી ક્રીયાઓની મોતેબરી" એવાં નામની ઇલ્મે ક્ષ્નૂમના સાહિત્યની સીરીઝની નં. ૩ વાળી ચોપડીનાં ૮૨ માં પાનાં ઉપર "ઇલ્મે ક્ષ્નૂમ"ની મતલબ સમજાવી છે. તેજ મુજબ તેવણ સાહેબનાં ગુજર પામવા બાદ તેવણના એક વિદ્વાન ચેલા દાકતર ફરામરોજ સોરાબજી ચીનીવાલાની "ક્ષ્નૂમ નીકીઝે વેહદીન" નામની મહાભારત કેતાબની અંદર ઘણી ઘણી બાબદો એટલી તો લંબાણથી અને ઉંડાણથી ભરપુર આપવામાં આવી છે, કે તે બાબદો ઘડીભર આપણાં મગજને ચકભમ કરી નાંખે છે. આ કેતાબનાં પહેલાં વાલમનાં ૩૧૧ માં પાના ઉપર "ઇનસાનોનાં રવાનોનાં કુલે વર્ગો" એવાં મથાળાં હેઠળ "અષવન" માણસોનાં ત્રણ વિભાગો જણાવ્યા છે.—"અશોનાંમ, ચેર્યોતેકેશનામ્ અને નબાનજ્દિસ્તનામ." તેમાં "અશોનાંમ્ રવાનો શરૂઆતનાં

દરજ્જાનાં, પોર્યોતકેશનામ રવાનો ઓર આગલ વધેલાં, તથા નબાનજ્દિસ્તનામ રવાનો તે પોર્યોતકેશ કરતાંબી આલા છે,'' એમ જણાવ્યું છે.

આપણા આ વિષયમાં આપણે તો દલીલ કીધી છે કે અવસ્તા તમામ અષો **માણસોનાં ફરોહરોને** 'પર્ઑઇર્ય તકએષનાંમ્ ફ્રવષયો' અને "નબાનજ્દિસ્તનાંમ્ ફ્રવષયો' એવા બે વિભાગોમાં વહેંચે છે, અને તેની ખરી મતલબ આપણે લંબાણથી જોઇ છે, ત્યારે ઇલ્મે ક્ષ્નૂમ માણસોનાં **રવાનોને** ઉપર જોવા પ્રમાણે ત્રણ વિભાગોમાં વહેંચે છે. ત્યારે સવાલ ઉભો થાય છે કે આ ત્રણ વિભાગો માટે ક્ષ્નૂમનો આધાર શું છે? યાને અવસ્તામાં આ ત્રણ વિભાગોની વાત કયાં આવી છે? અવસ્તા તમામ **અષો માણસોનાં ફરોહરોને** બે વિભાગોમાં વહેંચીને, તેઓને "અષાઉનાંમ્ ફ્રવષયો"ની અંદર, બીજી રીતે બોલતાં "અષાઉનાંમ્ વંઘ્ઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો"ની અંદર સમાવી દે છે, કે જે "અષાઉનાંમ્...ફ્રવષયો"ની અંદર આગલ કહી ગયા તેમ ખુદ અહુરમજ્દનાં તેમજ અમેષાસ્પેન્તાઓનાં અને યજદોનાં ફરોહરો સમાઇ ગયાં છે, ત્યારે ઇલ્મે ક્ષ્નૂમે "અષાઉનામ્" શબ્દ જે અવસ્તા શબ્દ છે, તેને "અશોનામ" શબ્દ, જે **અવસ્તા** 'અષાઉનાંમ્'નું બગડેલું રૂપ છે, તેની અંદર ફેરવી નાંખીને પછી અવસ્તાવાળા પર્ઑઇર્ય તકએષનાંમ્ અને નબાનજ્દિસ્તનાંમ્ શબ્દો કાયમ રાખીને યાને અવસ્તામાં આવેલા આ ત્રણ શબ્દો જે ફક્ત **ફરોહરોને** માટેજ વપડાયા છે તેનો જાણે કે અનાદર કરીને—તેઓને માણસોનાં **રવાનોનાં** ત્રણ કહેવાતા ચઢઉતર દરજ્જાને લાગુ પાડી દીધા છે. આમ કરવામાં અવસ્તાનો આધાર શું છે, તે જાણવાને આપણે તત્પર રહીશું.

આપણે શરૂઆતમાં દલીલ કીધી છે કે ગયોમર્દથી સઑશ્યંત સુધીનાં તમામ માણસોને પર્ઑઇર્ય તકએષ અને નબાનજ્દિસ્ત એવા બે વિભાગોમાં વહેંચીને, તેઓમાંના અષાઉનાંમ્ યાને અષો માણસોનાં **ફરોહરોને** ઉપલા બે વિભાગોમાં વહેંચી નાંખ્યા છે, તે બાબદમાં એક વધુ ખુલ્લી દલીલ રજુ કર્યે છીએ. ફ્રવર્દિન યશ્તની શરૂઆતમાં તેમજ યશ્તમાં જાબજા આવેલા, વળી તેજ પ્રમાણે યજશ્નના છવીસમાં હામાં આવેલા "અષાઉનાંમ્ ફ્રવષીનાંમ્ ઉગ્રનાંમ અઇવિ-થુરનામ, પર્ઑઇર્ય તકએષનામ ફ્રવષીનામ, નબાનજ્દિસ્તનાંમ્ ફ્રવષીનાંમ્" એવાં વાકય ઉપર આપણે ધ્યાન

પુગાડયે. આ વાકયમાં "પર્ઑઇય્ર્ તકએષનાંમ્–ફ્રવષીનાંમ્" અને "નબાનજ્દિશ્તનાંમ્–ફ્રવષીનાંમ્" વાળા બે વિભાગોને "અષાઉનાંમ્" શબ્દ લગાડયો નથી, કે જે શબ્દ "ફ્રવષીનાંમ્"ને લગાડયો છે. આ દેખાડે છે કે "અષાઉનાંમ્–ફ્રવષીનાંમ્"ની અંદરજ **અષો માણસોનાં ફ્રેરોહરો** માટે વપડાયલા પર્ઑઇય્ર્ તકએષ અને નબાનજ્દિશ્ત એવા બે વિભાગો સમાઇ ગયલા છે. આ ઉપરથી સમજાય છે કે અહુરમજ્દ, અમેષાસ્પૅન્તાઓ તથા યજદો, તેમજ અષો માણસોનાં ફ્રેરોહરો,——આ બધાં ફ્રેરોહરોને "અષાઉનાંમ્ ફ્રવષીનાંમ્" એવા એકજ નામે સંબોધીને તેઓને યજ્ કીધાં છે, આરાધ્યાં છે. ત્યારે ઇલ્મે ક્ષ્નૂમે જણાવેલાં "અશોનાંમ્, પોર્યોતકેશનામ્ **અને** નબાનજ્દિશ્તનાંમ્" માણસોનાં **રવાનોને** લગતા કોઇ કહેવાતા **ત્રણ ચઢઉતર દરજ્જા** દેખાડવાને માટે વપડાયા નથી.

આપણે આ બાબદમાં એક વધુ મુસ્તકીમ દલીલ કરી શકયે છીએ, અને તે એકે જો આ પાછળા બે, પહેલા યાને 'અષાઉનાંમ્' યા ઇલ્મે ક્ષ્નૂમે જણાવેલા 'અશોનામ' ફ્રવષીનાંમ્થી જુદા હતે તો અવસ્તાનાં વ્યાકરણને કાયદે આ પાછલા બેની પછવાડે "ચ" એટલે "અને", "and"ની મતલબ દર્શાવતો enclitic particle, પ્રત્યય લાગુ પાડયો હતે, કે જેવું અવસ્તામાં હમેશાં કરવામાં આવ્યું છે. દાખલા તરીકે, અવસ્તામાં માણસોની અંદરનાં જે પાંચ તત્વો દેખાડયાં છે, તેઓ એક બીજાથી જુદાં છે એવું દેખાડવાને માટે દરેકની પછવાડે "ચ" પ્રત્યય લગાડયો છે જેમકે અહૂમ્ચ, દએનાંમ્ચ, બઓધસ્ચ, ઉર્વાનેમ્ચ, ફ્રવષીમ્ચ યજ્મઇદે, યાને કે હમો માણસોનાં અહુ, અને દએના, અને બુદ્ધિ, અને રવાન, અને ફ્રવષીને આરાધ્યે છીએ.

ઉપર જણાવેલાં ફ્રવર્દિન યશ્ત તેમજ યજશ્નનાં હા. ૨૬ માં આવેલાં વાકયમાં અષાઉનાંમ્ ફ્રવષીનાંમ્, તેમજ પર્ઑઇય્ર્ તકએષનાંમ્ ફ્રવષીનાંમ્, તેમજ નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષીનાંમ્‌ને, તેમાંના કોઇને પણ "ચ" પ્રત્યય લગાડયો નથી, ત્યારે પાછલાં બે પહેલા અષાઉનાંમ્ ફ્રવષીનાંમ્માંજ સમાઇ ગયલાં છે, એવું સિદ્ધ થાય છે. જો એમ છે, તો પછી ઇલ્મે-ક્ષ્નૂમ કહે છે કે અશોનામ (અવસ્તા 'અષાઉનાંમ્'નું બગડેલું રૂપ) પોર્યોતકેશનામ અને નબાનજદિશ્તનાંમ તો "અશવન માણસોનાં ત્રણ ચઢઉતર તબક્કા" છે, તેવું બોલવું અવસ્તામાંથી પુરવાર થતું નથી એમ લાગે છે. ઇલ્મે-ક્ષ્નૂમ વધુ જણાવે છે કે "નબાનજદિશ્તનાંમ વાલાં

રૂવાનો સર્વથી આળા દરજ્જાનાં છે, તેઓ તો લગભગ પ્રજદ જેવાં રહે છે." હવે આવું બોલવામાંથી એક અગત્યનો અને ગંભીર સવાલ ઉભો થાય છે. તમામ જરથોશ્તી આલમ માને છે, અને તેવુંજ માનવું જોઇએ, તેજ પ્રમાણે ઇલ્મે-ક્ષ્નૂમ પણ માને છે કે, અષો નર જરથુસ્ત્રનો દરજ્જો તમામ માણસજાતમાં સર્વથી ચઢયાતો છે. અવસ્તાએ તેવણને **ગેતીનાં** એક યજદ તરીકે જણાવ્યા છે. તમામ માણસોમાં **એકલા** જરથુસ્ત્રનીજ **ઞ્નુમન્** ભણાય છે. તેવણ **એકલાએજ** અહુરમજદની "સાસનાઓ" યાને શિખામણો સાંભળી હતી એમ પવિત્ર ગાથા જણાવે છે. આવા સર્વોત્તમ દરજ્જાવાળા અષો નર જરથુસ્ત્રને ફ્રવર્દિન યશ્તનાં ૧૫૨ માં ફકરામાં "સઘળી હાડમંદ અંધુહુના સાહેબ તથા સરદાર" તરીકે જણાવીને **તેવણને 'પઑઇર્ય તકએષ' કહ્યા છે.** વળી એજ યશ્તનાં ૯૦ માં ફકરામાં તેવણને "યો સૂરો વીસ્પો-હુજ્યાઇતીશ પઑઇર્યો-તકએષો દખ્યુ-નાંમ્" યાને "તેવણ દેશોમાં જીંદગીનું તમામ સુખ આપનાર (યા સારી જીંદગી વાળો?) પોર્યોતકેશ હતા" એમ જણાવ્યું છે. (કાંગાજીનો તરજુમો.) **આ પ્રમાણે જરથુશ્ત્રને 'પઑઇર્ય તકએષ'** કહ્યા છે.

હવે ઇલ્મે-ક્ષ્નૂમની સમજણ પ્રમાણે માણસોનાં રવાનોનાં ત્રણ ચઢ-ઉતર દરજ્જાની અંદર "પોર્યોતકેશનામ વાલાં રૂવાનો" તો ફકત વચલો યાને બીજો દરજ્જો ધરાવે છે. પણ જયારે અવસ્તાએ જરથુસ્ત્રને "પઑઇર્ય તકએષ" કહ્યા છે, ત્યારે તે સમજણ પ્રમાણે જરથુસ્ત્રનો દરજ્જો ફકત વચલા દરજ્જાનો હતો, એમ થઇ જાય છે. વળી તેવણ "નબાનજદિસ્ત-નાંમવાલાં રૂવાનો જેઓ સર્વથી આલા દરજ્જાનાં છે, જેઓ તો લગભગ પ્રજદ જેવાં રહે છે" તેઓમાંના એક ન હતા, એમ થઇ જાય છે, કારણ કે અવસ્તાએ તેવણને એક "પઑઇર્યો તકએષ" તરીકેજ જણાવ્યા છે! અવસ્તાએ તેવણને "ગેતીનાં યજદ" તરીકે જણાવ્યા છે છતાં તેવણને "પઑઇર્યો-તકએષ" તરીકેજ વર્ણવ્યા છે, ત્યારે ઇલ્મે-ક્ષ્નૂમ અને અવસ્તા વચેનો આ ગુંચવાડો સહેલથી મટે એમ લાગતું નથી. આ બાબદમાં આપણે કોણની ઉપર આધાર રાખ્યે? ઇલ્મે-ક્ષ્નૂમની ઉપર, કે અવસ્તાની ઉપર?

## અવસ્તાનું "અષાઉનાંમ" કે "અષાઉનામ"નું ફકત અપભ્રંશ થયલું "અશોનાંમ"? આ ફેરફારનું કારણ શું.

**અવસ્તાએ "અષાઉનાંમ્ ફ્રવષીનાંમ્, પઑઇર્યો તકએષનાંમ્-ફ્રવષીનાંમ્,**

અને નબાનજ઼્દિશ્તનાંમ્–ફ્રવષીનાંમ્"વાળાં વાકયમાં ફકત ફ્રેરોહરોને માટેજ વાત કીધી છે. ઇલ્મે-ક્નૂમએ ઉપલા ત્રણેને ફક્ત માણુસોના રવાનોને લાગુ પાડયા છે. તેમ કરતાં પાછળા બે શબ્દોને કાયમ રાખ્યા છે પણ પહેલા અવસ્તા અષાઉનાંમ્ શબ્દનું રૂપાંતર કરીને તેને "અશોનામ"માં બદલી નાખ્યો છે. કારણ શુ. ? વિચાર કરતાં માલમ પડે છે કે અવસ્તાવાળો "અષાઉનાંમ્" શબ્દ તેઓથી વાપડી શકાય નહિ, કારણુ કે તે સાહેબો સારી પેઠે જાણે છે કે અવસ્તા "અષાઉનાંમ્" શબ્દની અંદર તો અહુરમજ઼્દ, અમેષાસ્પૅન્તાઓ, તેમજ યજ઼્દોની વાત પણ આવી જાય છે, પણ ઇલ્મે-ક્નૂમ તો અવસ્તાવાળા ઉપલા ત્રણને, ફકત માણુસો માટેજ અને તેબી માણુસોનાં રવાનોને માટેજ વાપડવા માંગે છે. આ કારણે તેઓએ "અષાઉનામ"નો અપભ્રંશ રૂપવાળો પણ અવસ્તા શબ્દનીજ મતલબ ધરાવતો "અશોનાંમ" શબ્દ વાપડયો! અને આવી કાંઇ પણ આધાર વગરની ફેરબદલીથી અવસ્તાએ જે શબ્દો ફ્રેરોહરોનેજ લાગુ પાડેલા, તેઓને ઇલ્મે-ક્નૂમે માણુસોને યાને માણુસોનાં રવાનોનેજ લાગુ પાડયા! આપણે પાછું પુછયે કે એમ કાંય? આમ કરવા માટે અવસ્તાનો આધાર શું છે?

આપણે જે ઉપર લખ્યું છે તે બિનતાસુબીએ એક અભ્યાસીની નજરે સત્ય શું છે તે જોવા જાણવાની મતલબથીજ લખ્યું છે, એમ મેહરબાનીની રાહે ધ્યાનમાં રાખવાનું છે.

અત્યાર સુધીમાં આપણી નામીચી પણ અતિ લાંબી ફ્રવર્દિન યશ્તમાંથી આપણા વિષયની બાબદ તારવી કહાડવાની કોશેષ કીધી છે, અને તે એ કે ફ્રવષીઓનાં, યાને ફ્રેરોહરોનાં, કોઇ કહેવાના ચઢઉતર દરજ્જા નથી. વળી જ્યારે તમામ ફ્રેરોહરો અહુરમજ઼્દ અને સ્પેન્તામઇન્યુમાંથી ઉભાં થયાં છે, તેઓને અહુરમજ઼્દે પેદા create કીધેલાં નથી, ત્યારે, યાને આ બે કારણો સર આપણે કહીએ છીએ કે ફ્રેરોહરોમાં કોઇ દરજ્જા નથી, તેઓ બધાં એક સરખી ઉંચી અહુરમજ઼્દની ખાલેસ હાલતવાળાં છે. અહુરમજ઼્દ સર્વ વ્યાપક છે, તે તમામે તમામ ખલ્કતમાં પંથરાઇ રહેલો છે, તેમજ તે પોતાની પેદાયશોમાં કેવી રીતે કામ કરે છે, તે હાલત જણાવવાને માટે ફ્રેરોહરોની ફીલસુફી ઘણી અગત્યની છે, અને આપણને લાગે છે કે જો કે ફ્રેરોહરો છુટાં છુટાં કામ કરતાં હોય એવું જણાય છે, યાને કે તેઓ અહુરમજ઼્દથી છુટાં પડીને કામ કરતાં

હોય, તેવું જણાય છે, છતાં મૂળ હકીકતમાં તેવું કશું નથી. અહુરમજદનું અસ્તિત્વ નહિ ભાંગે એવું અખંડ છે. પવિત્ર ગાથાનાં હા. ૩૧, ૭ માં જણાવ્યા પ્રમાણે અહુરમજદ હમેશાં "હામો" યાને એક સરખો છે, તો પછી ખુલ્લું છે કે તેનામાંથી ઉભાં થયલાં ફરોહરો છુટાં છુટાં યાને અહુરમજદથી જુદાં પડીને કામ કરતાં નથી. તેમ હોય તો અહુરમજદ અસંખ્ય ભાગોમાં વહેંચાઇ જાય છે એમ થાય, અને અહુરમજદની પોતાની unbreakable unity, તેની પોતાની અખંડતા કાયમ રહે નહિ. વળી, કોઇ બીજે ઠેકાણે, આત્માને અહુરમજદનો અંશ ગણવામાં આવે છે. આત્માઓ અનેક છે, તેમજ એક બીજાથી જુદા અને છુટા છે. તેઓ છુટા છુટા કાર્ય કરે છે, તો તે કારણે આ બાબદમાં પણ અહુરમજદની અખંડતા કાયમ રહેતી નથી યાને અહુરમજદ 'હામો' હમેશાં એકસરખો રહેતો નથી!

આગલ જણાવેલા વિચારો પરથી આપણે કહીએ છીએ કે જે પ્રમાણે અહુરમજદ વહેંચાઇ જવા વગર તમામે તમામમાં વ્યાપિ રહ્યો છે (જુઓ હોરમજદ યશ્ત, "મારૂ ત્રિજુ નામ અવિ-તન્યો યાને સર્વ-વ્યાપક છે.") તેજ પ્રમાણે ફરોહરો પણ તમામે તમામમાં વહેંચાઇ જવા વગર કામ કરી રહ્યાં છે. અહુરમજદની અને તેનાં ફરોહરોની સર્વ-વ્યાપકતામાં કશો ફરક નથી. તેમજ વળી જેમ અહુરમજદ ગેતીની પેદાયશોમાં કામ કરતો હોવા છતાં પોતાની અસલ સંપુર્ણ ખાલેસ હાલત સાચવી શકે છે, તેજ પ્રમાણે ફરોહરો પણ ગેતીની પેદાયશોમાં કામ કરતાં હોવા છતાં પોતાની અસલ સંપુર્ણ ખાલેસ હાલત સાચવી શકે છે. નામીચી ફ્રવર્દિન યશ્તમાંથી આ હાલત સમજી શકાય છે, અને તેથી ઉપર કહ્યું તેમ ફરોહરોમાં કોઇ દરજ્જા નથી એ આપણા વિષયની મુખ્ય બાબદ સમજી શકાય છે.

## સ્તોમ યાને સ્તૂમનાં ટુંકાં ભણતરમાંથી ફરોહરોમાં કોઇ દરજ્જા નથી, એ બાબદ વધુ ખુલાસાથી સમજી શકાય છે.

સ્તુમનું ભણતર ઘણુંજ મોતેબર છે. વળી તે એટલું નાનું છે કે કોઇપણ સાધારણ વાંચનાર તે ભણતર પોતાની સનમુખ રાખીને આપણે જે કહેવા માંગ્યે છીએ તે વિગતે પણ સહેલથી સમજી શકે. સ્તુમનું ભણતર એવી સહેલ અને સુંદર રીતે રચાયલું છે કે દરેક જરથોસ્તી ગ્રહસ્થ અને બાનું પોતાનાં વહાલાંઓનાં ગુજરવાના દિવસે યા કોઇપણ દિવસે તે ચાલુ

ભણી શકે. અને વળી જો **તેની સમજણ** લે, તો આપણુને લાગે છે કે તે સમજણથી આપણાં પવિત્ર ધર્મની ખુબી અને ફીલસુફી સહેલથી ગ્રહણ કરી શકે. આ ભણુતર કોઇપણ જરથોશ્તી ગ્રહસ્થ યા બાનુ ધર્મની રૂએ ભણી શકે છે.

સ્તૂમનાં ભણુતરનો અવસ્તાનો ભાગ તે યજશ્નેના ૨૬ મા હાના દસ ફકરાનો બનેલો છે. આ અવસ્તાનો ભાગ ભણુવા પછી, પાજંદમાં યાને એ ભણુતર રચાયું તે **વખતની બોલાતી અને સમજાતી ભાષામાં** ઉપલા અવસ્તાની મતલબને બરતુંજ ભણુતર બાજમાં ભણુવામાં આવે છે. ત્યારે ઉપલા બંન્ને ભાગોમાંથી આપણા વિષયની મૂળ બાબદ કે ફરોહરોમાં કોઇ જુદા જુદા દરજ્જા નથી તેમજ પર્ઓઇર્ય ટકએષનાંમ્ ફ્રવષીનાંમ્ અને નબાનજ્દિશ્તનામ ફ્રવષીનાંમ્, કે જેમાં ગયોમર્દથી સઓષ્યંત સુધીનાં થઇ ગયલાં અને થનારાં અષો **માણસો**નાં ફરોહરોની વાત આવી છે, તે બન્ને "અષાઉનાંમ્ ફ્રવષીનામ"ની અંદરજ સમાઇ ગયલાં છે તે સમજવાને બને છે. બીજા બોલોમાં, તમામ ફરોહરોને "અષાઉનામ ફ્રવષીનામ" એવાં એકલાં એકજ નામે ઓલખ્યાં છે એમ જોઇ શકાય છે. જો કે કેટલાક ધર્મ અભ્યાસી સાહેબોનું માનવું છે કે એ ભણુતરનાં પાજંદ વિભાગમાં આવતા "યજીશ્ન્ કર્ત હૉમ્, દરૂન્ યસ્ત હૉમ, મ્યજ્દ હમા રાઇનૉમ"—અર્થાત યજશ્ન કરી છે, દરૂન ઇજ્યા છે અને 'મ્યજદ' રજુ કરી છે એ શબ્દો ફકત અથોરનાનોએજ ભણુવા સજાવર છે.

## સ્તૂમનો અવસ્તાવાળો ભાગ.

હવે સ્તૂમના અવસ્તાવાળા ભાગ ઉપર આવ્યે છીએ. સ્તૂમનાં પહેલાજ કર્દામાં આવ્યું છે કે "અષાઉનાંમ્ વંઘુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ." પછી તરતજ આવ્યું છે કે "યજ્-મઇદે ન્માન્યાઓ વીસ્યાઓ જંન્તુમાઓ દખ્યુમાઓ જરથુશ્ત્રોતેમાઓ." યાને કે "અષોઓનાં ભલાં શુરાં આબાદી કરનારાં ફરોહરોને હું વખાણું છું, યાદ કરૂં છું, કીર્તિ ગાઉં છું." અને પછી, "ઘરને લગતાં, મોહલ્લાને લગતાં, કસબાને લગતાં, દેશને લગતાં, તથા જરથુસ્ત્રોતેમાઓને લગતાં (ફરોહરોને) હમો યજ્ કર્યે છીએ." આ પહેલા ફકરાને આ પ્રમાણે બે ભાગમાં વેહેંચ્યો છે. પહેલા ભાગમાં "અષાઉનાંમ્...ફ્રવષયો"ને ત્રણ

ક્રિયાપદ લગાડયાં છે—"સ્તઑમિ જ઼્અયેમિ અને ઉફ્યેમિ." બીજા ભાગને ફક્ત "યજ઼મઇદે" એવું ક્રિયાપદ લગાડયું છે. કારણ શું? આપણને એમ લાગે છે કે "અષાઉનાંમ્...ફ્રવષયો"માં અહુરમજ઼્દ, અમેષાસ્પૅન્તાઑ અને યજ઼દો પણ સમાયા છે, તો તેવી મીનોઇ વ્યક્તિઓનાં ફ્રોહરોને પહેલાં ત્રણ ખાસ ક્રિયાપદો લગાડયાં છે. અને પછી જ્યારે ન્માન્યાઓ વીસ્યાઓ વિગેરેના માણસોનાં ફ્રોહરોની વાત કીધી છે, ત્યાં તેઓને સાધારણ યાને જાબજા વપડાતું "યજમઇદે" એવું ક્રિયાપદ લગાડયું છે. આ રીતે સ્તૂમનાં કર્દાનાં પહેલા ફકરાને બે ભાગમાં, બે વાકયમાં વહેંચીને ત્યાં **તમામ** ફ્રોહરોની વાત કીધી છે, પણ તેઓમાં કાંઇપણ ચઢઉતર દરજ્જા હોય એવું જણાવ્યું નથી. પછી સ્તૂમના બીજા ફકરામાં અહુરમજ઼્દનાં, અને ત્રીજા ફકરામાં અમેષાસ્પૅન્તાઑનાં ફ્રોહરોને "પઑઇર્યનાંમ્" તરીકે જણાવીને "યજમઇદે" યાને અમો વખાણીએ છીએ એમ આવ્યું છે. તે પછી ચોથાથી દસ સુધીના બાકીના ફકરાઓમાં માણસોનાં ફ્રોહરોની વાત કીધી છે. તેમાં "પઑઇર્ય" શબ્દ વાપડયો નથી, પણ "પઑઇર્ય ત્કએષનામ" અને "નબાનજ઼્દિશ્તનામ" એવા શબ્દો વાપડીને **માણસોના** ફ્રોહરોની વાત કીધી છે. ત્યાર પછીનાં પાંચમાં ફકરામાં 'પઑઇર્ય ત્કએષો' માંના કેટલાંકની **નામ સાથે** વાત કીધી છે તેમાં પહેલાં ગય મરૅથ્ન, પછી જ઼રથુસ્ત્ર, પછી કવ–વીશ્તાસ્પ અને પછી ઇસતવાસ્ત્રનાં ફ્રોહરોની વાત કીધી છે. આ પ્રમાણે 'પઑઇર્ય ત્કએષનાંમ્ ફ્રવષીનાંમ્'ની વાત પુરી કરીને સ્તૂમમાં આવેલા ૨૬ માં હાના છઠ્ઠાથી દસમાં ફકરાઓમાં નબાનજ઼્દિશ્તનાંમની વાત આવી છે, પણ "નબાનજ઼્દિશ્તનામ" વાળાઓમાંના કોઇની પણ **નામ સાથે** યાદ કીધી નથી, ત્યારે એનું કારણ શું ?

'પઑઇર્ય ત્કએષનાંમ્'વાળાઓની યાદ કરતાં તેઓમાંના ગય મરૅથ્ન, જ઼રથુસ્ત્ર, કવ વીશ્તાસ્પ અને ઇસતવાસ્ત્રની **નામ સાથે યાદ કીધી છે.** પણ 'નબાનજ઼્દિશ્ત'વાળાંઓના, એટલે જ઼રથુસ્ત્ર પછી અને સઑષ્યંત સુધીનાં અતિ લાંબા જમાનાઓમાં અનેક અષો માણસો થઇ ગયાં છે, હાલમાં છે, અને હવે પછી થવાનાં છે, તેઓમાંનાં કોઇને પણ **નામ સાથે યાદ કીધા નથી.** જ્યારે સ્તૂમનાં ભણતરનાં રચનારે સ્તૂમનું અવસ્તા તેમજ પાજ઼ંદનું ટુંકું ભણતર રચ્યું, ત્યારે તે રચનારે યજ઼સ્નેના ૨૬ મા હાના ઉપલા ફકરાઓ સ્તૂમના અવસ્તા ભાગમાં કાંઇપણ ફેરફાર વગર એમના એમ આપ્યા,

તેમાં જે નામો આવ્યાં હતાં તેમાં કોઇપણ નામોની વધઘટ કરી નહિ, ખસુસ કરીને વધારો કર્યો નહિ, અને તેમ કરીને આપણામાં જે અસલથી ચાલતો આવેલો પુરાણો રિવાજ છે તેને વળગી રહીને અસલ અવસ્તા લખાણોમાં કાંઇપણ ફેરફાર થાય નહિ તે રિવાજને વધુ મુસ્તકીમ બનાવ્યો.

## એક અતિ અગત્યની બાબદ જે ક્ષ્નૂમની સમજણને ટેકો આપતી નથી.

આપણી બાબદમાં આગલ વધ્યે તે પહેલાં એક અગત્યનો સવાલ ઉભો થાય છે તે જોઇએ. જો ઇલ્મે-ક્ષ્નૂમ પ્રમાણે 'નબાનજ઼દિશ્ત'નો દરજ્જો 'પઑઇય્ તકએષ'નાં દરજ્જાથી ઘણોજ ચઢયાતો અને આલા છે, તો પછી યજશ્નના ૨૬ માં હાના અવસ્તા લખનારે જ્યારે કહેવાતા **વચલા** દરજ્જાનાં 'પઑઇય્ તકએષ'માંના થોડાંક નામો આપ્યાં છે, તો કેહવાતા **સર્વથી ચઢતા દરજ્જાના**, યાને 'નબાનજ઼દિશ્તનાંમ્' દરજ્જાનાં **"યજદ જેવા રહેનારા"** ઓમાંનાં થોડાંક પણ નામો કાં આપ્યાં નથી? આપણુને લાગે છે કે ઇલ્મે-ક્ષ્નૂમ આ અતિ અગત્યની ફ્રોહરોની બાબદમાં કોઇ એવી ફીલસુફીને આધારે ચાલે છે, કે જેને અવસ્તા લખાણોમાંથી કોઇ પણ રીતનો સીધો ટેકો મલતો નથી.

હવે આપણી બાબદમાં આગલ ચાલ્યે. સ્તૂમનાં ભણતરનાં રચનારે ઉપર તપાસેલા હા. ૨૬ ના અવસ્તાવાળા ભાગનાં પાંચમા ફકરામાં અષો જ઼રથુશ્ત્ર અને તેના સમકાલિક એવાં થોડાંક નામો આપીને તેમજ તેઓને 'પઑઇય્ તકએષ' તરીકે જણાવીને, પછી તરતજ છઠ્ઠા ફકરામાં 'નબાનજ઼દિશ્ત'ઓની વાત કીધી છે, છતાં તેઓમાંના કોઇનાં પણ નામ દીધાં નથી, એ આપણે કહી ગયા.

પછીનાં સાતમાં ફકરામાં પાછી નબાનજદિશ્તોની વાત કીધી છે, અને કહ્યું છે કે વીસ્પનાંમ્, અહ્મ્ય નમાને, નબાનજ઼દિશ્તનાંમ પર—ઇરિસ્તનાંમ્, અએથ્રપઇતિનાંમ્ અએથ્ર્યનાંમ્ નરાંમ્ નાઇરિનાંમ્, ઇધ અષઑનાંમ્ અષઑનિનાંમ્ ફ્રવષયો યજ઼મઇદે—યાને "આએ ઘરમાં ગુજરી ગએલાં તમામ નબાનજ઼દિશ્તોમાંનાં હેરબદોમાંના, શાગેર્દોમાંના, નરોમાંના, નારીઓમાંના જે અશો (માણસો) તથા અશો (બાઇડીઓ) (તેઓનાં) ફ્રોહરોને આએ ઠેકાણે હમો યજ઼મઇદે કર્યે છીએ." (જુઓ કાંગાજીનો તરજુમો.) આ ફકરામાં જણાવેલા હેરબદો અને શાગેર્દો કોણ છે? કાંગાજી ફુટનોટમાં કહે છે કે

"હેરબદ, એરવદ યાને જરતોસ્તી ધર્મની...દીનનો એલમ શિખવનાર." આવા હેરબદો, શાગેર્દોને ઉપલા સાતમાં ફકરામાં **નબાનજદિશ્તઓમાંના** હેરબદો, શાગેર્દો તરીકે જણાવીને **નબાનજદિશ્ત**ની ખરી મતલબ ખુલ્લી દેખાડી છે. જરથુસ્ત્રની પછીનાં હેરબદો, શાગેર્દો વિગેરેને નબાનજદિશ્તવાળા તરીકે જણાવીને નબાનજદિશ્તો એટલે **જરથોશ્તી દીનને કબુલ કરનારાઓ** જેઓ જરથુસ્ત્રની પછી સઓશ્યંત સુધીનાં **જરથોશ્તીઓ છે અથવા થશે** તેવી 'નબાનજદિશ્ત'ની ખરી મતલબ આ ફકરામાંથી આપણે ઉપજાવી કહાડી શકયે છીએ. આઠમાં અને નવમાં ફકરામાં પણ નબાનજદિશ્તની વાત કીધી છે.

સ્તૂમનો આ અવસ્તાવાળો ભાગ, કે જે યજશ્નના કાંઇપણ વધઘટ વગરના ૨૬ મા હાના ૧૦ ફકરાનો છે, તેનું તાત્પર્ય હવે જણાવવાની હાલતમાં આપણે આવ્યા છીએ. અહુરમજદ, અમેશાસ્પેન્તાઓ, યજદોનાં ફરોહરોને પઓઇર્યનાંમ્ ત્કએષનાંમ તરીકે એટલે **પહેલી** ત્કએષીઓ તરીકે જણાવ્યાં છે. પછી ગયોમર્દથી સઓશ્યંત સુધીનાં થઇ ગયલાં અને થનારાં અષો માણસોને પઓઇર્ય ત્કએષનાંમ્ અને નબાનજદિશ્તનામ એવા બે વિભાગમાં વહેંચીને તેઓનાં ફરોહરોને માટે યજમઇદે શબ્દ વાપડયો છે પઓઇર્ય ત્કએષનાંમૂની અંદર અષો જરથુસ્ત્ર અને તેવણુની આગમજ થઇ ગયલાં અષો માણસો, તેમજ તેવણુની પછી સઓશ્યંત સુધીનાં વખતમાં થતાં અને થનારાં, **જરથોશ્તી નહિ, એવાં બીજા ધર્મોવાળાં** પણ અષો માણસો સમાઇ ગયાં છે. અને નબાનજદિશ્તનામની અંદર જરથુસ્ત્ર પછી સઓશ્યંત સુધીનાં જે જરથોસ્તીઓ થઇ ગયાં અને થશે તેઓમાંના અષો માણસો સમાઇ ગયાં છે.

આ પ્રમાણે જરથોશ્તી ધર્મ ગયમર્થ્નથી સઓશ્યંત સુધીનાં **આખી દુન્યાનાં** અષો માણસોનાં ફરોહરોને યજ કરવા જણાવે છે, એ જરતોસ્તી ધર્મની જેવી તેવી ખુબી નથી. આ કારણે સ્તૂમનાં ઉપર જણાવેલાં અવસ્તા ભણુતરનો દસમો ફકરો જણાવે છે કે "અષોઓના તમામ ભલાં શુરાં આબાદી કરનારાં ફરોહરો જે ગયોમર્દથી ફતેહમંદ સઓશ્યંત સુધીનાં છે, તેઓને અમો યજમઇદે યાને વખાણીએ છીએ." હવે આપણે સ્તૂમનાં ભણુતરનાં પાજંદ ભાગ ઉપર આવ્યે છીએ.

## સ્તૂમનો પાઝંદ ભાગ.

આ ભાગમાંથી પણ આપણા વિષયની મુખ્ય બાબદ કે ફરોહરોમાં કોઇ દરજજા નથી તેમજ પઓઇર્ય તકએષનાંમ્ અને નબાનજદિશ્તનાંમ્વાળાં ફરોહરો પણ "અષાઉનાંમ્...ફ્રવષીયો" માંજ સમાઇ જાય છે તેમજ વળી અશવન માણસોનાં ત્રણ વિભાગો નથી, પણ ફકત બેજ વિભાગો પઓઇર્ય તકએષવાળા અને નબાનજદિશ્તવાળા છે, તે હવે જોઇએ.

આ પાઝંદ ભણતરની શરૂઆતમાંજ "અર્દાફ્રવશ," જે "અષાઉનાંમ્ ફ્રવષયો" એટલે અષોઓનાં ફરોહરોની મુકાબેલ છે, તેમની ખ્શનુમન્ પઢવામાં આવે છે, અને તેમને જયાં ભણતર થતું હોય ત્યાં બોલાવવામાં આવે છે. આગલ ચાલતાં જેમ અવસ્તાવાળા ભાગમાં પઓઇર્ય તકએષ બાબે આવ્યું છે તેમ હયાં પણ જરતોશ્ત સપિતમાન, ગુશ્તાસ્પ શાહ લોહોરાસ્પશાહ, અને જામાસ્પ હુબ્બુ "એતૂર અયાદ્ બાદ્" એટલે તેઓની "હ્યાં યાદ થાય" એમ જણાવ્યું છે. ગુશ્તાસ્પ અને જામાસ્પ અષો જરથુસ્ત્ર સાથે સમકાલિક હતા એટલે આ ત્રણેને અવસ્તાના ભાગમાં જણાવ્યા પ્રમાણેના પઓઇર્ય તકએષ ગણ્યા છે જોકે અત્રે તેવું ખુલ્લા શબ્દોમાં બોલવામાં આવ્યું નથી. આ નામો યાદ કરવા પછી તરતજ અર્દા વીરાફ અર્દાફ્રવશ્, આદરબાદ મારાસ્પંદ, મૂબદ શાપૂર મૂબદ શહરીઆર, મૂબદ હોરમજદીઆર ઍર્વદ રામ્યાર અને પછી મૂબદ નેર્યોસંગ ધવલને "એતૂર અયાદ્ બાદ્" એટલે તેઓની "હ્યાં યાદ થાય" એમ જણાવ્યું છે. હવે અર્દા વીરાફ અને બીજાઓ અષો જરથુસ્ત્રની પછી થઇ ગયલા એટલે તેઓને નબાનજદિશ્તનામની અંદર ગણ્યા છે. જો કે તેવું અત્રે ખુલ્લા શબ્દોમાં બોલવામાં આવ્યું નથી.

અવસ્તાવાળા ઉપલા યજશ્નનાં ભાગમાં અને પાઝંદ ભાગમાં આ બાબદમાં જે ફરક જોવામાં આવે છે તે આ છે કે જયારે પહેલા અવસ્તાવાળા ભાગમાં પઓઇર્ય તકએષનાંમ શબ્દ વાપડીને થોડાંક નામો પઓઇર્ય તકએષ તરીકે જણાવ્યાં છે, પણ નબાનજદિશ્તનાંમ્ શબ્દ વાપડવા છતાં તેઓમાંના કોઇનાં પણ નામો જણાવ્યાં નથી, ત્યારે પાઝંદવાળા ભાગમાં પઓઇર્ય તકએષનાંમ્ શબ્દ વાપડયો નથી છતાં જરથુસ્ત્ર, ગુશ્તાસ્પ અને જામાસ્પનાં નામો આપ્યાં છે, કે જેઓને પઓઇર્ય તકએષ તરીકે આપણે ગણ્યે છીએ, અને પછી નબાનજદિશ્તનાંમ્ શબ્દ વાપડવા

નગર, અર્દા વીરાફ, આદરબાદ મારાસ્પંદ, વિગેરે નામો આપ્યાં છે, કે જેઓને નબાનજ્દિશ્ત તરીકે આપણે ગણ્યે છીએ.

પણ આ છતાં પાજંદ ભાગમાં પછીના આવતા ફકરામાં જ્યાં ગયોમર્દથી સોસ્યોસ સુધીની તમામ ફ્રવષીઓની યાદ કરતાં, તેમાં પોર્યો-ત્કેશાન્ ફ્રવશી, અને નબાનજ્દિસ્તાન ફ્રવશીની વાત કીધી છે, તે દેખાડે છે કે આ પાજંદ ભાગમાં પણ પોર્યોત્કેશ અને નબાનજ્દિશ્તવાળાં માણસોની પણ વાત કીધી છે, અને આ પ્રમાણે માણસોનાં ફકત **બે વિભાગો** જણાવ્યા છે, પણ ઇલ્મે ક્ષ્નૂમે જણાવેલા અષવન માણસોનાં **ત્રણ વિભા-ગોની** વાત કીધી નથી.

સ્તૂમનાં પાજંદ ભાગમાં જે થોડાંક નબાનજ્દિશ્તોનાં નામો જણાવ્યાં છે, તેનું અનુકરણ કરીને આપણા અસલી ન્યાગાનો તેમજ આપણે પણ હાલમાં વધુ નામો ફકત **પાજંદ ભાગમાં** ઉમેર્યે છીએ, તે ધર્મ રૂઢી મુજબ બરાબર દિસે છે. જો કે હાલમાં એવા વધારા કરવામાં કયાં નામો કયાં ધોરણે ઉમેરવાં તે માટે આપણે કોઇ ચોક્કસ રૂઢી અખ્ત્યાર કરી નથી, એ દલગીરીભર્યું છે. આ પ્રમાણે ફકત પાજંદ ભાગમાંજ વધુ નામો ઉમેર્યે છીએ, પણ સ્તૂમનાં અવસ્તાવાળા ઉપલા ભાગમાં વધુ નામો ઉમેરતા નથી, કારણ અસલ અવસ્તાની અંદર કાંઇપણ વધઘટ થાય નહિ એ અસલી રૂઢીને આપણે વાજબી રીતે ચિવટાઇથી વલગી રહયા છીએ.

સ્તૂમનાં ભણતર વખતે નાંમ ગ્રહણમાં ગુજરેલાંઓને નામ સાથે યાદ કરવાની ફ્રવર્દિન યશ્ત, ફ. ૫૦ પ્રમાણે "નામ આધઇર્યે" કરવાની જે રૂઢી છે, તેનું મૂળ પવિત્ર ગાથા હા. ૫૧ નાં ૨૨ માં ફકરામાં મળે છે. આ ફકરા ઉપરથીજ નામીચી યેંઘ્હે હાતાંમ્‌ની બંદગી જોડવામાં આવી છે. યેંઘ્હે હાતાંમ્‌માં ઘણાં ખરા બધા ગાથાનાજ શબ્દો દાખલ કીધા છે, તે ધ્યાનમાં રાખવાનું છે.

અત્રે આપણા વિષયની મૂળ બાબદ પુરી કર્યે છીએ. આપણે જોયું છે કે ફ્રવષીઓમાં કોઇ કહેવાતા ચઢ-ઉતર દરજ્જા નથી, તેમજ અષવન માણસોનાં રવાનોનાં કોઇ કહેવાતા ચઢ-ઉતર અષોનામ, પર્ઓઇર્ય ત્કએષનાંમ્ અને નબાનજ્દિશ્તનાંમ્‌વાળા ત્રણ તબક્કા નથી. ઇલ્મે ક્ષ્નૂમ કહે છે કે "નબાનજ્દિશ્તનામવાળાં રવાનો સર્વથી આલા દરજ્જાનાં છે, તેઓ તો લગભગ ઇજદ જેવાં રહે છે." પણ જો તેમ કબૂલ રાખ્યે તો પછી ફ્રવર્દિન

યશ્ત અષો જરથુશ્ત્રને પર્ઑઇર્ય' તકએષ તરીકે જણાવે છે ત્યારે ક્નૂમની વાત પ્રમાણે તો જરથુશ્ત્રનો દરજ્જો સર્વથી ચઢયાતો નથી!

## ફ્રવર્દિન યશ્તની ઉપલી સમજણ ઉપરથી ઉપજતા બીજા વિચારો. ફ્રેહરો સાથે નિકટ સંબંધ ધરાવતાં "આપો" અને "ઉરવરાઓ" ની ખરી સમજણ.

ફ્રવર્દિન યશ્ત તેમજ સ્તૂમનું ભણુતર જરતોશ્તીઓ માટે અગત્યના ભણુતર છે. આ કારણને લીધે આપણ કે જેઓ "માજદયસ્ની જરથોશ્તી" ઓ છીએ તેઓને ત્યાંના ક્રિયાકામોમાં અષો માજદયસ્નાનોની, તેમજ માજદયસ્ની જરથોશ્તીઓની ફ્રવષીઓને ખાસ કરીને આરાધી છે, તેઓને યજ કીધી છે. આ બાબદ યશ્તનાં ૧૫૬ અને ૧૫૭ ફકરાઓમાંથી ખુલ્લી થાય છે. ત્યાં કહ્યું છે કે અષોઓની ફ્રવષીઓ "અહમ્ય ન્માને" એટલે આ મુકામમાં, જ્યાં પવિત્ર ક્રિયાઓ ચાલી રહી છે, ત્યાં "ખુશનુદ થયલી આવે તથા ખુશનુદ થયલી ફ્રરે હરે."

અત્રે એક જાણવાજોગ બાબદનો ઇશારો કરશું. આપણાં સ્તૂમનાં ભણુતરમાં આપણી ગુજરાતી ખુર્દેહ કે તમામ અવસ્તાની ચોપડીઓમાં અવસ્તાનું ભણુતર તે ફક્ત યજશ્નેના ૨૬ મા હાના દશ ફકરાઓનો ભાગજ સમાયલો છે પણ એમાં કાંઇક મોટી નજર ચુક થઇ છે એમ આપણા વિદ્વાન ધર્મ અભ્યાસી શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ એમ. એ., તરફથી તૈયાર થયલી 'અશો જરથુશ્ત્રના **ગાથા, સ્તોમ** અને **ફ્રાગ્રઓત** એબારત ગુજરાતી હરૂફે' એ નામની શુદ્ધ ઉચ્ચારની ચોપડી મુંબઇની ગાથા સોસાયટીએ ઇ. સ. ૧૯૩૩ માં ફક્ત ૬ આને પ્રગટ કરી છે તે ઉપરથી જણાય છે. આ વિદ્વાન ધર્મ અભ્યાસીએ મજકુર સ્તૂમનાં પાજંદ ભણુતરની આખેરી પછી વીસ્પાઓ ફ્રવષયો અષાઉનામ યજમઇદેવાળાં યજસ્ન હા. ૨૬ નાં ૧૧ માં ફકરાનાં પદથી શરૂ થઇને યેંઘ્હે હાતાંમ...તાંસ્ચા તાઑસ્ચા યજમઇદેથી પુરાં થતાં અવસ્તાના ભણુતર પછી ફ્રવર્દિન યશ્તનાં ઉપલા ફકરા ૧૫૬ અને ૧૫૭ મુકયા છે એ બાબદ આપણા વિષયને ઘણાં વધુ મદદ કર્તા થઇ પડે છે. વળી આ ફકરા કાંઇ અધ્ધર ઉમેરવામાં આવ્યા નથી એમ મજકુર કેતાબનાં શરૂઆતનાં પાનાઓ કે જેમાં 'કેતાબ પ્રગટ કરવાની નેમ' સમજાવી છે તે ઉપરથી જણાય છે કારણ પાના ૪ ઉપર કહેવામાં આવ્યું છે કે "સ્તોમની એબારત તૈયાર કરતી વેલાએ મરહુ

ઉસ્તાદ એર્વદ કાવસજી એદલજી કાંગાની ખુર્દેહ અવસ્તા ઉપરાંત બેહેસ્તી દસ્તુરાન દસ્તુર ફરામજી સોહરાબજી મેહરજીરાણાના નવસારીવાલાની સને ૧૮૧૮ ઇસ્વીમાં પ્રગટ કરેલી પેહલી ખુર્દેહ અવસ્તા બા મઅની, બેહેસ્તી દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ ઇસ્વી સને ૧૮૧૮ માં પ્રગટ કરેલી ખુર્દેહ અવસ્તા બા મઅની અને મરહુમ પ્રોફેસર ગેલ્ડનરે પ્રગટ કરેલી અવસ્તાની એબારત નજર સન્મુખ રાખી તહકીક કીધી છે."

આખી યશ્તમાં ફરોહરોને કેંહેપણ કોઇપણ દહાડાઓ ઉપર ફકત બેસી રહેતાં જણાવ્યાં નથી, એ ધ્યાનમાં રાખવાનું છે. પછી સેવટે દુવા ગુજારી છે કે તે ફ્રવષીઓ "**હુમો** માજદયસ્નાનોનાં આ મુકામમાંથી પોકારતાં (યાને નાખુશ થયલાં) નહિ જાય." અત્રે આપણે જોઇ શકયે છીએ કે ફરોહરોની આરાધના ઉપર કેટલો બધો ભાર મુકયો છે. ફરોહરોની આરાધના તે આગલ કહી ગયા તેમ અહુરમજદની પોતાની આરાધના છે. તેથી તેઓને આપણે દરરોજ જાણે કે બોલાવવાં જોઇએ. તેઓની યાદ કરવી જોઇએ. પણ આપણે ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે અષો જરથુશ્ત્રની દીન તમામ દુન્યાંને માટે સરજાયલી છે. તેમજ તે એટલી ખુબીવાલી દીન છે કે તેની અંદર બીજી દીનવાળાઓમાંના અષો માણસોનાં ફરોહરોને પણ તેટલીજ ગંભીરાઇથી યજ કરવામાં આવે છે, તેઓની વખાણ ગાવામાં આવે છે. આ કારણે યશ્તનાં ૧૪૩ અને ૧૪૪ માં ફકરાઓમાં ગયોમર્દથી સઑષ્યંત સુધીનાં નામ સાથે જણાવેલા જુદા જુદા દેશોના **તમામ** અષોઓનાં ફરોહરોને યજ કીધાં છે. અને પછીનાં ૧૪૫ માં ફકરામાં કુલે **જગત**નાં ગયોમર્દથી સઑષ્યંત સુધીનાં તમામ અષોઓનાં ફરોહરોને યજ કીધાં છે.

## પવિત્ર જરથોશ્તી દીને ફ્રવર્દિન યશ્તમાં જણાવેલી એક ગુહ્ય બાબદ.

યશ્તનાં ૭૯ માં ફકરામાં નીચલું વાકય આવ્યું છે. "વીસ્પાઓ આપો યજમઇદે, વીસ્પાઓ ઉર્વરાઓ યજમઇદે, વીસ્પાઓ અષાઉનાંમ્ વંઘૂહુઇશ્ચ સૂરાઓ સ્પેન્તાઑ ફ્રવષયો યજમઇદે," યાને "તમામ આપોને તમામ ઉરવરાઓને, અને તમામ અશોઓનાં...ફરોહરોને (યજમઇદે) યાદ કર્યે છીએ." તે પછી એજ ફકરામાં આ ત્રણોને "નામેનિ" એટલે **નામ સાથે** વખાણ્યાં છે (=યજમઇદે કીધાં છે.) વળી યશ્તનાં ૧૪૭ માં ફકરામાં

આવ્યું છે કે "અએ ખુબીવાલાં આપો તથા ઉરવરાઓ તથા અશોઓનાં ફ્રોહરો અહયાં નીચે (અઓર) (એટલે આ દુન્યામાં) મુકામ કરો (ઉપ-ષએત)." પછી કહ્યું છે કે ઉપલાં ત્રણે "હયાં આએ મુકામમાં ચહવાયલાં તથા માન પામેલાં થાઓ! હયાં (આ મુકામમાં) દેશોનાં આથ્રવનો ભલી અષોઇનો વિચાર કરે છે; અએ શુરાં સઉથી ઘણો ફાયદો કરનારાં તમારી મદદને માટે (તમારી) આરાધના કરવાને માટે હમારા હાથ ઉંચે ધરેલા છે." આ ૧૪૭ માં ફકરાનો ધ્યાનથી અભ્યાસ કરવાનો છે. તેમાં આપો, ઉરવરાઓ તેમજ અષોઓનાં ફ્રોહરોને, ત્રણેને, **નીચે** યાને આએ દુન્યામાં આવવાની અરજ ગુજારી થાય છે, આ ત્રણે આ મુકામમાં (અહમ્ય નમાને) ચહવાયલાં અને માન પામેલાં થાઓ એવી આજીજી કીધી છે. અને છેહલે આ ત્રણેની મહત્વતાનો વિચાર કરતાં કહ્યું છે કે "હયાં દેશોનાં આથ્રવનો ભલી અષોઇનો વિચાર કરે છે." વિદ્વાન કાંગાજીએ એવી રીતનો તરજુમો કીધો છે કે આ ફકરામાં ઉપલાં ત્રણે નહિ પણ ફકત "ફ્રોહરોજ ચહવાયલાં તથા માન પામેલાં" થાય; એવી ઉમેદ દર્શાવી છે. પણ તે વાસ્તવિક લાગતું નથી. આ ફકરામાં આવેલાં તેમજ ૭૯ માં ફકરામાં આવેલાં "વીસ્પાઓ આપો, વીસ્પાઓ ઉરવરાઓ અને વીસ્પાઓ અષાઉનાંમ્ ફ્રવષયો"ની ખરી મતલબ બરોબર ધ્યાનમાં લેવામાં આવી નથી એમ લાગે છે.

**વીસ્પાઓ આપો, વીસ્પાઓ ઉર્વરાઓ, અને વીસ્પાઓ અષાઉનાંમ્ ફ્રવષયો, આ ત્રણે વચ્ચે કોઇ નિકટ સંબંધ રહેલો છે.**

આ ત્રણેને ૭૯ માં ફકરામાં સાથે સાથેજ આરાધ્યાં છે, અને ૧૪૭ માં ફકરામાં આ ત્રણેને આ દુન્યા ઉપર ઉતરવા માટે આજીજી કીધી છે. અને આ ત્રણે આએ મુકામમાં ચહવાયલાં અને માન પામેલાં થાય એવી દુઆ ગુજારી છે. જો ફકરા ૭૯ મુજબ આ ત્રણેને સાથે યજ્મઇદે કયે = આરાધીએ, અને ફકરા ૧૪૭ મુજબ આ ત્રણેને આ દુન્યા ઉપર બોલાવ્યે, અને તે છતાં સાથે સાથે એમ કહીએ કે આ ત્રણમાંના ફકત એકલાં ફ્રોહરોજ "આ મુકામમાં ચહવાયલાં અને માન પામેલાં" થાય તો તેવું બોલવું અને તેવું સમજવું વિચિત્ર થઇ પડે છે.

## આપો અને ઉર્વરાઓની ખરી મતલબ.

"અરદ્વી સૂર આ દુન્યા પરની કોઇ નદી યા દર્યો નથી" એવાં મથાળાં હેઠળ આગળ આપવામાં આવેલા વિષયમાં આપણે નક્કિ કર્યું"

છે કે અરદ્વી સુરનાં "આપો" આ દુન્યા પરનાં કોઇ દુન્યવી પાણીઓ નથી, પણ તેઓ મીનોઇ પાણીઓ celestial waters એટલે મીનોઇ પ્રવાહો છે. તેજ પ્રમાણે આપણને લાગે છે કે 'વીસ્પાઓ ઉર્વરાઓ' તે પણ ફક્ત આ દુન્યા ઉપરનાં દેખાતાં ઝાડપાનો નથી, પણ કોઇક જુદી રવેસનાં મીનોઇ પ્રવાહો છે, કે જેઓને પણ આ દુન્યા ઉપર **નીચે ઉતરવા** આજીજી કર્યે છીએ. આ દુન્યા પરનાં તમામ પાણીઓ તથા તમામ ઝાડપાનો કે જેઓ દુન્યાની સપાટી યા જમીન ઉપરજ છે તેઓને આપણે કોઇ કેઠે **ઉપરથી નીચે બોલાવીએ,** એ વિચારજ કઢંગો લાગે છે! તેજ પ્રમાણે પાણીઓને અને ઝાડપાનોને ઉપરથી નીચે આવીને આ ધરમાં મુકામ કરવાની અને ત્યાં ચહવાયલાં અને માન પામેલા થવાની વાત પણ કાંઇક બેહુંદી લાગે છે. આ રીતે જણાય છે કે ફ્રવર્દિન યશ્તનાં ૭૯ માં અને ૧૪૭ માં ફકરાઓમાં જણાવેલાં 'આપો' અને 'ઉરવરાઓ'ની ખરી મતલબ દુન્યવી પાણીઓ અને ઝાડપાનો તરીકે નહિ, પણ મીનોઇ પ્રવાહો તરીકેજ લેવાની છે.

ઉપલા ફકરાઓમાં જણાવેલા "આપો" અને "ઉર્વરાઓ" મીનોઇ પ્રવાહો છે તે આપણે જોયું. પણ ફ્રવર્દિન યશ્ત આ દુન્યાં ઉપરજ વહેતાં પાણીઓ, તેમજ આ દુન્યા ઉપર ઉગતાં ઝાડપાનો માટે પણ બોલે છે. તે દેખાડે છે કે જે આપો અને ઉરવરાઓને અષાઉનામ ફ્રવષયો સાથે સંબંધ ધરાવતાં જણાવીને એ ત્રણેની સાથે સાથે યાદ કરવામાં આવે છે, તે આપો અને ઉરવરાઓ, યશ્તનાં ૨૮ માં ફકરામાં જણાવેલાં દુન્યવી પાણીઓ અને ઝાડપાનોથી જુદાંજ છે. વળી આપણને વધુ એમ લાગે છે કે આપણા પવિત્ર ક્રિયાકામો વખતે જે પાણી અને ફુલ હાજર રાખવામાં આવે છે, તેઓને મીનોઇ આપો અને મીનોઇ ઉરવરાઓના પ્રતિનિધિરૂપ પવિત્ર ચિન્હો તરીકેજ ગણી શકયે એમ છે.

યશ્તનાં ૭૯ અને ૧૪૭ માં ફકરામાં આવેલા 'આપો' અને 'ઉર્વરાઓ' શબ્દોની ખરી મતલબ ઉપર પ્રમાણે જો ધ્યાનમાં લઇએ તોજ આ બેનો અષાઉનામ ફ્રવષયો સાથનો કોઇક રીતનો નિકટ સંબંધ સમજી શકાય છે. પણ જો 'આપો' અને 'ઉર્વરાઓ'ની મતલબ ફક્ત આ ગેતીની દુન્યાં પરનાં પાણીઓ અને ઝાડપાનો તરીકેજ લેવાની હુજ્જત કર્યે તો પછી સવાલ ઉભો થાય છે કે જ્યારે ફ્રોહરોનો સંબંધ ફકત આ

દુન્યા સાથનોજ નથી પણ કુળ સૃષ્ટિ સાથનો છે, તો પછી તેઓનાં સંબંધમાં ફક્ત આ દુન્યાં ઉપરનાંજ પાણીઓ અને ઝાડપાનોનીજ વાત કાં કીધી? એથી ઉલટું 'આપો' અને 'ઉર્વરાઓ'ની મતલબ મીનોઇ પ્રવાહો તરીકે જો લઇએ તો પછી ફરોહરો સાથનો તેઓનો કુળ સૃષ્ટિ સાથનો સંબંધ કાંઇક સહેલથી સમજી શકાય છે. આ પ્રમાણે આપો અને ઉરવરાઓની ગુહય બાબદ સરળ રીતે સમજવાની આપણે ટુંક તજવીજ કીધી છે જો કે—એ બાબે વધુ વિવેચન "અરદ્વી સુર" વાળા વિષયમાં કરી ગયા છીએ.

ફ્રવર્દિન યશ્તનાં ૭૬, ૭૭ અને ૭૮ માં ફકરાઓમાંથી 'આપો' અને 'ઉર્વરાઓ' બાબે એવીજ રીતની મતલબ નીકળે છે. પણ આ ફકરાઓની અંદર બીજું એવું આવ્યું છે કે જેની મતલબ ખુલ્લી સમજી શકાતી નથી. તેથી અત્રે આપણે આટલુંજ કહીશું કે તેમાં સૃષ્ટિની પેદાયશની છેક પહેલી શરૂઆતની યાને જે વેળાએ વખત યાને Time શરૂ થયો તેની વાત કરવામાં આવી છે. તેજ પ્રમાણે શરૂઆતમાં જ્યારે Motion યાને ગતિ દાખલ થઇ તેવા વખતની વાત પણ સાથે સાથે કરવામાં આવી છે. આ ફકરાઓમાંથી અનુમાન કરી શકાય કે વખત અને ગતિ એટલે Time and Motion બન્ને એકી વેળાએ ઉભાં થયાં. તેની મતલબ એવી થાય કે જેમ વખત = Time ને, ગતિ = Motion વગર સમજી શકયે નહિ, તેજ પ્રમાણે ગતિ = Motion ને, વખત = Time વગર સમજી શકયે નહિ. પણ ઉપર જણાવેલા ત્રણ ફકરાઓ ૭૬, ૭૭ અને ૭૮ ની સામાન્ય મતલબ બાબે વધુ જુસ્તજુ થવી જોઇએ છે. તેમાંથી નીકળતો ફક્ત એક મૂળ વિચાર આપણે અત્રે જણાવ્યો છે, અને તે એ કે સૃષ્ટિની શરૂઆતમાં બધું ગતિ વગરનું થંબ હાલતમાં હતું; પણ અહુરમજ્દની ધારી રાખેલી નેમ પ્રમાણે જ્યારે "દામાન"માં ગતિએ દાખલ થવા માંગ્યું યાને "દામાન" એ આગલ વધવા માંગ્યું, ત્યારે "ભલી અષોઇની પેદાયશમાં," "દાહીમ્ અષહે વંધ્રહેઉશ્"માં અંગ્રમઇન્યુ "એકદમ ધસારો કરીને દાખલ થયો." પણ તરતજ "વોહુચ મનો આતશ્ંચ" એટલે ભલું મન અને આતર (તેઓની) વચ્ચે ગયા. આની મતલબ એવી દેખાય છે કે છેક શરૂઆતથીજ અહુરમજ્દની પેદાયશોમાં 'વોહુમનો' યાને ભલું મન યાને અહુરમ-

જ્દનું સુ-મનસ દાખલ થયું હતું; પણ જ્યારે અંગ્રમઈન્યુ યાને ભલાં મનથી ઉલટું 'અંગ્ર' યા 'અક' યાને ખરાબ મન તે પેદાયશોમાં ખરાબી કરવા તત્પર થયું કે તરતજ અહુરમજ્દનાં સુ–મનસ અને 'આતર'એ વચ્ચે દાખલ થઇને તે ખરાબીને દુર કરી. હવે "આતર" તે આ દુન્યાં પરનો દેખાતો આતશ નથી, પણ અહુરમજ્દની પોતાની life giving energy યાને અહુરમજ્દનું તે તત્વ, જે સૃષ્ટિને હમેશાં જીવતી જાગતી હાલતમાં રાખે છે, તે તત્વ કે જે અહુરમજ્દની પોતાની અંદર સર્વથી ઉતમ "આતર"ની હાલતમાં હંમેશથી મીનોઇમાં રહયું છે, તે તત્વ તે અત્રે જણાવેલો "આતર" છે. આ કારણે ફકરા ૭૮ માં કહ્યું છે કે જ્યારે અહુરમજ્દનું સુ–મનસ અને તેનું 'આતર' વચ્ચે પડયું ત્યારે "સર્વ શક્તિવાન પેદા કરનાર (તથા) હકુમત ભોગવનાર અહુરમજ્દનાં ઘણીજ ખુબીવાળાં 'આપો' તુરતજ વેહતાં થયાં તથા 'ઉર્વરાઓ' ઉગવા માંડયાં." આવાં ખુબીવાળાં તમામ "આપો" અને તમામ "ઉર્વરાઓ"ને પછીનાં ૭૯ માં ફકરામાં આપણે ભણનારાં યજ્મઇદે યાને વખાણ્યે છીએ. પણ આપણે આ 'આપો' અને 'ઉર્વરાઓ'નેજ એકલાંનેજ યજ્મઇદે કરતા નથી. તરતજ સાથે સાથે અષાઉનામ ફ્રવષયોને પણ આપણે તો યજ્મઇદે કર્યે છીએ. અને તેનું કારણ એ છે કે ફકરા ૭૬ માં જણાવ્યા મુજબ જ્યારે "દામાંન્" = પેદાયશની ઉત્પત્તિ થઇ અને અંગ્રમઇન્યુ તે "દામાંન્"માં દાખલ થયો અને 'વોહુમન' અને 'આતર'એ તેની ખરાબી દૂર કરવા માંડી **તેની આગમજ** અષાઉનામ ફ્રવષયો ત્યાં ઉસ્તવાર ઉભેલાં હતાં—"તધ એરેદ્વાઓ હિશ્તેન્ત." આ ઉપરથી માલમ પડે છે કે જો ફ્રોહરો તે શરૂઆતનાં વખતમાં મક્કમ યાને ઉસ્તવાર ઉભેલાં ન હતે, તો સૃષ્ટિની અંદર અંગ્રની ખરાબી રહી જતે, અને સૃષ્ટિ ફ્રશોગર્દ તરફ આગલ વધતે નહી. ફ્રોહરોની આવી બોલબાલા છે અને તેથીજ ફ્રવર્દિન યશ્તનાં બારમાં ફકરામાં અહુરમજ્દ કહે છે કે "જો અષાઉનામ ફ્રવષયો મને યાને અહુરમજ્દને મદદ નહિ આપતે તો, મારાં પશુ અને માણસો હૈયાતી ભોગવતે નહિ પણ...દરૂજનીજ હાડમંદ દુન્યાં હોતે." ફ્રોહરો જ્યારે અહુરમજ્દ અને તેના પોતાનો મીનો–સ્પેન્તામઇન્યુ–માંથી ઉભાં થયલાં છે, એમ ગાથા સોસાયતીએ પ્રગટ કરેલી A New Interpretation of Spenta Mainyu એવાં નામની મારી ચોપડીમાં મેં પુરવાર કરવાની તજવીજ કીધી છે તે પ્રમાણે ફ્રોહરો અને અહુર-

મજદનો પોતાનો સ્પેન્તા મઇન્યુ, આ બન્ને, અહુરમજ્દ સાથે એકજ છે, તેઓ વચ્ચે તેઓની પોતાની જાતમાં in their own essence, કાંઇ પણ ફરક હોતો નથી એવું પણ બતાવવાની સાથે સાથે તજવીજ કીધી છે. અહુરમજ્દની ખાલેસી ધરાવનારાં આવાં મહત્વવાળાં ફરોહરોને આપણે હર હંમેશ યજમઇદે = યાદ કર્યે છીએ, તેઓને મદદે બોલાવ્યે છીએ, તેઓની આમદની આજુર્ રાખ્યે છીએ, અને તેમ કરતાં અહુરમજ્દને પોતાને યજમઇદે = આરાધ્યે છીએ, તેની મદદ માંગ્યે છીએ, તેની આમદની આજુર્ રાખ્યે છીએ. ફરવદિંન યસ્તનાં ૨૦ માં ફકરામાં અહુરમજ્દે સ્પિતમાન જરથુસ્ત્રને કહ્યું કે જો તારી ઉપર આએ હાડમંદ દુન્યામાં કાંઇપણ ખરાબી આવી પડે તો નીચલા ફતેહ આપનારા કલામો તું મોટે સાદે ભણજે. તે કલામો ૨૧ માં ફકરામાં જણાવેલા "અષાઉનાંમ્ વઙ્હુઇશ્ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ" વિગેરે છે. યાને અષોઓનાં... ફરોહરોને હું વખાણું છું, યાદ કરૂં છું. (તેઓની) કીર્તિ ગાઉં છું" વિગેરે છે.

ત્યારે અહુરમજ્દને, અને તેનાં તમામ અષોઓનાં ફરોહરોને નમન કરીને તેઓની યાદ કરીને તેઓની વખાણ કરીને અને તેઓની કીર્તિ ગાઇને આ વિષય આપણે જો કે અત્રે સમાપ્ત કર્યે છીએ પણ અહુરમજ્દ અને તેનાં ફરોહરોની વખાણ અને કીર્તિ આપણે ત્યારેજ ગાઇ શકયે કે જ્યારે અવસ્તાનાં લખાણોમાં આવેલી ઉંડી સમજણ લઇને તેઓને ભણ્યે. એમ તો નહિજ કે સમજવા વગર, સમજવા માટે યત્ન કરવા વગર, આપણે અવસ્તા ભણી જઇએ તો તેમાંથી આપણું પુરૂં-પાધરૂં સાર્થક થાય!

હોરમજ્દ યસ્તમાં આવ્યું છે કે "માંથ્ર સ્પૅન્ત"ને સમજવાને યાને મનમાં પકડવાને માટે અહુરમજ્દની હુશ્યારીને,...તેને યાદ કરવાને માટે અહુરમજ્દની અકકલને, અને તેને ભણવાને માટે અહુરમજ્દની જબાનને હમો યજમઇદે = યાદ કર્યે છીએ." યાને માંથ્ર સ્પૅન્તને પહેલાં વિચાર કરીને મનમાં પકડી રાખીને, પછી તેને આપણી અકકલમાં ઉતારવા પછીજ આપણી જબાનથી તે 'માંથ્ર સ્પૅન્ત'ને ઉચ્ચારવાના છે, તેને ભણવાના છે. અવસ્તાના આપણા પવિત્ર કલામોને આવી રીતે સમજીને ભણવાના છે.

# પાયૂ થ્વોરૅશ્તાર, અને પોલારીટીનો કાયદો.

ગાથાવાળા હા. ૩૦ અને હા. ૪૫ માં જણાવેલા બે જોડયા મઇન્યુ બાબે બોલતાં આ કેતાબનાં પાના ૪૭થી ૫૨ સુધીમાં "પાયૂ થ્વોરૅશ્તાર" બાબે આપણે વિવેચન કર્યું છે. આ વિષયમાં તે બાબે અત્રે વધુ સમજણ લેવા ધારી છે. "બે જોડયા મઇન્યુ" તેમજ "સ્પેન્તા મઇન્યુ" અને "અંગ્રમઇન્યુ" સાથે "પાયૂ થ્વોરૅશ્તાર" ને કાંઇપણ સંબંધ નથી એમ આપણે વિગતે જણાવ્યું છે. બે જોડયા મઇન્યુની મતલબ એક વિચાર કરી શકતાં માણસનાં મનની વહચો, 'વધુ ભલી,' અને અક, 'બુરી,' હાલત યાતો મનને લગતા એવા બે પ્રકારો તરીકેજ આપણે લીધી છે. સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ, જેઓ બાબે વંદીદાદ તેમજ સરોશ યશ્ત અને ફ્રવર્દિન યશ્ત વિગેરેમાં બોલવામાં આવ્યું છે, તેઓને ભુલ ભરેલી રીતે કુદરતમાં એકમેકની સામે કામ કરતી શક્તિઓ તરીકે ગણવામાં આવે છે, તે બાબે આપણે લંબાણથી બોલ્યા છીએ. ત્યાર પછી પાયૂ થ્વોરૅશ્તારને સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ સાથે સરખાવવામાં આવે છે, તે ખોટું છે એમ દેખાડવાની આપણે કોશેષ કીધી છે. અને આપણે પાના ૪૮ ઉપર કહ્યું છે કે "પાયૂ" તે બંચાવનાર Protector અને "થ્વોરૅશ્તાર" તે ઘડનાર Moulder છે. યાને કે અહુરમજ્દ જે 'દધવાઓ' યાને પેદા કરનાર છે, તેની પેદાયશો **પેદા થવા પછી,** તેઓને કુદરતમાં સારી હાલતમાં રાખવા માટે આ 'પાયૂ થ્વોરૅશ્તાર'ની ફીલસુફી સમજાવવામાં આવી છે." પછી કહ્યું છે કે "આ પાયૂ થ્વોરૅશ્તારનો સંબંધ અહુરમજ્દ સાથે લગાડયે, તેમાં કાંઇ ખોટું દેખાતું નથી, કારણ કે તેઓ અહુરમજ્દની પેદાયશને ગમે તો કાપી કુપીને કહો, કે ઓછું વધતું કરીને કહો, તેવી કોઇ સારીજ રીતે વૃદ્ધિમાં આગલ વધારતા રહે છે. આ બેમાંના કોઇ એકનો પણ ચિતાર ખરાબ આપવામાં આવ્યો નથી....તેઓ બન્નેની સામટી ભલી ભલાઇને લીધેજ સરોશ યશ્તનાં પહેલા કરદામાં, જણાવ્યું છે કે સરોશે આ 'પાયૂ થ્વોરૅશ્તાર'ને આરાધ્યા." આ વાત કરીને પછી આપણે Law

of polarity, પોલારીટીનાં કાયદાની પાના ૫૦ થી ૫૨ સુધીમાં કંઇક સમજણ લીધી છે.

આપણે વારંવાર જણાવ્યું છે કે પવિત્ર જરથોસ્તી ધર્મનાં રહસ્ય, spirit, પ્રમાણે કોઇપણ ખરાબ ચીજ યા ખરાબ શક્તિને આપણાથી આરાધી યજ કરી શકાય નહિ, આ મુળ કારણે અવસ્તાનાં લખાણોમાં કેઈપણ સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુને **સાથે** આરાધ્યા નથી. હવે જ્યારે અવસ્તાએ વાયૂ થ્વોરૅસ્તારને બન્નેને **સાથે સાથે** આરાધ્યાછે ત્યારે કોઇપણ રીતે વાયૂ થ્વોરૅસ્તારને સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ સાથે સરખાવી શકાય નહિ. સરોશ યશ્તનાં પહેલા કરદામાં આવ્યું છે કે સરોશે "યજત વાયૂ થ્વોરૅસ્તાર" યાને "વાયૂ થ્વોરૅસ્તારને આરાધ્યા." તેજ પ્રમાણે હપ્તન યશ્તનાં આઠમાં કરદામાં આવ્યું છે કે "વાયૂ થ્વોરૅસ્તારા યજમઇદે" યાને "વાયૂ થ્વોરૅસ્તારને અમો અરાધ્યે છીએ." આપણે વાયૂ થ્વોરૅસ્તારમાં પોલારીટીનાં કાયદાની હાજરી જોવા માંગ્યે છીએ, ત્યારે પોલારીટીનાં કાયદાની વધુ સમજણ લઇએ, કે જેથી આપણે શું કેહવા માંગ્યે છીએ તે વધુ સ્પષ્ટ થાય.

૧) The Message of Zoroaster એવાં નામની ચોપડીમાં માઇસોર યુનીવરસીટીવાળા શેઠ અરદેશર એસ. વાડયા એમ.એ. એ નીચે મુજબ જણાવ્યું છે:

" In a magnet with two poles, we see the law of polarity in its simplest form. In chemical affinities and repulsions of atoms, we see the same law manifested. We have two equal and opposite forms of electricity, called positive and negative. As we ascend the scale of creation, we come to the polarity of sex. In Biology, life is evolved and balanced by the two conflicting forces of heredity and variation. In Astronomy, we have the **centripetal and centrifugal** forces. In Mechanics, we have again two mutually balancing forces—dynamic and static. We have for every plus, a corresponding minus, and for every

multiplication, a corresponding division. There seems to pervade everywhere in the world, the great Law of Rhythm—Nature is like a mighty balance holding its scales, an absolutely equal quantity of the two opposite states of things."

૨) આવીજ રીતે An Introduction to Tantra નામની ચોપડીના લખનાર મી૦ બારક કાંન્તા મજુમદાર પચીસમાં પાના ઉપર The law of polarityની સમજણુ આપે છે.

૩) તેજ પ્રમાણે The Mechanism of Man નામની ચોપડીના લખનાર મી૦ કોક્સ માણુસનાં બંધારણની વાત કરતાં નીચે પ્રમાણે કહે છે:

"Man is not formed as one whole, but of two distinct halves joined together. He has two sets of bones, muscles, and nerves and two brains. All organised beings are built after the same fashion, all other animals are so made. So likewise are all vegetables. Every leaf is duplex, so is every part of a flower. All organised beings are in truth formed of two halves, joined together at a central line. Nothing organised is structured as one whole."[1]

પોલારીટીનાં કાયદાની ઉપર મુજબ સમજણુ લીધા પછી હવે વધુ વાસ્તવિક પણે જણાવી શકયે કે પાછળા અવસ્તામાં જે સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ, જેવી બે સામસામી જતી, એકમેકની સાંમે જાણેકે લડાઇ કરતી હોય એવી, એક તદન સારી અને બીજી તદન બુરી, એવી જે બે શકિતઓ યા હસ્તિઓ જણાવી છે, તેઓ સરોશ યશ્તે તેમજ ફ્રવર્દિન યશ્તે જણાવેલા "પાયૂ થ્વોરૅશ્તાર" સાથે એકજ નથી. આ બન્ને જુદાંજ છે. પોલારીટીનો કાયદો જે "પાયૂ થ્વોરૅશ્તાર"ને લગતો દેખાય છે, તે 'ડ્યુઆલીઝમ'નો કાયદો જે સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુનો સંબંધ દેખાડે છે, તેનાથી જુદોજ છે. આ બે કાયદાઓ વચ્ચે કાંઇપણુ સંબંધ નથી.

---

૧ ઉપલા ત્રણુ ફકરાઓ મી૦ ચેતરજીની Ethical Conception of the Gathas ના પાના ૫૧૫ અને ૫૧૬ માંથી મેં અત્રે ઉતારી લીધા છે.

આપણા ધર્મ-મત પ્રમાણે રિસ્તાખેજનાં વખતે આ દુન્યા ઉપર અંગ્ર મઇન્યુ નાબુદ થઇ જશે, નિર્મૂળ થઇ જશે. જ્યારે અંગ્ર મઇન્યુ નાબુદ થઇ જશે, ત્યારે સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુ જેવી બે સાંમસાંમી જતી શકિતઓનું કામ કાંઇપણ રહેશે નહિ, પણ તે છતાં આપણી દુન્યા તો હસ્તિમાં ચાલુજ રહેશે અને પોતાનું કામ ચાલુ કર્યા કરશે. હવે જો આ સ્પેન્તા મઇન્યુ અને અંગ્ર મઇન્યુને 'પાયૂ થ્વૉરૅશ્તાર' સાથે એકજ ગણવાની હઠ લઇએ, તો પછી સવાલ થાય કે જ્યારે રિસ્તાખેજને વખતે 'અંગ્ર' નાબુદ થશે, ત્યારે 'પાયૂ થ્વૉરૅશ્તાર' જે સાયન્સ પ્રમાણે પોઝીટીવ અને નેગેટીવ ફોર્સીસ દેખાડે છે, તેમાંનો નેગેટીવ ફોર્સ પણ શું રિસ્તાખેજની વખતે નાબુદ થઇ જશે યાને કામ કરતો અટકશે? સાયન્સ આવું બોલવું કબુલ કરે નહિ, કારણ કે જેવો નેગેટીવ ફોર્સ કામ કરતો અટકયો, તેવો પોઝીટીવ ફોર્સ પણ કામ કરતો અટકી જાય, કારણકે આ બન્ને ફોર્સીસ તો સાથેજ કામ કરવાવાળા અને એકસરખા ઉપયોગી ગણાયા છે. આ બન્ને ફોર્સીસ જો કામ કરતા અટકી જાય તો સાયન્સ પ્રમાણે દુન્યાં કામ કરતી અટકી જાય, તેની હૈયાતી ખતમ થઇ જાય. આવાં કારણે 'પાયૂ થ્વૉરૅશ્તાર' તે સ્પેન્ત અને અંગ્ર સાથે એક નથી.

અષો જરથુસ્ત્રનાં વખત પછી હજારો વર્ષો રહીને હાલનું સાયન્સ Law of polarity ની, બેપણાનાં કાયદાની, વાત કરે છે, ત્યારે પયગામ્બર સાહેબ જરથુશ્ત્ર અને તેવણુના મહાન જાયનશીનોનાં સાયનતિફીક જ્ઞાન બાબે આપણને વાસ્તવિક ખુશાળી લાગે છે.

મર્હુમ વિદ્વાન એર્વદ શહેરયારજી ભરૂચા પોતાની નામીચી રિસ્તીસ્તાન નામની કેતાબનાં ૩૦૬ માં પાના ઉપર 'પાયૂ થ્વૉરૅશ્તાર'ની જે સમજણ આપે છે, તે ધ્યાનથી વાંચવા લાયક છે. તેવણ સાહેબ તેઓને પહેલ્વી લખાણોમાં જણાવેલા "સ્તિ" અને "ખ" અથવા "બ્હ" સાથે સરખાવે છે અને કહે છે કે "ધાર્યા મેલે તેઓ સાંખ્ય ફીલસુફીવાલા 'પ્રકૃતી' અને 'પુરૂષ' ને મલતા છે, તેમજ વલી તેઓ અવસ્તાવાલા 'ગેઉશ તષન' અને 'ગેઉશ ઉર્વન'ની મુકાબેલ છે." શું આપણે કહી શકયે કે યજશ્નના પહેલા હાના પહેલા ફકરામાં "યો તતષ યો તુથ્રુયે" યાને "જેણે એટલે અહુરમજ્દે આપણને બનાવ્યાં તથા આપણું રક્ષણ કરે છે," તેવા શબ્દો "પાયૂ થ્વૉરૅશ્તાર"ની મતલબ સમજાવે છે?

## જરથોશ્તી ધર્મ પ્રમાણેની ફ્રવષીઓ અને યુનાની ફીલસુફ પ્લેટોનાં Ideas 'આઇડીઆઝ' વચ્ચેની અજબ જેવી સરખામણી.

અત્યાર સુધીમાં નામીચી અને પવિત્ર ફ્રવર્દિન યશ્તની અંદર આવેલી ફ્રોહરોને લગતી કેટલીક અગત્યની બાબદોની સમજણ આપણે આ કેતાબમાં લીધી છે. તેમાંથી માલુમ પડે છે કે આ યશ્તનો લખનાર સાયનતિફીક જ્ઞાનમાં અને વિદ્વતામાં ઘણો આગળ વધેલો હોવો જોઇએ. આ યશ્તમાં બીજી ઘણીક નાની મોટી અગત્યની બાબદો આવી છે કે જેની અંદર આપણે ઉતર્યા નથી. છતાં આ વિષયમાં એક અતિ અગત્યની બાબદમાં હવે દાખલ થઇએ છીએ. ફ્રોહરો બાબે એક રીતનું સામટું યાને Comprehensive જ્ઞાન લેવા માંગ્યે છીએ. પવિત્ર જરથોસ્તી ધર્મે પોતાની પાછળ આવતા ધર્મો અને ફીલસુફીઓ ઉપર પોતાની બોહલી અસરો ફેલાવી છે, એ વાત જાણીતી છે. અને આપણા એ ધર્મે યુનાની ફીલસુફ પ્લેટો ઉપર કેવી જબરી અસર કીધી છે, તે બતાવનારી અગત્યની બાબદમાં હવે દાખલ થઇએ છીએ. The Ideas of Plato નામની પ્લેટોની જાણીતી ફીલસુફી અને જરથોસ્તી ફ્રોહરોને લગતી ફીલસુફીમાં જે અતિ ઘણું મલતાપણું જોવામાં આવે છે તે બાબદ અત્રે રજુ કર્યે છીએ જો કે Heaven and Hell and their Location in Zoroastrianism and in the Vedas and in Plato નામની, ગાથા સોસાયટીએ પ્રગટ કરેલી મારી ચોપડીમાં જરથોસ્તી ધર્મે ઉપલી બાબદમાં પ્લેટો ઉપર શું અસર ઉપજાવી છે તેનું વર્ણન મેં વિગતે આપ્યું છે.

ફીલસુફીને લગતી બાબદો સમજવાને માટે જુદી જુદી ફીલસુફીઓની Comparative study અભ્યાસ કરવાની ઘણી જરૂર છે. આવી રીતનાં અભ્યાસથીજ ધર્મનું ખરૂં રહસ્ય સમજી શકાય છે. તેમ જ્યારે થતું નથી ત્યારે આપણે એક બાજુનું સમજીને ફકત એકનું એકજ બોલ્યા કર્યે છીએ. વખતનાં અયઆમમાં, અનેક કારણોએ, કોઇ પણ એક ધર્મની ફીલસુફી બાજે વખત જુદા જુદા ફાંટાઓ પકડે છે; આવા

ફાંટાઓમાંના કોઇપણ એકજ ફાંટાને પકડી રેહવાથી આપણી વિચાર શકિત ઘણી ખીલતી નથી. તે વધુ વિકાસ પામતી નથી.

મારે અત્રે ખુલ્લું કહી દેવું જોઇએ કે હું કાંઇ ફીલસુફીઓનો મોટો અભ્યાસી કે ખાં હોવાનો દાવો કરતો નથી. પણ જે કાંઇ મારા વાંચવામાં આવ્યું છે તે ઉપરથી જે સમજ હું લઇ શકયો છું તેજ માત્ર અત્રે દર્શાવું છું.

આપણે આગળ વારંવાર કહી ગયા છીએ અને તેની શહાદતો આપી છે કે, ફરોહરો એક વ્યકિતગત Personal ખુદા, અહુરમજ્દ, અને તેના મીનો, સ્પેન્તા મઇન્યુમાંથી ઉભાં થયાં છે. તેવા વ્યકિતગત Personal ખુદાની સમજણ આપણે આપી છે. અહુરમજ્દ જે એક પેદા કરનાર યાને Creator છે, તે પોતાની પેદાયશો કેવી રીતે પેદા કરે છે, તે પેદાયશોનું કેવી રીતે પોષણ કરે છે, તે પોતાની પેદાયશોની અંદરજ રહીને કેવી રીતે કામ કરે છે, અને પોતાની પેદાયશોની અંદર યાને પદાર્થ matter ની અંદર કામ કરવા છતાં પણ પદાર્થની જે સ્વભાવિક ઉતરતે દરજ્જેની ખાસ્યત યા હાલત છે, તેવી હાલતની અસર અહુરમજ્દની પોતાની અસલ ખાલેસ મીનોઇ હાલતની અંદર પેવસ થતી નથી, એટલે અહુરમજ્દ હમેશાં તે ખાલેસ હાલતમાંજ રહે છે, તે હમેશાં પવિત્ર ગાથાએ જણાવ્યા મુજબ "હામો" યાને એક સરખો, અને indivisible યાને ભાંગતુટ ન થાય એવી અખંડ હાલતમાંજ રહે છે— આ અને એવી બીજી બાબદો માટે આપણે લંબાણથી બોલી ગયા છીએ. અહુરમજ્દ સર્વ–વ્યાપક, Omnipresent છે, હોરમજ્દ યશ્તમાં જણાવ્યા પ્રમાણે તે 'અવિ–તન્યો' છે, તે તમામે તમામમાં પંથરાઇ રહેલો છે, તેની તેવી સર્વ–વ્યાપકતા સમજવામાં ફરોહરોની ફીલસુફી મદદ કરે છે. ફરોહરોની સંખ્યા ગણાય તેવી નથી, તેઓ અસંખ્ય છે. જોકે યશ્તનાં ૧૭ થી ૨૦ માં ફકરાઓમાં તેઓને નવાનું હજાર નવસો નવાનુંની સંખ્યાઓમાં કામ કરતાં જણાવ્યાં છે છતાં લખનારનાં મનમાં તો આ સંખ્યા મારફતે ફરોહરો અ–સંખ્ય છે એવું જણાવવાની ફક્ત મતલબ છે. પણ આ ઉપરથી એમ સમજવાનું નથી કે અહુરમજ્દ, કે જેમાંથી ફરોહરો ઉભાં થયાં છે, તે પોતે આવી અ-ગણીત સંખ્યામાં વહેંચાઇ જાય છે. અહુરમજ્દ ભાંગતુટ થવા વગર તમામે તમામમાં કેવી

રીતે પંથરાઇ રહેલો છે, તેનું સર્વ-વ્યાપકપણું કેવી રીતનું છે તે જણાવવાને માટેજ ફ્રરોહરો અ-ગણીત સંખ્યામાં છે, એમ જણાવવા માંગ્યું છે. ત્યારે આપણે કહી શકયે છીએ કે ફ્રરોહરોનો તમામ જમેલો તે અહુરમજદ છે. આ રીતે તમામ ફ્રરોહરો અહુરમજદી ખાલેસ હાલ-તવાળાં છે, તેઓ અહુરમજદ સાથે એક સરખા દરજ્જાનાં છે. પણ જ્યારે ફ્રરોહરો ચઢતી ઉતરતી પેદાયશોમાં કામ કરે છે, ત્યારેજ તેઓ જુદા જુદા વિભાગોમાં વહેંચાય છે, પણ તે કારણે તેઓ જુદા જુદા દરજ્જા ધરાવે છે એવું ઠરતું નથી. આ કારણે ફ્રવર્દિન યશ્તની શરૂઆતમાંજ તમામ ફ્રરોહરોને એક સરખી રીતે અષાઉનાંમ્ ફ્રવષીનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથુરનાંમ્ એટલે "અષોઓની જોરાવર અને ગાલેબ ફ્રવષીઓ" એવાં એકજ નામે જણાવ્યાં છે.

પવિત્ર જરતોશ્તી ધર્મે જણાવેલાં આવાં "જોરાવર અને ગાલેબ" ફ્રરોહરોની ફીલસુફીએ યુનાની ફીલસુફ પ્લેટોની ઉપર કેવી મોટી અસર કીધી છે તેવી અગત્યની બાબદ ઉપર હવે આપણે આવ્યે છીએ.

## ફ્રરોહરો અને પ્લેટોના આઇડીઆઝ, Ideas.

ફીલસુફી જેવી મુશકેલ બાબદનો મારો અભ્યાસ નહિ જેવો હોવાથી મહાન ફીલસુફ પ્લેટોનાં 'આઇડીઆઝ'ની જરથોશ્તી ફ્રવષી સાથની સર-ખામણી અધુરી હોય તેમાં નવાઇ નથી. પ્લેટોનાં લખાણનો તરજુમો કરનારાઓ અને તેની ઉપર શરેહ કરનારાઓ પ્લેટોનાં 'આઇડીઆઝ'ની ફીલસુફીનું મૂળ જરથોશ્તી લખાણો છે એમ કદી પણ જણાવતા નથી. ખ્રિસ્તી લખનારાઓ એમ માની રહ્યા છે કે યુરોપનું હાલનું 'સિવીલીઝે-શન' અસલી યુનાની 'સિવીલીઝેશ'ન ઉપરજ રચાયું છે. આ કારણસર તેઓ યુનાની લખાણોની બહારની કોઇબી બાબદ કેડે જોવા માંગતા નથી. વળી યુનાની ફીલસુફીનો કોઇક ભાગ અસલ જરથોશ્તી ફીલસુફી ઉપર રચાયો છે એવું તેઓ જોઇ શકયા નથી. આ વિષયમાં આપણે એવું પુરવાર કરવાની તજવીજ કર્યે છીએ કે મહાન પ્લેટોની ફીલસુફી જરથોશ્તી ફીલસુફી ઉપરજ રચાયલી છે. પણ પ્લેટો પોતાના લખાણોમાં તેનું ખુલ્લું કબુલ કરી ગયો નથી. પ્લેટો ઇસ્વિ સનેની પુર્વે ચોઠી સદીમાં થઇ ગયો. પણ જરથોશ્તી ધર્મનાં અવસ્તાનાં લખાણો તેની ઘણું આગમજનાં લખાયાં હતાં એ નિર્વિવાદ બાબદ ધ્યાનમાં રાખવાની છે.

પ્લેટોનાં "ધી દાયલોગ્સ" (The Dialogues) નામનાં લખાણોમાંનાં થોડાંકમાં 'ધી આઇદીઆઝ'ની ફીલસુફી બાબે ટુંકા વિવેચનો આવ્યાં છે. પણ "ધી રિપબ્લીક" (The Republic) અને "ધી લોઝ" (The Laws) નામના બે દાયલોગોમાં તેનાં 'આઇદીઆઝ' બાબેની એક—સામટી સમજણ મળે છે.

## પ્લેટો પોતાના લખાણોમાં પોતાના ગુરૂ સોક્રેટીસને નામેજ બોલે છે.

પ્લેટોએ પોતાનાં લખાણોમાં હમેશાં સોક્રેટીસનેજ બોલતો અને પોતાના ચેલાઓ સાથે વાદવિવાદ કરતો ચિતાર્યો છે. આપણા અવસ્તાનાં પાછળાં લખાણો દાદાર અહુરમજ્દ તરફથી અપાયલાં, તેઓમાં દાદાર અહુરમજ્દ બોલતા હોય, એવી રીતે મુખ્ય ભાગે લખાયલાં છે. એક લખનારે જણાવ્યું છે કે પોતાના તમામ લખાણોમાં પ્લેટોએ ફકત ત્રણ જગાએ પોતાનું નામ વાપડયું છે. (જુઓ The Moral and Political Ideas of Plato, by A.M. Adam, page 22.)

પ્લેટોએ પોતાના ગુરૂ સોક્રેટીસ પાસેથી જે શિક્ષણ અસલમાં મેલવ્યું હતું તે શિક્ષણ જે 'દાયલોગો'માં પ્લેટોએ દાખલ કીધું છે તેઓને The Socratic Dialogues ને નામે વિદ્વાનોએ ઓળખ્યાં છે, અને વળી તેઓને પ્લેટોનાં આગલાં લખાણો તરીકે જણાવ્યાં છે. પણ બીજા 'દાયલોગો'માં, દાખલા તરીકે જેમાં 'આઇદીઆઝ'ની ફીલસુફી આવી છે, તેઓને પ્લેટોનાં પોતાના 'દાયલોગો' તરીકે જણાવ્યાં છે.

## પ્લેટોનાં Ideas આઇદીઆઝને કેમ સમજવા? The Idea of Good.

આપણે જણાવી દઇશું કે જેમ પવિત્ર ગાથામાં ૭ અમેશા—સ્પેન્તાઓને અહુરમજ્દનાં પોતાના ૭ સર્વોત્તમ ગુણો તરીકે જણાવ્યા છે, તેવીજ કાઇક રીતે પ્લેટોનાં Ideas 'આઇદીઆઝ'ને સમજવાના છે. પ્લેટોનો સર્વથી ચઢતા દરજ્જાનો આઇદીઆ તે The Idea of Good યાને ભલાંનો આઇદીઆ છે. આ આઇદીઆ આપણા અહુરમજ્દના વહિસ્ત મનંઘહ એટલે સર્વોત્તમ મન અને વોહુમન યાને ભલાં મનની બરાબર છે. પ્લેટોએ આ આઇદીઆને ખુદાના જેવોજ મોટા દરજ્જાનો જણાવ્યો છે. હવે આ "આઇદીઆ ઓફ ગુડ"ને ખુદાની પોતાની સાથે સરખાવવા

આબે શરેહ કરનારાઓમાં મતફેર દેખાય છે. પણ બધાઓ ખુદાને એક Being યાને એક હસ્તિ તરીકે જણાવવામાં એકમત લાગે છે.

## ખુદાનાં Being ની સમજણ.

Being તે Becoming થી જુદીજ સ્થિતી દેખાડે છે. ખુદા પોતે મૂળ કારણ, the First Cause છે. તે Being છે, તે અસલથીજ હસ્તિ ધરાવે છે અને બધી પેદાયશોને પેદા કરે છે, કે જે પેદાયશો હવે થવા માંડે છે: They are becoming. જેમ એક Neumenon, ન્યુમેનોનમાંથી Phenomenon, ફીનોમેનાન થાય છે, તેવી કોઇક રીતે Being અને Becoming ને સમજવાનું છે. આ અસલ મૂળને આ Being ને, જરથોસ્તી ધર્મમાં અહુરમજ્દ યાને પેદા કરનાર ખુદા તરીકે જણાવ્યું છે, યાને કે ખરી હસ્તિતો અહુરમજ્દ પોતે છે તેથી તેની પેદાયશોને Becoming થતી જણાવી શકયે.

ઉપર આપણે કહી ગયા કે પ્લેટોનાં The Idea of Good ને કેટલાક શરેહ કરનારાઓ Being યા ખુદા God તરીકે ગણતા નથી, જ્યારે બીજા શરેહ કરનારાઓ આ Idea of Good ને Idea of God તરીકેજ જણાવે છે. આ પાછળાઓ જણાવે છે કે પ્લેટોના વિચાર પ્રમાણે Good અને God બંન્ને એકજ છે.

## Idea of Good નો સર્વોતમ દરજ્જો, અને તેની મતલબ.

બધા Ideas માં પ્લેટો the Idea of Good ને સર્વોતમ દરજ્જો આપે છે અને તેને લગતાં જ્ઞાનને The Knowledge of Good તરીકે જણાવે છે. આ ભલાનું જ્ઞાન તે દુન્યવી સારા નરસાંનું સાધારણ જ્ઞાન નથી, પણ તેની પેલીમેર રહેલું મીનોઇને લગતું જ્ઞાન છે, એમ પ્લેટો અનેકવેળા ખુલ્લું કહે છે. તેને The Wisdom એવે નામે ઓલખ્યું છે. આ Wisdom તે બ્રહ્મજ્ઞાન છે, ખુદાનું જ્ઞાન છે. જેવી રીતે ખ્રિસ્તી ધર્મમાં ખુદાના કલામ–The Word of God ને Wisdom તરીકે ઓલખ્યા છે, જેવી રીતે અહુરમજ્દનાં પહેલા 'વાચ' વચન, કલામ, Word માં યાને અહુનવરમાં તમામ સૃષ્ટિનું મીનોઇ વિગેરેનું જ્ઞાન સમાયલું છે એમ આપણે યજશ્નના ૧૯ માં હામાંથી સમજી શકયે છીએ, તેવીજ રીતે, તેવીજ મતલબે, પ્લેટો બ્રહ્મજ્ઞાનને Wisdom તરીકે જણાવે છે.

## આઇદીઆઝની ફીલસુફી સમજાવવામાં શું મકસદ રાખી છે?

પ્લેટોના Ideas ની સમજણમાં ઉંડાણથી ઉતર્યે તે પહેલાં જોવાનું અગત્યનું છે કે પોતાની Ideas ની ફીલસુફી ઉભી કરવામાં પ્લેટોએ શું મકસદ રાખી છે. બ્રહ્મજ્ઞાનને મીનોઇ દુન્યામાંથી આ દુન્યા-ઉપર ઉતારીને, માણસોનાં હૃદયની અંદર તેને ઉતારવાને માટે, અને તેમ કરીને આ દુન્યાને નવેસરથી સમારવાને માટે તેનું જાણે કે, ફ્રશોગર્દ કરવાને માટે, પ્લેટો ચોક્કસ ઉપાયો યોજવા માગે છે. તે આ દુન્યા ઉપર એક જાતનું Republic રિપબ્લીક સ્થાપવા માંગે છે. આ કારણને લીધે જે 'દાયલોગ'માં પોતાની Ideas ની ફીલસુફી વિગતે સમજાવે છે, તે 'દાયલોગ'નું નામ તેણે The Republic આપ્યું છે. પ્લેટો જણાવે છે કે પોતાના ગુરૂ સોક્રેટીસને તેના વખતનાં રાજ્ય તંત્ર Political state થી સંતોશ મળ્યો નહિ, કારણ તેણે જોયું કે પોતાના વખતનાં રાજ્ય તંત્રમાં થોડાક સર્વોપરિ માણસોનાં હાથમા રાજ્યની લગામ આવી, પણ આમ વર્ગને કાંઇપણ ફાયદો મલ્યો નહિ. આનાં કારણો શોધતાં સોક્રેટીસને લાગ્યું કે તે વખતની શિક્ષણ પદ્ધતિ System of education ખામી ભરેલી અને ઉંધે રસ્તે દોરવનારી હતી. તેને તેમાં ખરાં જ્ઞાનની કોટાઇ લાગી. જેમ આમ વર્ગમાં, તેમજ રાજ્ય સત્તાવાલાઓમાં ખરૂં ઉંચું બ્રહ્મજ્ઞાન ન હોવાને લીધે, સત્તાવાલાઓ આપ મતલબી થઇને લોકોને દાબેલા રાખવા માંગતા. આ કારણે સોક્રેટીસ, પણ ખરૂં જોતાં તો પ્લેટો એવા વિચાર ઉપર આવ્યો, કે દુન્યવી જ્ઞાન ઉપરાંત, જેને તે the Knowledge of the Good કહે છે, તેવું મીનોઇ જ્ઞાન આમવર્ગમાં તેમજ સત્તાવાલાઓમાં આવવું જોઇએ. ઉપર જણાવી ગયો તેમ આ Knowledge of the Good તે સાધારણ રીતનું સારાં નરસાનું જ્ઞાન નથી; પણ જે સર્વોત્તમ ભલાંનો ખ્યાલ, The Idea of the Good યાને બ્રહ્મજ્ઞાન, કે જે The Being યાને સર્વોત્તમ હસ્તિ યા ખુદાની અંદરજ સમાયલું છે, તેવાં જ્ઞાનનો કાંઇક ઝાંખો પણ ખ્યાલ માણસોમાં આવવો જોઇએ એમ પ્લેટો જણાવવા લાગ્યો.

### પણ બ્રહ્મજ્ઞાન માણસોને સંપુર્ણ રીતે મલી શકે નહિ, છતાં માણસો ખુદાની ખેશીમાં આવી શકે છે; 'ખએત્વોદથ' કરી શકે છે.

પ્લેટો અનેક વેળા જણાવે છે કે ઉંચુ મીનોઇ જ્ઞાન, બ્રહ્મજ્ઞાન,

કોઇપણ માણસ સંપુર્ણપણે મેલવી શકે નહિ, છતાં માણુસોએ તે જ્ઞાનની વધુ અને વધુ નજદીકીમાં જવું જોઇએ કે જેથી તેઓ ખુદાની સાથે Communion માં, તેની ખેશીમાં, તેની દોસ્તીમાં, જરથોશ્તી બોલોમાં બોલતાં તેની સાથે 'ખએત્વોદથ' થવાની હાલતમાં આવી શકે. તેને માટે The Symposium નામના 'દાયલોગ'માં (ફકરા ૨૧૦ અને ૨૧૨ માં) પ્લેટો આ પ્રમાણે બોલે છે: "Do you not believe that in this co mmunion only will it be possible for a man, beholding the beautiful with the organ by which alone it can be seen, to beget, not images of virtue, but realit ies, for that which he embraces is not an image but the truth, and having begotten and nourished true virtue, to become the *friend* of God and attains to *immortality*, if ever mortal has attained." ઉપલા ફકરામાંથી ત્રણ મુખ્ય સચ્ચાઇઓ બહાર આવે છે. પહેલું ખરૂં જ્ઞાન, વોહુમન, બીજું, પહેલાંના પરિણામમાં true virtue, ખરી અષોઇ, અષ, અને આ બન્નેના મેલાપથી ખુદાને પહોંચવાની, તેની ખેશીમાં આવવાની, તેનાં દોસ્ત થવાની અને તેમ કરીને ખરી અમરગિ મેલવવાની વાત બહાર આવે છે.

## અષો જરથુશ્ત્ર પણ પ્લેટોની ઘણી આગમજ આ પ્રમાણેજ બોલી ગયા હતા.

પવિત્ર ગાથાનાં હા. ૨૮ નાં પાંચમાં ફકરામાં જરથુસ્ત્ર કહે છે: કત્ થ્વા અષ દરેસાની, મનસ્ચા વૉહૂ વએદેમનો, યાને કે "ઓ અષ! ભણેલો થઇને તુંને, તથા વોહુમનોને હું કયારે જોઇશ?"–(કાંગાજીનો તરજુમો.)

આ હા. ૨૮ ના બીજા ફકરામાં જરથુશ્ત્ર કહે છે કે "ઓ મહાજ્ઞાની સાહેબ! ભલાં મનની મારફતે તારી નજદીક હું પોહચું."–(કાંગાજી.) હા. ૩૩ નાં છઠા ફકરામાં જરથુશ્ત્ર કહે છે કે, "તારીથી અએ અહુરમજદ આએ બે ચીજ હું માગું છું—તારાં દર્શન, દીન બાબે તારી સાથે વાતચીત."—(કાંગાજી.) હા. ૩૧ નાં સોલમાં ફકરામાં આવ્યું છે કે, "અએ અહુરમજદ! તે માણસ તારી સંફનો (થ્વાવાંસ્=તારા જેવો) કયારે થાય?"—(કાંગાજી). એજ પ્રમાણે હા. ૪૩ નાં ત્રીજા ફકરામાં આવ્યું છે કે, "અએ અહુરમજદ! (તે શખ્સ) આરાધના કરનાર, તારી સંફનો

(થ્વાવાંસૂ) સારો દહાપણવાળો આબાદી કરનારો" છે.—(કાંગાજી.) એવા અનેક દાખલાઓ પવિત્ર ગાથામાં જગેજગ પડેલા છે. "ધી સીમપોસ્યમ"માં આવેલા પ્લેટોના ઉપર જણાવેલા ફકરામાં ખુદાના દોસ્ત થવાની to become the friend of God ની, જે વાત આવી છે, તેવીજ રીતે જરથુશ્ત્ર અહુરમજ્દને માણસોનાં પિતા તથા દોસ્ત તરીકે પ્લેટોની આગમજ જણાવી ગયા છે. વળી માણસને આયંદે અમર્ગિ, immortality, મળવાની છે, તે પ્લેટોની વાત પણ જરથુશ્ત્ર જણાવી ગયા હતા.

જરથુશ્ત્ર અને તેવણની પછી પ્લેટો જે ઉપર મુજબ જણાવી ગયા છે તેની મતલબ એવી થાય છે કે—

## માણસ અને ખુદાની દોસ્તી અને પ્રેમની વચ્ચે નહિ પાર થઈ શકે એવો કોઇપણ આડો અંતર નથી.

માણસને ખુદા સાથે જોડવાની જે સાંકળ છે, જે સાંધન છે, તે માણસનાં જ્ઞાન અને અષોઇ સાથનો તેનો ખુદા તરફનો પ્રેમ, પ્યાર, love છે. ગાથામાં હા. ૪૩ નાં ૧૬ માં ફકરામાં આવ્યું છે કે "જે માણસ અહુરમજ્દનાં પોતાના મઇન્યુ, સ્પેન્તા મઇન્યુને 'વૅરૅન્તૅ' યાને ચાહે છે, તે માણસને અહુરમજ્દ પણ ચાહે છે." પણ તેથી ઉલટું હા. ૪૭ નાં પાંચમાં ફકરામાં આવ્યું છે તેમ "એક પાપી માણસ તારા યાને અહુરમજ્દનાં પ્યારથી દુર રહે છે."

## જરથોશ્તી દીનમાં પ્રેમ, love નું સ્વરૂપ—અહુરમજ્દનો સ્વભોગ.

પવિત્ર ગાથા મુજબ અહુરમજ્દ પોતાના મીનો સ્પેન્તા—મઇન્યુની મારફતે અને અવસ્તા મુજબ પોતાની ફ્રવષીઓની મારફતે, માણસોને સીધે રસ્તે દોરવવા માંગે છે, તે માણસો તરફની તેની પ્યારની લાગણી દેખાડે છે. આ કારણને લીધે જ્યારે અહુરમજ્દ સ્પેન્તા—મઇન્યુને અને ફ્રવષીઓને માણસોની અંદર ઉતારે છે, ત્યારે તે જાણે કે એક જાતનો Sacrifice, એક જાતનો ભોગ આપે છે!

## જરથોશ્તી ધર્મ-મતમાંથી ખ્રિસ્ટીઓએ લીધેલો ખુદાના પ્રેમનો ખ્યાલ.

ઉપલો જરથોશ્તી વિચાર પકડી લઇને ખ્રિસ્ટી ધર્મ ખુદાના પ્રેમ બાબે જણાવે છે કે: God so loved the world that He

gave His only begotten Son to the world યાને કે ખુદા આ દુન્યાને એટલી બધી ચાહે છે કે માણસોના ઉદ્ધાર માટે તેણે પોતાના એકલા એકજ દિકરાને યાને ક્રાઇસ્ટને આ દુન્યા ઉપર મોકલી આપ્યો. ખરા ક્રાઇસ્ટ યાને ક્રિસ્તોસની વાસ્તવિક સમજણ બાબે મેં મારી સ્પેન્તા મઇન્યુવાળી ચોપડીમાં વિગતે જણાવ્યું છે, તેથી એ બાબત પર અત્રે વધુ ન બોલતાં તે વાંચવાની ભલામણ કરૂં છું.

ખુદા અને માણસ વચ્ચેના પ્રેમનું બાઝવું ત્યારેજ થાય છે કે જ્યારે ઉપર જણાવેલા પ્લેટોનાં ફકરા મુજબ માણસો ફકત images યાને પડછાયા તરફજ વળખાં મારતાં નથી, પણ આ ક્ષણભંગુર દુન્યાની ચલિત ચાઇચાઇઓને અને ખોટી મોહીનીઓને છોડી દઇને મીનોઇ દુન્યાની હમેશાં ટકી શકે એવી અ-ચલિત સચ્ચાઇઓની યાને realities અથવા eternal veritiesની શોધમાં મંડયા રહે છે.

### સચ્ચાઇની શોધમાં ફકત બહારનાં દેખાવને, અથવા ઢોંગીપણાંને કાંઇપણ સ્થાન નથી.

ખરી સચ્ચાઇ કે જે ખુદા પોતેજ છે, તેને માણસે પોતાનાં અંતઃકરણમાં શોધવાનો છે. કોઇપણ કારણે ફકત બહારનો દેખાવ કરવામાં રવાનની ઉન્નતી થતી નથી. કારણ કે ઢોંગીપણામાં ખોટાઇ untruth સમાયલું છે. ઢોંગીપણાંમાંથી સારા ગુણોને બદલે દરૂજી હાલત પેદા થાય છે, અને દરૂજી હાલત જાણે કે એક જીંદગીનું રવાનિક મોત લાવે છે. પ્લેટો કહી ગયો છે કે રવાનનું મોત કશાંથી આવતું નથી, પણ ફકત તેનામાં વાસો કરી રહેલાં evil યાને અ-સત્યથીજ તેનું મોત આવે છે.

આપણે આ પ્રમાણે કાં બોલ્યે છીએ? બે કારણે, એક તો આપણા રવાનની ઉન્નતીને માટે અને બીજું પ્લેટોએ જણાવેલાં સર્વોતમ Knowledge of Good ની શોધને માટે. આગલ જણાવી ગયા તેમ આ Knowledge of Good તે દુન્યા પરનાં સાધારણ રીતનાં સારાં નરસાંનું જ્ઞાન નથી તેમજ તે બીજું દુન્યવી જ્ઞાન પણ નથી. એક જમાનામા એક ચીજ સારી ગણાય છે, તે બીજા જમાનામાં તેવીજ સારી ગણાતી નથી. સોક્રેટીસ અને પ્લેટો એવા જ્ઞાનની તલબ કરી રહ્યા હતા કે જે જ્ઞાનમાં અચળ નિયમ સમાયલો હોય જે હમેશાં એક સરખી

રીતનું હોય, અને જે જ્ઞાનથીજ માણસોને અને દુન્યાને આગળ વધારી શકાય. આ જ્ઞાન તે જરથોસ્તી વોહુમનનું જ્ઞાન છે, તે બ્રહ્મ જ્ઞાન છે. તે ખ્રિસ્તી ધર્મે જણાવેલું The Wisdom છે, કે જેને The Word of God તરીકે પણ ઓળખ્યું છે. ખુદાનો કલામ The Word of God તે આપણો અહુનવરનો કલામ છે, જેમાંથી યજશ્નનાં ૧૯ માં હા. પ્રમાણે અહુરમજદે પેદાયશો પેદા કીધી છે, એમ આપણે આગળ જણાવી ગયા છીએ. વળી આપણે કહ્યું છે કે પોતાના વખતમાં ગ્રીસ દેશમાં જે રાજ્યતંત્ર, ચાલી રહ્યું હતું તેનાથી સંતોષ નહિ પામતાં સોક્રેટીસે એવું જ્ઞાન ફેલાવવા માંડ્યું કે તેથી તે રાજ્ય તંત્રનાં સાંધા ઢીલા થાય, અને જાણે કે માણસોનાં રાજ્યને બદલે દુન્યા ઉપર મીનોઇ રાજ્ય આવતું થાય. તે માટે તેણે ખુદાનું ભલાઇનું જ્ઞાન અને બીજા ખુદાઇ સદગુણો, The Virtues નું જ્ઞાન ફેલાવવા માંડ્યું પણ તેથી તો સોક્રેટીસ ઉપર આફતનું આસમાન તુટી પડ્યું !

## સોક્રેટીસ ઉપર મુકાયલો આરોપ અને તેનું મોત.

આવાં નવાં શિક્ષણોથી પોતાની જાહોજલાલીનું આવી બન્યુ જાણી, રાજ્ય ચલાવનારાઓ તરફથી સોક્રેટીસ ઉપર બે આરોપ મુકવામાં આવ્યા. એક રાજ્ય દ્રોહનો અને બીજો જુવાનોને ખોટે રસ્તે દોરવવાનો આરોપ. સોક્રેટીસની તપાસ ચાલી, અને જેમ તે અને તેના સાથીઓ ધારતા હતા તેમ તેની ઉપરનો આરોપ પુરવાર થયો, અને તેને ઝેરનો પ્યાલો પીને મોતને શરણુ થવાની શિક્ષા કરવામાં આવી. સોક્રેટીસનાં દોસ્તોએ તેને નાસી છુટવાની તદબીરો દેખાડી, પણ સોક્રેટીસે આવા વખતે પણ ખરાબ દાખલો બેસાડીને રાજ્યની સ્થાપિત સત્તાની સામે થવાની વાત માન્ય રાખી નહિ.

## મોત બાબેની સોક્રેટીસની ફીલસુફી.

સોક્રેટીસની જે તપાસ ચાલી, તેનો અહેવાલ The Apology નામના 'દાયલોગ'માં પ્લેટોએ આપ્યો છે. તેમાં મરણથી બીહવાનું કાંઇ પણ કારણ નથી એમ જણાવતાં પોતાના દોસ્તો તેમજ તપાસ ચલાવનાર ન્યાયાધિશોને સંબોધીને સોક્રેટીસ નીચે મુજબ કટાક્ષ કરે છે: "If death is a journey to another place......what good, O my friends and judges can be greater than this ?.........

What would not a man give, if he might converse with Orpheus and Musaeus and Hesiod and Homer? Above all I should be able to continue my search into true and false Knowledge; as in this world, so also in that; I shall find out who is wise, and who pretends to be wise... what infinite delight would there be in conversing with them and asking them questions! For, in that world they do not put a man to death for this; certainly not. For, besides being happier in that world than in this, they will be immortal if what is said is true ......

પછી આખરી સલામ કરતાં કહે છે કે: "The hour of departure has arrived, and we go our ways—I to die and you to live. Which is better, God only knows."

આ ફકરાની અંદર સોક્રેટીસની અને પ્લેટોની ખરાં જ્ઞાન બાબેની તલાસને લગતી આખી ફીલસુફી ટુંકમાં જાણે સમાઇ જાય છે. Knowledge of Good યાને Knowledge of Wisdom નું સંપુર્ણ જ્ઞાન આપણને આ દુન્યા ઉપર ન મલે તો પેલી દુન્યામાં તો મલશેજ એવી સોક્રેટીસની અને પ્લેટોની શ્રદ્ધા આપણે અત્રે જોઇ શકયે છીએ.

### અહુનવરનો ખુદાઇ કલામ.

આ જ્ઞાન તે absolute good અને absolute wisdom નું જ્ઞાન છે. તે જ્ઞાન ફકત ખુદાતાળામાંજ સમાયલું છે, આ જ્ઞાન તે આપણા અહુરમજ્દની 'ખ્રતૂ' યાને અકલે અવલ, અથવા બ્રહ્મજ્ઞાન છે, કે જે 'ખ્રતૂ'ની અંદરથી અહુરમજ્દ ગાથા હા. ૨૧ ફ. ૭ પ્રમાણે પેદાયશો પેદા કરે છે, અને જે તમામ પેદાયશો આખેર તેજ અહુરમજ્દની 'ખ્રતૂ'ની અંદર ગાથા હા. ૪૮ ફ. ૪ પ્રમાણે ઠર પડે છે. અહુનવરનો પવિત્ર કલામ કે જેની રૂએ તમામ પેદાયશો બની રહી છે, અને જેનો નાદ આખી સૃષ્ટિમાં ફેલાઇ રહયો છે, તે કલામની વાત સર્વથી પહેલાં એક "અગુશ્તા વચાઓ" યાને આગલ નહિ સંભલાયલા વચનો તરીકે જરથુસ્ત્ર સાહેબે

હજારો વરસ આગમજ દુન્યાને જાહેર કીધી હતી. તેજ કલામની વાત યાહુદીઓમાં અને ખ્રીસ્ટી આલમમાં, તેમજ યુનાની દેશોમાં આગલા વખતમાં એક યા બીજા રૂપે જણાયલી છે. વલી પ્લેટો પછીથી થયલાં neo-Platonism નાં લખાણોમા, દાખલા તરીકે, ફાઇલો જુડીઅસનાં લખાણોમાં પણ અહુનવરની–ખુદાના કલામની–ફીલસુફી આમેજ થયલી છે. જરથોસ્તી ધર્મનાં મૂળ સિદ્ધાંતોએ દુન્યામાં કેમ પ્રચાર કીધો છે, તેનો આ એક અગત્યનો દાખલો છે.

## સોક્રેટીસનું એક મુખ્ય સિદ્ધાંત–Know Thy self.

આગલ કહી ગયા તેમ પોતાના વખતની યુનાની દેશમાં ચાલુ રહેલી રાજ્ય પદ્ધતિથી નારાજ થઇને સોક્રેટીસ અને પ્લેટોએ જુદાજ ખ્યાલો તેમાં દાખલ કરવા માંગ્યા. તે વખતે સોફીસ્તો Sophists તરફથી અપાતું જ્ઞાન અને તેઓની શિક્ષણ પદ્ધતિને બાજુએ કરીને, તેમજ અનેક નાના મોટા દેવતાઓ gods and goddesses ની ચાલુ ધાક ધમકીની વાત દૂર કરીને, માણસનાં મરજીનાં છુટાપણાં, Freedom of the will, ની વાત ચાલુ કરવા માટે નવાજ વિચારો યુનાની પ્રજામાં દાખલ કરવા માંગ્યા. દુન્યવી જુદાં જુદાં જ્ઞાનોની પેલીમેર બ્રહ્મજ્ઞાન જેવું એક અચુક અને અખંડ જ્ઞાન છે, તે વાત લોકોમાં ફાહેશ કરવાની તજવીજ કીધામાં આવી, કે જેથી માણસો પોતે શું છે, કયાંથી આવ્યાં, કયાં જવાનાં, એ વાતો ઉપર ધ્યાન લગાડે. આ પ્રમાણે સોક્રેટીસે એક મુખ્ય સિદ્ધાંત કે know thy self યાને કે અએ માનવી! તું પોતે પોતાને સમજતો થા, એ વાત લોકોનાં મનમાં ઠસાવવા માંગી. અને માણસ ખુદા સાથે કેટલો બધો અટલગનો સંબંધ ધરાવી શકે તેનું જ્ઞાન આપવાને માટે પ્લેટોએ The Knowledge of Ideas નું જ્ઞાન આપવા માંડયું. બીજા બોલોમાં મૂળ જરથોસ્તી ધર્મની ફ્રવષીની ફીલસુફીની વાતનું—અલબતાં જુદા શબ્દોમાં—જ્ઞાન આપવા માડયું.

## સોક્રેટીસનાં Philosopher-Kings. રિપબ્લીકની સ્થાપના.

પોતાના વખતનું રાજ્ય તંત્ર, કે જેમાં ફકત થોડાકજ માણસો પોતાના પૈસા અને સત્તાના જોરે બીજા માણસોને પોતાની પુઠે ચલાવીને, સામાન્ય પ્રજાને ગમે તેમ ચલાવીને, તેઓને હમેશાં દાબેલા રાખવામાં આવતાં કે જે

રાજ્ય તંત્રમાં ખરા વિદ્વાનોને કાંઇપણ સ્થાન મળી શકતું નહિ, તેને બાજુએ કરીને, જે નવું રાજ્ય તંત્ર સ્થાપવાને માટે લોકોને શિક્ષણ આપવા માગ્યું તેનું નામ પ્લેટોએ Republic તરીકે રાખ્યું એમ આપણે જણાવી ગયા છીએ. એ પણ એક જાતનું Democracy નું રાજ્ય હતું, હવે જેમ હાલના વખતમાં પણ એક ડેમોક્રેતિક રાજ્યમાં ખામીઓ છે, તેમાં શીખેલાં ભણેલાં પણ ખરી ઉંચ લાયકાત વગરનાં માણસો ઉંચ સ્થાને આવી શકે છે, તેવી ખામીઓ દૂર કરવાને માટે પ્લેટોએ શીખવ્યું કે આ રિપબ્લીકમાં જેઓને તે ખરા Philosophers તરીકે જણાવે છે, તેવા Philosopher-Kings એ અગ્રપદ ધરાવવું જોઇએ. આ ફીલોસોફર્સોની વ્યાખ્યા પ્લેટોએ ઘણી ઉંચી રાખી છે. હાલમાં જેઓને આપણે સાધારણ રીતે ફીલસુફો તરીકે ગણયે છીએ, કે જેઓ પોતાની જુદી જુદી દુન્યવી ફીલસુફીઓમાં એકમેકથી તદન જુદા પડે છે તેવા ફીલસુફો નહિ, પણ જેઓએ બ્રહ્મજ્ઞાન Sophia, મોટાં પ્રમાણમાં મેળવ્યું હોય, જેઓ ખરેખર બ્રહ્મજ્ઞાની થયા હોય, અને જે ફીલસુફો આવા જ્ઞાનની બરક્કતથી ખુદાના જેવા Like God, "થ્વાવાંસ્ મજ્દા અહુરા", થવાની હાલતમાં આવવા માંગતા હોય, તેવા ઉંચે દરજ્જેના, Philosopher-Kings નાં હાથોમાં રાજ્ય તંત્ર મુકવા માગ્યું.

આવી રીતે બ્રહ્મજ્ઞાન, The Knowledge of Good, અહુરમજ્દનાં "વહિશ્તા મનંઘ્હા" ની વાત કીધા પછી, તે જ્ઞાનની સમજણ આપવાને માટે પ્લેટો

## Four Cardinal Virtues એટલે ચાર સર્વોત્તમ ગુણોની, યાને ખરી રીતે તો પહેલા ચાર જરથોશ્તી અમેષાઓની વાત કરે છે.

પણ તે ઉપર આવ્યે તે પહેલાં Virtue બાબે પ્લેટો શું સમજણ આપે છે તે જોઇએ.

## Virtue is knowledge

પ્લેટો પ્રમાણે Virtue ની વાત તે પણ એક જાતનાં જ્ઞાનનીજ વાત છે. તેથી તે કહે છે કે માણસો ખરાં virtuous યાને સદ્ગુણી ત્યારેજ થઇ શકે, કે જ્યારે તેઓ જ્ઞાની થાય. પ્લેટો કેહવા માંગે છે કે

માણસોએ પહેલાં જ્ઞાની થવું, કે જેથી તેઓને virtuous સદ્ગુણી થવાનું સહેલ થઇ પડે. જ્ઞાનનાં પ્રતાપથીજ માણસો અષો થઇ શકે છે. આ કારણને લીધે અષો જરથુશ્ત્ર બોલી રહ્યા છે કે: "અએ અહુરમજ્દ! જ્ઞાન અને અષોઇ—આ બેના મેલાપથી—હું તને કયારે જોઇશ?" આ જરતોસ્તી શિક્ષણ પ્લેટોએ પુરેપુરૂં સમજી લીધું છે. પ્લેટો જ્યારે કહે છે કે Virtue is Knowledge, ત્યારે તે પોતે તેમાંથી એક અગત્યનો સવાલ ઉભો કરે છે, અને પુછે છે કે:

## Can Virtue be taught?

યાને કે આ Virtue માણસોને શિખાડી શકાય એવી વસ્તુ છે કે? આપણે ઉપર જોયું છે કે પોતાના રિપબ્લીકની સ્થાપનાં માટે પ્લેટો દુન્યવી જ્ઞાનની, દુન્યવી બાબદોની આર્જુ કરતો નથી, પણ મીનોઇ, ખુદાઇ જ્ઞાનની તલબ કરી રહયો છે, અને જ્યારે આ ખુદાઇ જ્ઞાનની સમજણ આપવાને માટે તે ચાર Cardinal virtues, ચાર જરથોસ્તી અમેષાઓની વાત કરવા માંગે છે, ત્યારે આવી રીતનાં Virtue ની વાત કરતાં એના મનમાં વાસ્તવિક સવાલ ઉભો થાય છે, કે શું આ Virtue કોઇ એવી બહારની વસ્તુ છે, કે જે બહારથી મેલવી શકાય અને તે કારણે તેને લગતું કાંઇક શિક્ષણ આપી શકાય, અથવા તો શું આ Virtue માણસની અંદર રહેલી કોઇ એવી હાલત યા શકિત છે કે જે ચોક્કસ સંજોગોમાં માણસોનાં અનદરૂનમાંથી બહાર ઉભરાઇ આવે છે? આ સવાલને "ધી પ્રોતેગોરાસ" અને "ધી મીનો" એ નામના બે 'દાયલોગ'માં પ્લેટોએ તપાસ્યો છે પણ પ્લેટો કોઇ એક ચોક્કસ નિર્ણય ઉપર આવતો નથી. તે તેમ આવી શકે પણ નહિ. તેનું કારણ આ છે કે જે 'આઇદીઆઝ' Ideas ની ફીલસુફી તે સમજાવી રહયો છે, જે 'આઇદીઆઝ'ની અંદર સર્વોત્તમ બ્રહ્મજ્ઞાન યાને The Idea of Good ઉપરાંત Four Cardinal Virtues ચાર મુખ્ય સદ્ગુણો સમાઇ ગયા છે, તે સદ્ગુણો તો જાણે કે મીનોઇમાંજ રહેલા છે યાને ખુદ ખુદાતાળાની અંદરજ તેઓ પોતાની સંપુર્ણતામાં સમાઇ રહેલા છે. પ્લેટો પોતાના આવા મૂળ વિચારને લીધેજ Can virtue be taught, એ સવાલનો પુરેપુરો જવાબ પોતે આપતો નથી, કારણ કે તે આપી શકે પણ નહિ.

પ્લેટોએ જણાવેલું બ્રહ્મજ્ઞાન યાને The Idea of Good તે પવિત્ર ગાથાવાળાં અહુરમજ્દનાં "વહિસ્તા મનંઘ્હા" યાને સર્વોત્તમ મનસનું જ્ઞાન છે. પ્લેટોના Four Cardinal Virtues, તેમજ જરથોસ્તી અમેષાઓનું મૂળ-બન્ને એક સરખી રીતે-અહુરમજ્દનાં 'વહિસ્તા-મનં-ઘ્હા'ની અંદર સમાયલું છે.

અહુરમજ્દને માણસોથી બની શકે એવી રીતે સમજવાને માટે પહેલાં તેના પોતાના અમેષાઓને, અને પ્લેટોએ જણાવેલા Four Cardinal Virtues, ને માણસોએ પોતાની મકદુર પ્રમાણે સમજી લેવાના છે. અને તેમ થવા પછીજ અહુરમજ્દનાં 'વહિસ્તા મંનઘ્હા' તે પ્લેટોએ જણાવેલા The Idea of Good યાને બ્રહ્મજ્ઞાનને કાંઇક રીતે થોડું ઘણું સમજી શકાય છે. આ કારણે પ્લેટો પોતાના The Republic નામના 'દાયલોગ'ની સાતમી ચોપડીમાં નીચે મુજબ કહે છે:

"My opinion is that *in the world of knowledge* the idea of good appears *last of all, and is seen only with an effort;* and when seen, is also *inferred* to be the universal author of all things beautiful and right, parent of light and the lord of light *in this world,* and the source of truth and reason *in the other:* this is the first great cause which he, who would act rationally either in public or private life, must behold."

આ ફકરામાં પ્લેટો એવું કહે છે કે **પેલી દુન્યામાં** ખુદાનો The Idea of Good યાને બ્રહ્મજ્ઞાન સર્વથી પહેલો અને સર્વોત્તમ idea છે, અને તેમાંથી Cardinal Virtues ઉભા થયા છે, છતાં **આ દુન્યામાં** તેને લગતું જ્ઞાન માણસને શરૂઆતમાંજ મલી શકતું નથી, પણ પેલા Cardinal Virtues નું જ્ઞાન મલવા પછીજ The Idea of Good યાને બ્રહ્મજ્ઞાન માણસને છેક છેલ્લાં મલી શકે. જરથોસ્તી બોલોમાં બોલતાં વોહુમન, અષ, ક્ષથ્ર અને આરમઇતિનું જ્ઞાન બને એટલું લીધા પછીજ અહુરમજ્દનાં 'વહિસ્તા મનંઘ્હા' યાને સર્વોત્તમ ભલાંનું The Idea of Good નું અહુરમજ્દનું પોતાનું, કાંઇક જ્ઞાન માણસને છેક છેલ્લે મલી શકે.

હવે આપણે પ્લેટોએ જણાવેલા Four Cardinal Virtues ની વાત ઉપર આવ્યે છીએ.

**Plato's First Cardinal Virtue is Wisdom. આ પહેલો તે જરથોશ્તી અમેષા વોહુમન, બહુમન, સુમનસ છે.**

પ્લેટોએ જણાવેલો પહેલો સદ્‌ગુણ જે Wisdom છે, તે તેનાં કહેવા પ્રમાણે The Idea of Good યાને બ્રહ્મજ્ઞાનનો આ દુન્યામાં ગોયા પડછાયો છે. જરથોશ્તી મત પ્રમાણે પણ અહુરમજ્દના પોતાના 'વહિશ્તા મનંઘ્હ' યાને સર્વોત્તમ સુ-મનસનો વોહુમન યાને સુ-મનસ આ દુન્યામાં ગોયા એક પડછાયો છે. એનો અર્થ એવો લઇ શકાય કે અહુરમજ્દનું **સર્વોત્તમ** સુ-મનસને માણસો પોંહચી શકે નહિ, પણ તેઓને વોહુમન યાને સુ-મનસ તો મલી શકે. આ બાબે આપણે આગળ લંબાણથી વિવેચન કર્યું છે, તેથી અત્રે વધુ લંબાવવાની કાંઇ જરૂર રહેતી નથી.

**Plato's Second Cardinal Virtue is Justice. આ બીજો જરથોશ્તી અમેષા જે અષ છે તેની મુકાબેલ છે.**

પ્લેટો જણાવે છે કે માણસ જ્ઞાની થવાથીજ, યાને વોહુમન પ્રાપ્ત કરવાથીજ તે બીજો justice નો સદ્‌ગુણ મેળવી શકે છે. Justice નાં સદ્‌ગુણનું જે વર્ણન તેણે આપ્યું છે તે ઉપરથી આપણે સહેલથી તેને જરથોશ્તી અષ સાથે મેળવી શકયે છીએ. અષ તે immutable law of the universe છે, કે જે કાયદો તમામ સૃષ્ટિમાં વ્યાપી રહેલો છે, જેની સાથે અહુરમજ્દ પોતે હ–જઓષ યાને એક જોશનો, એક વિચારનો છે, અને જે કાયદાની રૂએજ સૃષ્ટિનાં દરેક ભાગમાં જે harmony રહેલી છે, તે harmony અહુરમજ્દનાં ઇનસાફનું ખરૂં સ્વરૂપ દેખાડે છે. અષ શબ્દ માણસોની ફક્ત બહારની અષોઇ માટે વપડાયો નથી. તે ઘણી બોહળી મતલબે વપડાયો છે.

**Plato's Third Cardinal Virtue is Courage. આ ત્રીજો જરથોશ્તી અમેષા જે ક્ષથ્ર છે, તેની મુકાબેલ છે.**

પ્લેટોનાં Wisdom અને Justice, યાને જ્ઞાન અને અષોઇ અથવા ઇનસાફ, કે જે પહેલા બે સદ્‌ગુણો છે, અને જે બે જરથોશ્તી વોહુમન

અને અષની બરાબર છે, તે બેનાં જોડાણથી પ્લેટો કહે છે તેમ એક માણસને Courage અથવા Fortitude મલે છે. જરથોસ્તી મત મુજબ એક માણસને વોહુમન અને અષ મલવાથી, તેને રફતે રફતે અષનાં સર્વ-વ્યાપક કાયદાનું ભાન થાય છે, અને તેવું ભાન થતાંજ તેને કુદરતની ઉપર, તેમજ પોતાની ઉપર એક જાતનો કાબુ volitional power મલે છે. તેને આપણે 'ક્ષથ્ર' કહીએ છીએ. આવો 'ક્ષથ્ર' ધરાવનાર માણસ ચાહે તે કરી શકે છે, કારણ કે તે કુદરતના કાયદાઓ સમજી ગયો છે.

**Plato's Fourth Cardinal Virtue is Temperance. આ ચોથો જરથોશ્તી અમેષા જે આરમઇતિ છે, તેની મુકાબેલ છે.**

જ્યારે પ્લેટો મુજબ એક માણસને Courage યા Fortitude મલે છે, ત્યારે જરથોસ્તી મત મુજબ તેને 'ક્ષથ્ર' volitional power યાને સત્તા મલે છે, તે સત્તાનો જો કોઇ માણસ ગેર ઉપયોગ કરે છે, તો તે માણસ દુન્યાને માટે ભયરૂપ થઇ પડે છે. આ કારણને લીધે પ્લેટોના ચોથા સદ્ગુણ યાને Temperance ની જરૂરીયાત સહેજે સમજી શકાય છે. આવાંજ કારણે એક માણસને જરથોશ્તી ત્રીજો અમેષા, જે 'ક્ષથ્ર' યાને સત્તા છે, તે મલવા પછી તેનો ગેર ઉપયોગ થવાનો સંભવ રહે છે, તેટલા માટે 'ક્ષથ્ર' પછી તરતજ ચોથા અમેષા તરીકે આરમઇતિ આવીને ઉભી રહે છે. આ આરમઇતિ તે Temperance, નમનતાઇનો સદ્ગુણ છે. પવિત્ર ગાથામાં આરમઇતિને અહૂરમજ્દની દીકરી તરીકે જણાવી છે તેની મતલબ આપણને હવે સહેજે સમજાય છે. એક દીકરીની અંદર અસલથીજ માબાપ તરફની નમનતાઇ રહેલી છે. આરમઇતિ તે પ્લેટોએ જણાવેલું Temperance છે, તે આપણા જરથોશ્ની ધર્મ મતે જણાવેલા 'પતમાન'ના યાને દરેક બાબદમાં મધ્યમપણાના, Golden mean ના કાયદાની યાદ આપે છે. પ્લેટો પોતાના Temperance, આપણા આરમઇતિનાં, સદ્ગુણ બાબે "ધી ચારમીદેસ" નામના 'દાયલોગ'માં વિગતે જણાવે છે. તેમજ પોતાના "ધી પ્રોતેગોરાસ" નામના 'દાયલોગ'માં તેને સહેજ જુદી રીતે સમજાવે છે, એમ મને લાગ્યું છે. પ્લેટો કહે છે કે: Man had a share of the divine attributes ......Zeus sent Hermes to men, bearing reverence and

justice યાને માણુસો અસલથીજ ખુદાતાળાનાં સદ્દગુણોનો, ખુદાતાળાનાં ચાર attributes નો, અહુરમજ્દની અંદર રહેલા ચાર સંપુર્ણ અમેષાઓનો, કાંઈક ભાગ ધરાવે છે. અને તેથી કરીને ઝીઉસે યાને ખુદાએ હરમીસને Reverence અને Justice નાં યાને નમ્રતા અને ઇનસાફનાં સદ્દગુણો આપીને તેઓને માણુસોમાં ફેલાવો કરવાને માટે માણુસોમાં મોકલ્યો. આ ફકરામાં જે reverence શબ્દ વાપડયો છે. તે ઉપર જણાવેલા temperance (ચોઠા સદ્દગુણ) ની મુકાબેલ છે, તે ધ્યાનમાં રાખવું જોઇએ છે.

ઉપલા પ્લેટોનાં વિચારો પરથી એક અગત્યની બાબદ બહાર આવે છે, અને તે એ કે ખુદાની અંદર, અહુરમજ્દની અંદર, ઉપર જણાવેલા ચાર અમેષાઓ તમામ સંપુર્ણતામાં રહેલા છે. અને માણુસો પણ પોતાના ચારિત્ર પ્રમાણે તેઓને ઓછા વધતા મેલવી શકે છે. આવા સદ્દગુણોને લીધે ખુદાતાળા અને માણુસો વચ્ચેના જે નિકટ સંબંધની વાત આપણે આગળ કરી ગયા છીએ, તેનું વાસ્તવિકપણું વધુ સમજી શકાય છે.

પ્લેટોએ જણાવ્યું છે કે ઝીઉસ યાને ખુદાએ હરમીસને માણુસોમાં મોકલ્યો હતો. આ હરમીસ તે આ કેતાબનાં પહેલા ભાગમાં જે હરમીસ-ત્રિસ મેજીસ્તસની ફીલસુફીની વાત કીધી છે, તેજ પ્લેટોનો હરમીસ હોવો જોઇએ એમ લાગે છે.

પ્લેટોનાં લખાણોમાંથી આપણે અવસ્તાએ જણાવેલા પહેલા ચાર અમેષાઓ—વોહુમન, અષ, ક્ષથ્ર અને આરમઇતિ—ને શોધી કહાડયા છે, તે દેખાડે છે કે જ્યારે તેણે Four Cardinal Virtues ની વાત કીધી છે ત્યારે તે ત્યાં જરથોસ્તી વર્ણન માત્ર આપે છે.

## ફ્રીમેસનરીમાં પણ એજ પ્રમાણે ચાર મુખ્ય સદ્દગુણોની, ચાર જરતોશતી અમેષાઓની વાત કીધી છે.

ફ્રીમેસનરી આ ચાર સદ્દગુણોને અનુક્રમે Prudence, Virtue, Fortitude અને Temperance નાં નામે ઓળખે છે. તેઓ એજ અનુક્રમે આપણા જરથોશ્તી ચાર અમેષાઓ—વોહુમન, અષ, ક્ષથ્ર અને આરમઇતિ—ની તદન બરાબરના છે.

ઉપર જણાવેલા ચાર મુખ્ય સદ્‌ગુણોની સમજણ આપીને પ્લેટો તેમાંથી એક અતિ અગત્યનો સવાલ ઉભો કરે છે, કે જે સવાલમાંથી આપણને જરથોશ્તી લખાણો સાથની એક વધુ અગત્યની સરખામણી મલી આવે છે. તે પુછે છે કે :

**Is Virtue one or many?**

યાને કે તેણે જે Four Cardinal Virtues જણાવ્યા છે, તેઓ પોતાની જાતમાં એક બીજાથી જુદા છે, યાતો તેઓ કોઇ કરીને એકજ છે? સવાલ ઘણી મહત્વતા ધરાવે છે. વિદ્વાન જોવેત કે જેણે પ્લેટોના 'દાયલોગો'નો તરજુમો કીધો છે, તે પ્રસ્તાવનામાં જણાવે છે કે : The aim of Socrates and of the Dialogue is to show the unity of virtue. તે કહેવા માંગે છે કે બધા સદ્‌ગુણોની અંદર કોઇ એક એવું તત્વ સમાયલું છે કે જેની હાજરીથી બધા સદ્‌ગુણો એકસરખી હાલતનાં દેખાય છે. "પ્રોતેગોરાસ" તેમજ "લાકેસ" Laches નામના બે 'દાયલોગો'માં પ્લેટો બધા સદ્‌ગુણોની અઇકયતા unity બાબે એકસરખી રીતે બોલે છે.

## જરથોશ્તી લખાણો પ્રમાણે ચાર અમેષાઓ એકસરખા છે, કે તેઓ એક બીજાથી જુદા છે?

નામીચી ફ્રવર્દિન યશ્તનાં ૨૩ માં કર્દામાં આવ્યું છે કે અહુરમજ્દ અને તેના છ અમેષાઓ મલીને જે સાત અમેષા—હપ્ત અમેષા—થાય છે તેઓ "એકજ વિચારનાં...એકજ સખુનનાં...એકજ કામ કરનારા છે. તેઓનો વિચાર એકસરખો, સખુન એકસરખો, તથા કામ એકસરખું છે. તેઓનો પિતા તથા શિખવનાર એકજ યાને દાદાર અહુરમજ્દ છે. (વલી) જેઓ-માંનો એક, બીજાંના રવાનોને જુએ છે. નેક વિચારોમાં પોતાનું ચિત્ત લગાડેલું, નેક સખુનોમાં પોતાનું ચિત્ત લગાડેલું, નેક કામોમાં પોતાનું ચિત્ત લગાડેલું, ગરોથમાન તરફ પોતાનું ચિત્ત લગાડેલું. (વલી) ક્રિયાની ભેટો તરફ આવવાના જેઓનાં માર્ગો રોશનીવાળા (હોય છે)—(જુઓ કાંગાજીનો તરજુમો). આ વિગત ઉપરથી જણાય છે કે જેમ પ્લેટોનાં Cardinal Virtues તેમજ જરથોસ્તી ધર્મનાં સાતેસાત અમેષાઓ એકસરખા દરજ્જાના છે. અહુરમજ્દ પોતે બાકીના છ અમેષાઓથી છુટો તેમજ જુદો નથી. આ રીતે ત્યારે ફ્રવર્દિન યશ્તવાળા

## ૭ જરથોશ્તી અમેષાઓ અહુરમજ્દના ગુણો માત્ર દેખાડે છે, તેઓ અહુરમજ્દથી જુદી હસ્તિઓ, entities નથી.

ઉપલી વિગત આપીને હવે આપણે એક બીજો અગત્યનો સવાલ ઉભો કર્યે છીએ.

## પ્લેટોએ ફક્ત ચાર Four Cardinal Virtues જણાવ્યા છે, પણ આપણામાં ૭ અમેષાઓ છે. આ બાબદને કેમ સમજ્યે?

પ્લેટો ચાર મુખ્ય સદ્‌ગુણો બાએ બોલે છે, જે ચારની જરથોશ્તી ચાર અમેષાઓ—વોહુમન, અષ, ક્ષથ્ર અને આરમઇતિ—સાથેજ સરખામણી થઇ શકે છે. પણ જરથોશ્તી અમેષાઓ તો ૭ છે. ત્યારે જે સરખામણી આપણે કરવા માંગ્યે છીએ, તે પુરી છે યા તેમાં કાંઇ અધુરાપણું રહે છે તે બાબદ હવે જોવાની છે. આપણુ કહેવાનું એવું છે કે ૭ અમેષાઓ—વોહુમન, અષ, ક્ષથ્ર, આરમઇતિ, હઉર્વતાત અને અમેરેતાત—**અહુરમજ્દની** અંદર, તેના ૭ ગુણો તરીકે હમેશાં સંપુર્ણતામાં રહેલા છે. પણ જરથોશ્તી ધર્મ માણસોની વાત કરતાં કહે છે, કે પહેલા ચાર અમેષાઓ યાને સદ્‌ગુણો—વોહુમન, અષ, ક્ષથ્ર, અને આરમઇતિ—ને માણસો પોતાની મકદુર પ્રમાણે પોતાના ચારિત્રની ખીળવણી પ્રમાણે, જ્યારે અંગિકાર કરે છે, ત્યારે તેનાં પરિણામ તરીકે અહુરમજ્દ પોતે તે માણસોને બાકીના બે અમેષાઓ—હઉર્વતાત અને અમેરેતાત—યાને સંપુર્ણતા અને અમર્ગિ બક્ષે છે. આ છેલ્લા બે તે માણસોનાં પોતાનાં સારાં કર્મોનો બદલો છે એમ ખુલ્લું કહેવામાં આવ્યું છે. અને ત્યારે

## હઉર્વતાત અને અમેરેતાત તો માણસોને બદલા તરીકે મલે છે.

જેમ કે પવિત્ર સ્પેન્તોમદ ગાથાવાળા હા. ૪૭ નાં પહેલા ફકરામાં નીચે મુજબ આવ્યું છે:

"And to us Ahura Mazda will give both the two, Haurvatāt and Ameretāt, Universal Weal and Immortality, by means of His Bountiful Spirit (Spenta-Mainyu), and with His Best-mind (Vahishta-Manangha), from

**the Righteous Moral Order (Asha) in word and deed, and by His Sovereign Power (Khshathra) (established) in Piety (Armaiti)."—મીલ્સનો તરજુમો. આવી રીતે આ ફકરા પ્રમાણે એક સદ્દગુણી માણુસને અહુરમજદ પોતાના સ્પેન્તા મઇન્યુની મારફતે હઉર્વતાત અને અમેરેતાત આપે છે. ઉપલા ગાથીક વિચારને વલગી રહીને હોરમજદ યસ્તનો લખનાર જણાવે છે કે ઇધ હઉર્વત અમૅરૅતાત, યોઇ સ્તો મિઝ્દૅમ્ અષાઉનાંમ્ પરો–અસ્તિ જસૅનતાંમ્. "ખોરદાદ અને અમરદાદ બીજી હૈયાતીમાં જનારા અષો લોકોનો બદલો છે."**

## પ્લેટો પ્રમાણે પણ છેલ્લા બે અમેષાઓ માણસોને બદલા તરીકે આપવામાં આવે છે.

પ્લેટો પણ ઉપલા જરથોશ્તી વિચારને અનુસરીને આતુંજ બોલે છે. "ધી સીમ્પોઝીયમ" નામના 'દાયલોગ'માં આવ્યું છે કે..."In this communion only will it be possible for a man...to beget, not images of virtue, but realities...and to become the friend of God and attain to immortality, if ever mortal may attain." યાને કે જ્યારે માણુસ પરવરદેગાર સાથે Communion કરવાની, તેની સાથ એકતાન થવાની, તેની ખેશીમાં આવવાની, તેની સાથે "ખેત્વોદથ" કરવાની હાલતમાં આવે છે, ત્યારે તેને ખરા સદ્દગુણનો ફક્ત આ દુન્યાપરનો બહારનો દેખાવ નહિ, પણ તે સદ્દગુણની અંદર રહેલી ખરી realities એટલે કે અસ્તિત્વ યા સચ્ચાઇ, તેનું મીનોઇમાં રહેલું ખરેખરૂં સ્વરૂપ તેને મળે છે. ખરી વસ્તુસ્થિતી તે સમજી શકે છે. અને તે વખતે તે માણુસ ખુદાનો **દોસ્ત** થાય છે અને ખરી **અમરગી** તે મેળવે છે. યાને આ વખતે તેને 'હઉર્વતાત' અને 'અમૅરૅતાત' મલે છે.

આ પ્રમાણે અમેષાઓની બાબદમાં, Cardinal Virtues ની બાબદમાં, ગાથા અને પ્લેટો વચ્ચેની સરખામણી સંપુર્ણ થાય છે. પ્લેટો ગાથાની ફીલસુફીને કેટલી હદ સુધી સમજી ગયો છે, અને કેવી રીતે સંપુર્ણપણે તેને વલગી રહયો છે, તેનું આપણને આ બાબદમાં તેમજ બીજી અનેક બાબદોમાં ખરૂં ભાન થાય છે. આપણી દલગીરી ફક્ત એટલીજ છે કે પોતાના 'દાયલોગો'માં જણાવેલી અનેક ફીલસુફીભરી બાબદોનું અસલ જરથોસ્તી મૂળ તે ખુલ્લા બોલોમાં કબુલ રાખતો કે જણાવતો નથી.

પ્લેટો ઇ. સ. ની પુર્વે ચોથી સદીમાં થઇ ગયો એટલે આજથી ૨૩૦૦ વર્ષો ઉપર હેયાતી ભોગવી ગયો. તે વખતે અસલ ખરૂં જરથોસ્તી જ્ઞાન મેલવવાનાં સાધનો કુદરતી રીતે ઘણાં હતાં, તે વખતે પ્લેટો જરથોસ્તી જ્ઞાની પુરૂષો સાથે અનેક રીતે સમાગમમાં આવ્યો હોવો જોઇએ. તે જ્ઞાની પુરૂષોએ જરથોસ્તી અમેષાઓ બાબે તેને હરેક પ્રકારનું ઉંડું વાસ્તવિક જ્ઞાન આપ્યું હતું. તે જ્ઞાન પ્રમાણેનાં પ્લેટોનાં પોતાના લખાણોમાંથી આપણે દલીલો પેશ કરી છે કે અમેષાઓ—અમષાસ્પંદો—કાંઇ અહુરમજદથી જુદી હસ્તિઓ યાને entities નથી, પણ અહુરમજદનાં પોતાનાં સંપુર્ણ ગુણો છે, જેઓને ગાથાએ અમેષાઓનાં નામે અને પ્લેટોએ Cardinal Virtues ને નામે જણાવ્યા છે.

**પોતાના દેશમાં પોતાના વખતનાં, રાજ્યતંત્રથી પોતાને સંતોષ ન મલતાં, સોક્રેટીસ અને પ્લેટોએ દુન્યાની ઉપર એક જાતનું બ્રહ્મરાજ્ય અથવા ખરૂં ધર્મ રાજ્ય સ્થાપવા માંગ્યું, જેને પ્લેટોએ The Republic એવું નામ આપ્યું.**

એ બાબે આપણે આ વિષયની શરૂઆતમાંજ વિવેચન કર્યું છે. આ બ્રહ્મરાજ્ય સ્થાપવાને માટે, તે કાયમ ટકી શકે તે માટે, પ્લેટોએ The Ideas ની ફીલસુફી ઉભી કીધી. અને તેમ કરતાં તેણે The Cardinal Virtues ની ફીલસુફી જણાવવા માંડી. પણ આપણે જેમ લંબાણથી પુરવાર કરવાની તજવીજ કીધી છે તેમ The Ideas ની ફીલસુફી સમજાવતાં પ્લેટોએ જે Cardinal Virtues ની વાત કીધી છે તે જરથોસ્તી અમેષાઓની ફીલસુફી ઉપરથીજ તેણે લીધી છે, એમ સરખામણીઓ કરીને આપણે દેખાડયું છે. હવે આપણે આપણી બાબદમાં એક પગલું આગળ વધ્યે છીએ, અને પ્લેટોના The Ideas ની ખરી મતલબ શું છે અને તેઓ જરથોસ્તી ફ્રવષીની ફીલસુફી સાથે કેટલા બધા મલતા થાય છે તેવી અગત્યની બાબદમાં દાખલ થઇએ છીએ.

પ્લેટોએ જે બ્રહ્મરાજ્ય, જે Republic સ્થાપવા માંગ્યું, તેને મલતું આપણને પવિત્ર ગાથામાંથી શું મળે છે તે હવે જોવાની તજવીજ કર્યે છીએ. આપણે ગાથામાંથી કોઇ બીજી નવીજ વાત શોધી કહાડવા માંગ્યે છીએ. તે વાત જો આપણને મલી તો પછી આપણે કહી

શકયે કે આ બાબદમાં પ્લેટોએ તમામ આધાર જરથોસ્તી લખાણો ઉપર, જરથોસ્તી શિક્ષણો ઉપરજ રાખ્યો છે.

**પ્લેટોનું "Republic" તે આપણા ગાથામાં જણાવેલું "ગએથા." રિપબ્લીક ચલાવવા માટે પ્લેટોએ Philosopher Kings ની આર્જુ કીધી. પોતાના "ગએથા" આગળ વધારવા માટે અષો જરથુશ્ત્રએ સઓષ્યંતોની આમદની આર્જુ કીધી.**

પોતાના રિપબ્લીકની સ્થાપના કરવામાં પ્લેટોએ બે મતલબ રાખેલી જણાય છે. પહેલું, જે Cardinal Virtues પોતાની સંપુર્ણતામાં ફક્ત ખુદાની અંદરજ સમાયલા છે, પણ જે સદ્‌ગુણો માણસો પણ પોતાની મકદુર પ્રમાણે, પોતાના ચારિત્રની ખીળવણીમાં, થોડે વધુ અંશે મેલવી શકે છે, તે સદ્‌ગુણોને ખીળવીને માણસોએ ખુદાના જેવા, ખુદાના દોસ્તો તરીકે થવાનું છે અને તેમ કરીને માણસોએ આયંદે સંપુર્ણતા અને અમર્ગિ મેલવવાની છે. અને બીજું એ કે આવા સદ્‌ગુણોની ખીળવણી કરીને, માણસોએ Philosopher Kings જેવા થઇને, જરથોસ્તી બોલોમાં સઓષ્યંતો જેવા થઇને આ દુન્યાને આગલ વધારવાની છે; યાને કે 'ફ્રષેમ્ કેરેનાઉન્ અહૂમ્' યાને જીંદૃગીને અને તેમ કરતાં દુન્યાને પણ સાથે સાથે, વધારે અને વધારે ફ્રષેમ, Fresh, તાજી કરવામાં, માણસોએ પોતાનો ફાલો આપવાનો છે.

**પ્લેટોએ પોતાના રિપબ્લીકની અંદર કઇ બાબદો સમાવવા માંગી ?**

પ્લેટોએ આ દુન્યા ઉપર જે રિપબ્લીક, જે બ્રહ્મરાજ્ય સ્થાપવા માગ્યું, તે રાજ્યની અંદર ઘણી બાબદોનો સમાવેસ કીધો છે. તેમાં તેણે Gymnastics અને Music ને મોટો દરજ્જો આપ્યો છે. વળી તેમાં તેણે Community of goods અને Community of wives and children ની જરૂરીઆત પણ જોઇ છે! આ બધામાં ઉતરવાની આપણે ધારણા રાખી નથી. કારણ કે આપણી મુખ્ય મતલબ તો પ્લેટોનાં Ideas ની સમજણ લેવાની છે. ફક્ત એક બીજી અગત્યની બાબદનો ઇશારો કર્યે કે જ્યારે પ્લેટો પોતાના રિપબ્લીક માટે ફીલોસોફર–કિંગ્સની આર્જુ રાખે છે, ત્યારે કવિ યાને Poets ને તે રિપબ્લીકમાં કાંઇ-

પણ સ્થાન નથી. કવિઓ માટે તે ઘણું હલકું મત ધરાવે છે. તેનું કારણ શું છે?

## The Simily of the Cave. પ્લેટોના Poets, કવિઓ બાબેનો અભાવ.

પ્લેટો એક મુખ્ય સિદ્ધાંત રજુ કરે છે કે દુન્યવી જ્ઞાન Worldly Knowledge અને મીનોઇ જ્ઞાન Spiritual Wisdom, આ બે તદન જુદાં છે. માણસો મોટે ભાગે દુન્યવી જ્ઞાન સંપાદન કરે છે, પણ મીનોઇ જ્ઞાન જેને તે Wisdom અથવા તો The Knowledge of Goodને નામે ઓળખે છે, તે મીનોઇ જ્ઞાન તેઓ સહેલથી મેળવી શકતા નથી. દુન્યવી જ્ઞાનથી ખરી સચ્ચાઇનું યાને eternal verities નું જ્ઞાન મેળવી શકાતું નથી. દુન્યવી જ્ઞાન ફકત તકલિદી છે. મીનોઇ જ્ઞાન અમર છે. આ બાબદને સમજાવવાને માટે પ્લેટો એક દ્રષ્ટાંત આપે છે, તેને તે Simily of the Cave ને નામે જણાવી ગયો છે. તે કહે છે કે દુન્યાનાં માણસો જાણે કે એક ગુફાની અંદરજ રહે છે, તે ગુફાનો એકજ દરવાજો છે. તે ગુફામાં હમેશાં એક બળતું રહે છે, કે જેના ઓળાઓ તે ગુફાની અંદરજ પંથરાઇ રહે છે, અને તે કારણે તે ગુફામાં જે દેખાવો દેખાય છે, તેને ગુફામાં રહેનારાં માણસો ખરી સચ્ચાઈ તરીકેજ ધારી લે છે. ગુફાની બહાર જે ખરી સચ્ચાઇ પડેલી છે તે તેઓને દેખાતી નથી. પછી પ્લેટો કહે છે કે જ્યારે માણસો આ ગુફાની અંદરથી બહાર આવે છે, યાને કે પોતાના માની લીધેલા વિચારોનાં વમળમાંથી મોકળા થાય છે, ત્યારેજ તેઓને ખરી સચ્ચાઇનું ભાન થાય છે. વળી તે કહેવા માંગે છે કે આવી ખરી સચ્ચાઇ eternal verities નું જ્ઞાન સાધારણ માણસો આપી શકે નહિ, પણ જેઓ Philosopher-Kings છે અથવા Philosophers who are Kings and Kings who are Philosophers, તેઓજ માત્ર ખરૂં જ્ઞાન આપી શકે છે. પ્લેટોનો આવો મુખ્ય વિચાર હોવાને લીધેજ તેનાં સ્થાપ્વા ધારેલાં રિપબ્લીકમાં poets યાને કવિઓને કાંઇપણ સ્થાન નથી, કારણકે કવિઓ ફકત પોતાના મનનાં તરંગોજ બહાર પાડે છે, તેઓ ખરી સચ્ચાઇ જોઇ શકતા નથી એમ પ્લેટોનું માનવું લાગે છે. પેલા ગુફામાં રહેનારાં માણસોની માફક કવિઓ ફકત ખોટા દેખાવો યાને ખરી

સચ્ચાઇના ફક્ત Shadows ઓળાઓ રજુ કરે છે, એમ પ્લેટોનું માનવું છે. આપણને એમ લાગે છે કે પોતાનાં રિપબ્લીકમાં કાંઇ પણ કમીપણું, કાંઇપણ ખોટાઇ દાખલ થાય નહિ, તે કારણે તેણે કવિઓને પોતાના રિપબ્લીકમાં કાંઇપણ સ્થાન આપ્યું નથી.

આપણે ઉપર જણાવી ગયા કે પોતાના રિપબ્લીકને માટે જે બાબદો પ્લેટોએ જરૂરી ધારી તેમાં તેણે Community of goods અને Community of wives and children ને અગ્રસ્થાન આપ્યું છે. આવી કાંઇક વાતો હાલના જમાનામાં પણ થાય છે. આવી વાતો સાધારણ રીતે હાલમાં આપણને કઢંગી લાગે છે, તેવીજ રીતે આપણા અસલી જરથોસ્તી ન્યાગાનોને પણ કઢંગી લાગતી હતી. આતો તવારિખી બાબદ છે, કે સાસાન્યન જમાનામાં "માની" નામના એક કહેવાતા પયગામ્બરે ઉપલી રીતનું Communism ફેલાવવા માંગ્યું હતું. અને તેનાં વિપરીત પરિણામો આવવાથી, તેને રાજ્ય તરફથી ગરદન મારવામાં આવ્યો હતો. પ્લેટોએ પોતાના રિપબ્લીકમાં આવી વાતો દાખલ કરવા માંગી તેને માટે તેણે અનેક કારણો જણાવ્યાં છે, પણ આપણો વિષય નાહક વધુ લંબાણ થાય માટે આપણે તેમાં અત્રે ઉતરવા માંગતા નથી.

આપણે એવી સરખાંમણી કરવા માંગી છે કે પ્લેટોનું રિપબ્લીક તે આપણા પવિત્ર ગાથામાં જણાવેલા "ગએથા" છે. ખરી રીતે બોલતાં આપણા "ગએથા"ના ખ્યાલ ઉપરથી પ્લેટોએ પોતાનાં રિપબ્લીકનો ખ્યાલ લીધો છે.

## ગાથામાં જણાવેલા "ગએથા" ની કાંઇક સમજ.

'ગએથા'ની વાત ગાથામાં લગભગ અગ્યાર વખત આવી છે. હા. ૩૧,૧; ૩૧,૧૧; હા. ૩૩,૧૧; હા. ૩૪,૩; હા. ૪૩,૬; ૪૩,૭; હા. ૪૪,૧૦; હા. ૪૬,૮; ૪૬, ૧૨; ૪૬,૧૩; હા. ૫૦, ૩.

ગાથાવાળા 'ગએથા'ને કેવી રીતે સમજવા, તે ઉપર આવ્યે તે પહેલાં એક અગત્યનાં લખાણ ઉપર ધ્યાન ખેંચશું. સને ૧૯૨૭ નાં ધી કે. આર. કામા ઓરિયનતલ ઇન્સ્ટીટયુટનાં નંબર ૧૦) નાં જર્નલમાં મહુંમ મી. માણેક ન. દસ્તુર એમ.એ. એ A Dissertation as regards Sir Oliver Lodge's Substance of Faith એવે નામનો એક લંબાણ વિષય લખ્યો છે, તે વાંચવાની ખાસ ભલામણ કરી શકાય

છે. તે વિષયમાં "ગએથા" વિષે જાણવાજોગ વિવેચન આવ્યું છે, એટલુંજ માત્ર આપણે અત્રે જણાવશુ.

## "તા વે ઉર્વાતા"વાળા ગાથાના જાણીતા હા. ૩૧ ની અંદર આવેલી "અષોઇના ગએથા"ની વાત.

અષો જરથુસ્ત્ર આ હામાં 'અગુશ્તા વચાઓ' એટલે "આગલ કદિ નહિ સંભળાયલા કલામો"ની વાત કરે છે. આવા 'અગુશ્તા વચાઓ'ની વાત કરતાં આ હાના પહેલાજ ફકરામાં તેવણ સાહેબ "અષહા ગએથાઓ" યાને **અષોઇના ગએથાની** વાત કરે છે. ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે અત્રે જરથુસ્ત્ર સાધારણ ગએથાની નહી પણ **"અષોઇનાં** ગએથા"ની વાત કરે છે, અને તેમ કરતાં જેઓ દરૂજની શિખામણોથી, "ઉર્વાતાઇશ્ દ્રૂજો"થી, "અષોઇનાં ગએથાને ખરાબ કરે છે," તે વાત ઉપર આવે છે. ગએથાઓ શબ્દનો તરજુમો કાંગાજી "અશોઇનાં મુલકો" કરે છે. મીલ્સ તેનો તરજુમો Settlements of the righteous; મી૦ ખુદાબક્ષ પુનેગર The Settlements of Asha; અને સ્પિગલ, The world of purity, એવો કરે છે. સ્પિગલનો તરજુમો વધુ વાસ્તવિક લાગે છે, કારણકે The world of purity, કોઇક રીતની abstract અષોઇની હાલત દેખાડે છે. પ્લેટોનાં Ideal Republic ની જે વ્યાખ્યા આપણે આગળ આપી છે, અને જે મુજબ The Idea of Good યાને બ્રહ્મજ્ઞાન એટલે મીનોઇ જ્ઞાનને મીનોઇમાંથી આ દુન્યાની ઉપર બને એટલાં પ્રમાણમાં માણસોએ પોતપોતાને માટે નીચે ઉતારવાનું છે, તે વિચાર ધ્યાનમાં રાખતાં આપણને લાગે છે કે જરથુસ્ત્ર 'અગુસ્તા વચાઓ'ની વાત કરતાં એક ideal 'ગએથા' આ દુન્યા ઉપર સ્થાપવા માંગે છે. અને તેમ કરતાં "દરૂજની શિખામણો"થી દુર રહેવાની જે વાત કરે છે, તે પરથી લાગે છે કે મીનોઇ 'ગએથા'ને, The Kingdom of God ને, આ દુન્યાં ઉપર લાવીને તેને માણસોનાં અંતકરણની અંદર ઉતારવાને માટેનીજ આ બધી વાત છે. આ વિચાર ઉપરથી આપણે કહીએ છીએ કે પયગામ્બર સાહેબ કાંઇ દુન્યવી Settlements, યાને કોઇ મુલકો યા Colonies સ્થાપવા બાબે નહિ પણ માણસોનાં અંતકરણમાં અષોઇનાં 'ગએથા', The world of purity, સ્થાપિત કરવાનીજ વાત કરે છે.

જેમ ધારવામાં આવે છે તેમ 'ગએથા'ની વાત કરતાં પયગામ્બર સાહેબ

માણુસોને ભટકતી જીંદગી છોડી દઇને ફક્ત સ્થાપિત જીંદગી, Settled life ગુજારવાની વાત કરવાને માટેજ આવ્યા ન હતા. આવી વાત તો કોઈ પણ બુદ્ધિશાળી માણસ કરી શકે. એક ખરા પયગામ્બરનું કામ આવી રીતનું સંકુચિત તો નજ હોઇ શકે. આ સમજણ ધ્યાનમાં રાખીને હવે હા. ૩૧ નાં અગીઆરમાં ફકરા ઉપર આવ્યે અને પયગામ્બર સાહેબની એ બાબેની ખરી મતલબ સમજવાની તજવીજ કર્યે.

હા. ૩૧ નો અગીઆરમો ફકરો જરથોશ્તી 'ગએથા' અને પ્લેટોનાં રિપબ્લીકને સમજવાને માટે ઘણો અગત્યનો છે. તેમાંથી કોઇક નવીજ સમજણ ઉઠાડવાની આપણે કોશેષ કર્યે છીએ.

## અહુરમજ્દે ગએથાઓ અને દએનાઓ બનાવ્યા. "ગએથાઓસ્ચા તષો દએનાઓસ્ચા."

આ ફકરામાં આવ્યું છે કે "અએ મજ્દા! જ્યારે પહેલાં તેં તારી વિચાર શકિત મનંગ્હથી 'ગએથાઓ' અને 'દએનાઓ' બનાવ્યાં (તષો), ત્યારે તેં હમુને "અસ્તવન્તેમ્ ઉશ્તનેમ્" યાને હાડમંદ 'ઉશ્તાન્' યા જીંદગી તથા 'ખ્રતૂ' યાને અક્કલ બખશી, (તે સાથે વળી) હમુને 'શ્યઓથનાચા સેંગ્હાંસ્ચા' યાને કામ કરવાની શકિત અને ધર્મનાં ફરમાનો (યા શિખામણો) આપ્યાં, કે જેથી આ દુન્યા પર મરજી મુજબનું છુટાપણું "વર્ઇનેંગ્ વસાઓ" મલે." આ ફકરાનો તરજુમો મોટે ભાગે કાંગાજી મુજબ લીધો છે. આ ફકરામાંની બે મુખ્ય બાબદો ધ્યાનમાં રાખી મુકવાની છે અને તે એ કે મજ્દાએ પહેલાં યાને શરૂઆતનાં વખતમાં in the very beginning of things—"ગએથાઓ અને દએનાઓ" બનાવ્યાં. બીજું એ કે જ્યારે હાડમંદ જીંદગી શરૂ થઇ ત્યારે તેણે "શ્યઓથના અને સેંગ્હા" માણુસોને આપ્યાં, યાને આ દુન્યા ઉપર માણુસોને કામ કરવાની શકિત અને તેઓને માટે સેંગ્હા, શિખામણો યા ધર્મના ફરમાનો આપ્યાં. આ બે મુખ્ય બાબદોમાંથી હું પહેલાં એવું કહેવા માગું છું કે ગએથાઓ અને દએનાઓ બન્ને **સાથે સાથે** મીનોઇમાં છેક શરૂઆતનાં વખતમાં મજ્દાએ બનાવી રાખ્યાં હતાં.

## ગએથા અને દએનાની ખરી સમજણ.

'ગએથા' શબ્દની ખરી મતલબ આપણે ઉપજાવી કાઢયે, તેટલાં

આટલું તો ચોક્કસ છે કે અત્રે જે 'દએના'ની વાત કરવામાં આવી છે, તે મીનોઇ 'દએના' યાને દીન છે, કે જે તમામ કુદરતની અંદર રહેલી 'દએના' છે, કે જે 'દએના'ની સમજણ અહુરમજ્દ તરફથી મેલવીને અષો જરથુસ્ત્રએ આ દુન્યા ઉપર પોતાની માજદયસ્ની જરથુશ્ત્ર દીન ફેલાવી છે. જ્યારે આ ફકરામાં આવેલા 'દએના' શબ્દની મતલબ મીનોઇ દીન તરીકે છે, તો પછી 'દએના'ની **સાથે સાથેજ** અવ્વલમાં મજ્દાએ જે "ગએથા" બનાવ્યા હતા, તે 'ગએથા'ની મતલબ અવ્વલમાં તો મીનોઇ 'ગએથા' તરીકેજ હોવી જોઇએ એમ સહેજે સમજી શકાય છે. પછી બીજું હું એવું કહેવા માગું છું કે તે પછી જ્યારે આ દુન્યાની વાત જરથુસ્ત્ર આ ફકરામાં કરે છે ત્યારે મીનોઇ 'ગએથા' અને મીનોઇ 'દએના'ની વાત સમજવાને માટે તેવણ સાહેબ કહે છે કે માણસોને મજ્દાએ 'ખ્યઑથ્ના,' કામ કરવાની શકિત, યાને કે મીનોઇ 'ગએથા'ને જાણે કે આ દુન્યા ઉપર ઉતારીને તેને પોતાનાં કામો મારફતે અમલમાં લાવવાની શકિત આપી, પણ માણસો મજ્દાની 'દએના'ની મતલબ પુરે પુરી સમજી શકે તે માટે મજ્દાએ તેઓને **સાથે સાથે** 'સેંગૂહા', શિખામણો યા ધર્મ ફરમાનો આપ્યાં.

ઉપલી સમજણ પ્રમાણે આપણે આ ફકરામાં આવેલા 'દએના' અને 'સેંગૂહા' વચ્ચેનો ફરક જોઇ શકયે છીએ. 'દએના' તે મીનોઇ દીન છે, 'સેંગૂહા' તે મીનોઇ 'દએના'ને આ દુન્યાં ઉપર લાવીને તેને સમજવાના કાયદા છે, અહુરમજ્દની શિખામણો છે.

આ 'ગએથા' અને આ 'દએના'ની મતલબ આગલ ચાલતાં વધુ ખુલ્લી રીતે જોઇશું. તેટલાં આપણે જરથોસ્તી દીન અને પ્લેટોમાં આવેલી ઉપર જણાવેલી વિગતો બાબે એક સરખામણી કરીશું. મીનોઇ અહલાન કે જેને પ્લેટો આ દુન્યા ઉપર પોતાનાં રિપબ્લીકમાં ઉતારવા માંગે છે, અને તેને સમજાવવાને માટે જેમ તે પોતાની The Ideas ની ફીલસુફી રજુ કરતાં, The Idea of Good અને તે પછી The Four Cardinal Virtues યાને ચાર મુખ્ય સદ્‌ગુણોની વાત કરે છે, તેવીજ રીતે ગાથાવાળા મીનોઇ 'ગએથા'ને આ દુન્યા ઉપર ઉતારીને, 'દએના'ને સમજવા માટે અને અમલમાં લાવવાને માટે જરથુસ્ત્ર કહે છે કે મજ્દાએ માણસોને 'ખ્યઑથ્ના' અને 'સેંગૂહા' આપ્યા છે.

## ગએથા અને દએનાની ઉપલી સમજણને ફ્રવર્દિન યશ્ત ટેકો આપે છે.

પવિત્ર ગાથામાંથી 'ગએથા' અને 'દએના' બાબે જે કાંઇ નવીજ સમજણ આપણે ઉઠાડવા માગી છે, તે સમજણને નામીચી ફ્રવર્દિન યશ્ત વિગતે ટેકો આપે છે એવું દેખાડવાની હવે કોશેષ કરીશું. યશ્તનાં ૮૮ થી ૯૫ માં ફકરાઓમાં અષો જરથુસ્ત્રનો ઉંચો દરજ્જો દેખાડવામાં આવ્યો છે. ત્યાં 'ગએથા' અને 'દએના'ની વાતને જરથુસ્ત્રની વાતની સાથે મઢી લીધી છે. ફકરા ૮૮ માં "સ્પિતમાન અષો જરથુસ્ત્રની અષોઇને તથા ફરોહરને આએ ઠેકાણે હમો (યજમઇદે યાને) આરાધ્યે છીએ" એમ આવ્યું છે. માણસોમાં જ્યારે ફકત અષો માણસોનાંજ ફરોહરોને યજ કરવામાં આવે છે, ત્યારે અષો જરથુસ્ત્રનાં ફકત ફરોહરનેજ નહિ, પણ સાથે સાથે તેવણની "અષી"ને પણ યજ કીધી છે. અત્રે જરથુસ્ત્રની "અષી" તેમજ તેઓનાં ફરોહરને સાથે સાથે આરાધવાની વાત કરીને અષો જરથુસ્ત્રનો ઉત્તમ દરજ્જો દેખાડવામાં આવ્યો છે. આવો ઉત્તમ દરજ્જો દેખાડવાને માટે પાછળ આવતા ફકરાઓમાં લંબાણથી બોલવામાં આવ્યું છે, તેમાં વિગતે ઉતરવાનું અત્રે કારણ નથી. આપણી મતલબ તો તેવણ બાબેની વિગતમાંથી આપણે ઉઠાડેલી 'ગએથા' અને 'દએના' બાબેની નવી સમજણ ગોટી કાઢવાની છે. યશ્તનાં ૯૧ માં ફકરામાં આવ્યું છે કે જરથુસ્ત્રને "તમામ માંથ્રવાણી તથા પવિત્ર કલામ સંભળાવવામાં આવ્યા હતા." એની મતલબ હું એવી લઉ છું કે જો આપણા પવિત્ર ગાથા પ્રમાણે, અષો જરથુસ્ત્રને એકલાનેજ આ દુન્યામાં પહેલ વહેલાં અહુરમજદની "સાસનાઓ" યાને શિખામણો મળી હતી, તો પછી આ ફકરામાં જણાવેલા માંથ્ર તે અહુરમજદનાં પોતાના મીનોઇ માંથ્ર હતા, પણ આ માંથ્ર ઉપરથી જરથુસ્ત્રએ આ દુન્યામાં જે માંથ્ર બનાવ્યા તે ન હતા. અને જે માંથ્ર તેવણને "સંભળાવવામાં આવ્યા હતા" તે માંથ્ર તો મીનોઇમાં જે "ગએથા" છે, તેને લગતા હતા. આ પ્રમાણે જણાવીને તપાસ હેઠળના ૯૧ માં ફકરામાં **તરતજ** જણાવ્યું છે કે જરથુસ્ત્ર "અહુ રતુશ્ચ ગએથનાંમ્" હતો યાને જરથુસ્ત્ર તે "ગએથા"નો 'અહુ' અને 'રતુ' હતો. પછી કહ્યું છે કે "તે સઉથી ઉંચ દરજ્જેની, સર્વોત્તમ તથા શ્રેષ્ઠ 'અષ' યાને રાસ્તીની સ્તુતિ કરનાર હતો." અત્રે જે "અષ"ની વાત જણાવી છે, તે

આ ફકરાની પહેલી લીટીમાં જણાવેલી "અષ" છે, કે જે જરથુશ્ત્રને તમામ માંથ્ર, 'વીસ્પેમ માંથ્રેમ'ની સાથેજ આપવામાં આવી હતી. આવી રીતે આ ફકરા પ્રમાણે મીનોઇ 'ગએથા' જેની અંદર તમામ માંથ્ર અને 'અષ' સમાઇ ગયાં હતાં, તેવા મીનોઇ 'ગએથા'ની સમજ જરથુશ્ત્રને આપવામાં આવી હતી. આ કારણે ફકરાની છેલ્લી લીટીમાં જણાવ્યું છે કે જરથુશ્ત્ર "પઇતિ ફ્રદ્દતચ દએનયાઓ યત્ હઇતિનાંમ વહિશ્તયાઓ" એટલે કે ગએથાને લગતું જે મીનોઇ જ્ઞાન જરથુશ્ત્રને આપવામાં આવ્યું હતું, તેની રૂએ જે મીનોઇ 'દએના' હસ્તિ ધરાવનારાઓ માટે સર્વોત્તમ છે, તે 'દએના'ને તેણે માણસોમાં ફાહેશ કીધી હતી. મીનોઇ 'ગએથા' અને મીનોઇ 'દએના' જે કુદરતમાં પડેલાં છે, તેને લગતું જ્ઞાન અહુરમજદ તરફથી મેળવ્યા પછી, જરથુશ્ત્રએ આ દુન્યામાં જે દીન ફેલાવી તેને માજદયસ્ની જરથુશ્ત્રિ દીન તરીકે આપણે ઓળખ્યે છે.

આવી રીતે ગાથા તેમજ ફ્રવર્દિન યશ્તમાં આવેલા 'ગએથા' અને 'દએના'ની ખરી મતલબ જોવાની તજવીજ કીધી છે. પ્લેટોએ પોતાના લખાણોમાં આ 'ગએથા' અને 'દએના'ની વાત ઉતારી લીધી છે. 'ગએથા'ને માટે તેણે રિપબ્લીક એવો શબ્દ વાપડયો છે અને 'ગએથા'માં યાને રિપબ્લીકમાં સાથે સાથે રહેલી 'દએના'ને ત્યારે તેણે The Idea of Good યાને બ્રહ્મજ્ઞાન તરીકે જણાવી છે.

## ગએથાની મતલબ આ દુન્યાંપરનાં Settlements યા મુલકો યા સંસ્થાઓ તરીકેબી લેવાની નથી.

શરૂઆતમાંજ આપણે કહ્યું છે કે જરથોસ્તી 'ગએથા' ને દુન્યાપરનાં કોઇ દુન્યવી મુલકો અથવા Settlements યા સંસ્થાઓ તરીકે લેવાનાં નથી, અને તે આપણે હવે પુરવાર કરી શકયા છીએ એમ લાગે છે. પણ 'ગએથા'ની મતલબ આ દુન્યાંપરનાં મુલકો તરીકેજ લેવાની હઠ કર્યે તો પછી આપણે પુછી શકયે કે ફ્રવર્દિન યશ્તનાં ૯૧ માં ફકરા પ્રમાણે શું જરથુસ્ત્ર આ દુન્યાપરનાં તમામ મુલકોનાં 'અહુ' અને 'રતુ' યાને Temporal and Spiritual Lord હતા? શું તમામ મુલકો તેવણુનાં તાબામાં આવ્યા હતા? તેવું તો કાંઇ બન્યુજ નથી. તેજ પ્રમાણે તમામ મુલકોમાં ધર્મની આમદમાં 'રતુ' તરીકે પણ તેવણે પોતાની હૈયાતીમાં પગપેસારો કીધો ન હતો, અને હજારો વર્ષો પછી આજે પણ 'રતુ' તરીકેનો તેવણનો

દરજ્જો તમામ દુન્યામાં પંથરાયો નથી. જરથુશ્ત્ર આ દુન્યા ઉપર એ દુન્યવી રાજ્યસત્તા યાને પાદશાહી સ્થાપવાને માટે આવ્યા ન હતા, પણ માણુસોનાં અંતકરણુની અંદર એક મીનોઇ (સ્પીરીચ્યુલ Spiritual) રાજ સ્થાપવાને માટે આવ્યા હતા, કે જે મીનોઇ રાજ્યનાં તેવણુ 'અહુ' અને 'રતુ હતા. આવું મીનોઇ રાજ્ય કે જે તેની સંપુર્ણતામાં ફકત મીનોઇમાંજ રહે છે તેને માણસો પોતાની મકદુર પ્રમાણે મીનોઇમાંથી જાણેકે નીચે ઉતારી પોતાનાં અંતકરણમાં બને એટલું અંગિકાર કરી લે, એવી પ્લેટોની આરજુ હતી. તે માટે તેણે પોતાનું રિપબ્લીક સ્થાપવા માંગ્યું, અને તેમ કરતાં તેમ The Idea of Good, બ્રહ્મજ્ઞાન, જરથોશ્તી 'દએના,' અને તેની સાં Four Cardinal Virtues, ચાર મુખ્ય સદ્‌ગુણો જે કોઇજ નહિ પણ જરથોશ્તી અમેષાસ્પંદો છે તેનું જ્ઞાન પણ સાથે સાથે આમેજ કરવા માંગ્યું. એ પ્રમાણે પ્લેટોએ જરથુસ્ત્રને પગલે ચાલીને જરથોશ્તી જ્ઞાન પોતાના વખતમ પોતાના મુલકમાં દાખલ કીધું. પણ તેમ કરતાં જરથુશ્ત્રનું નામ દીધું નહિ

જરથોશ્તી 'ગએથા'ની પ્લેટોનાં રિપબ્લીક સાથે, અને 'ગએથા'માં સમા યલાં 'દએના'ને રિપબ્લીકમાં જણાવેલા The Idea of Good યા બ્રહ્મ જ્ઞાનની સાથે સરખાવીને હવે આપણી બાબદમાં આગળ વધ્યે. પણ તે પહેલ પ્લેટોના રિપબ્લીક નામના 'દાયલોગ' ઉપરથી પાછળા વખતમાં રિપબ્લીકને અનુસરતાં બીજાં લખાણો થયાં છે, તેની એક નાની ટીપ અત્રે રજુ કર્યે ઉપરથી જણાશે કે અસલ જરથોશ્તી 'ગએથા'ની ફીલસુફીએ, અલબતાં જુદ જુદાં નામે, કેવા ફાંટા અખત્યાર કીધા છે. નીચલું ટીપણું વિદ્વાન જોવેટે પ્લેટોનાં 'દાયલોગો'નો તરજુમો કરતાં પોતાનાં બીજાં વાલમમાં આપ્યું છે The De Republica of Cicero; the De Civitate De of St. Augustine; the Monarchia of Dante; the Utopia of Sir Thomas Moore; the New Atlantis o Lord Bacon; the City of the Sun by Campanella the Oceana of Harrington; the Argenis of Barclay the Monarchy of Man by Sir John Eliot.

**પ્લેટોનાં ફીલોસોફર કિંગ્સ અને ગાથાના સઓષ્યંતઓની કાંઇ સમજણ.**

એક આઇદીયલ રિપબ્લીકની સ્થાપના માટે આઇદીયલ યાને ઉં

સ્પીરીચ્યુઅલ હાલતે પુગેલાં માણુસો જોઇએ. તેવાં માણુસોને સર્વથી પહેલાં the Knowledge of God અને the Knowledge of Good નું જ્ઞાન હોવું જોઇએ. તે ઉપરાંત તેઓને બીજા ઉંચ ideas યાને cardinal virtues નું જ્ઞાન હોવું જોઇએ. આવાં જ્ઞાની માણુસોને પ્લેટોએ ફીલોસોફર કિંગ્સની ઉપમા આપી છે. તેજ પ્રમાણે અષો જરથુસ્ત્ર ગાથાની અંદર પોતાના 'ગએથા'ને માટે સઓશ્યંતઓની આર્જુ કરી રહયા છે.

## "સઓશ્યંતઓની ઉત્તમ બુધ્ધિ કયારે આવશે ?"

ઉશ્તવદ ગાથાવાળા હા. ૪૬ નાં ત્રીજા ફકરામાં આવ્યું છે કે "અષોઇની દુન્યાની આબાદીને માટે, અએ અહુરમજદ! સોસ્યંતોનો ઉત્તમ બુદ્ધિ કે જે દહાડાની પ્રકાશ આપનારી તે એજમતી આકાશવાણી સાથે કયારે આવશે?" (જુઓ કાંગાજીનો તરજુમો). આ ફકરામાં જોવાનું છે તે એ કે અષોઇની દુન્યાની આબાદીને માટે (એક ખરાં રિપબ્લીકને સ્થાપવાને માટે) જે સઓશ્યંતઓ (જે ખરા ફીલોસોફર કિંગસ) આવવાના છે તેઓ 'વેરેજદાઇશ્ન સેંગહાઇશ્ન' યાને એજમતી આકાશવાણી (Knowledge of Good and knowledge of God) સાથે આવવા જોઇએ, એમ અષો જરથુસ્ત્ર અને પછીથી પ્લેટો આર્જુ કરી રહ્યા છે. આ સઓશ્યંતઓનો આ Philsopher Kings નો દરજ્જો કેટલો બધો બુલંદ છે તે ઉશ્તવદ ગાથાના હા. ૪૫ નાં અગીઆરમાં ફકરા પરથી જણાય છે. "દેવો તથા નીચ માણુસો જેઓ અહુરમજદને ધિક્કારે છે, તેઓને જે કોઇ ધિક્કારે, જે કોઇ અહુરમજદને અને એલમવાલા સોસ્યંતોને તે સાહેબની પવિત્ર દીનની મારફતે માનની નજરે જુએ, તે શખ્સનો દોસ્ત, મદદગાર અથવા પિતા અહુરમજદ છે." (કાંગાજીનો તરજુમો.)

આ સઓશ્યંતઓ એલમવાળા, 'દૃંગ' યાને ડહાપણુવાળા હોવા જોઇએ, એમ જરથુસ્ત્ર સાહેબનું ફરમાન છે, અને છતાં આજે કેહવાની હિંમત કરવામાં આવે છે કે બંદગી અને ક્રિયાકામોની મતલબ અને તેનો એલમ નહિ સમજયે પણુ ફકત તેનો અમલ કર્યે તોપણુ ચાલે! આવી રીતનું બોલવાની એક મતલબ એવી થાય છે કે થોડાક સાહેબો શિખી ભણીને ધર્મનાં લખાણોને સમજીને ધર્મની બાબદો ઉપર વાયજીઓ કરતાં તખ્તા ગજાવે છતાં તેઓ કહે કે અમો શિખ્યા, પણુ તમને શિખવું

કાંઇ જરૂરનું નથી, તેમજ ધર્મગુરૂઓને પણ તેની જરૂરજ નથી, બસ ક્રિયાકામો કીધાં એટલે ધર્મગુરૂઓની ફરજ પુરી થઇ! પણ

## જરથોશ્તી ધર્મ જ્ઞાનની હાલત ઉપર મોટો ભાર મુકે છે.

પવિત્ર ગાથામાં ભક્તિમાર્ગ ઉપરાંત જ્ઞાનમાર્ગ ઉપર ઘણો ભાર મુકવામાં આવ્યો છે. જરથુસ્ત્ર જ્ઞાન અને અષોઇ એ બંનેની મારફતે અહુરમજ્દને પહોંચવાની આર્જુ કરે છે. તે "વએદેમ્નો" થઇને યાને વિદ્વાન થઇને અહુરમજ્દને જોવા સમજવા માંગે છે. હોરમજ્દ યશ્તમાં અહુરમજ્દ કહે છે કે "અએ સ્પિતમ જરથુસ્ત્ર! જે શખ્સ આ હાડમંદ દુન્યામાં આએ મારાં નામોને **યાદ કરનારો થઇને**...મોટે સાદે ભણે (ઇમાઓ નામેનીશ દ્રેનજયો ફ્રશ્રવ) તેને કશી પિડા થાય નહિ." આ ઉપરથી જોઇએ છીએ કે અહુરમજ્દનાં નામોને ફક્ત ભણી જવાનાં નથી, પણ તેઓને યાદ કરવાનાં છે, યાને તે નામોમાં સમાયલી મતલબ સમજીને અહુરમજ્દની મોટાઇનો કાંઇક ખ્યાલ લેવાનો છે. એજ યશ્તમાં એક બીજો ફકરો આવ્યો છે, જેમાં માંથ્રને સમજીને ભણવા ઉપર ભાર મુકયો છે. "ઉષિ અહુરહે મજ્દાઓ યજમઇદે" વાળા ભાગમાં આવ્યું છે કે:

"માંથ્ર સ્પેન્તને **સમજવાને** માટે અહુરમજ્દની 'ઉષિ' યાને હોશ્યારીને અમો વખાણ્યે છીએ,

માંથ્ર સ્પેન્તને **યાદ કરવાને** માટે અહુરમજ્દની 'ખ્રતુ' યાને અક્કલને અમો વખાણ્યે છીએ,

માંથ્ર સ્પેન્તને **ભણવાને** માટે અહુરમજ્દની 'હિજ્વ' યાને જબાનને અમો વખાણ્યે છીએ."

આ ફકરામાં પહેલાં 'માંથ્ર સ્પેન્ત'ને સમજવાની, પછી તેને યાદ કરવાની અને તે પછીજ તેને ભણવાની તાકીદ કીધી છે. ફકત એકલી ભણવાની વાત કીધી નથી. વળી હપ્તન યશ્તમાં "અથોરનાનોનાં દુર દેશોથી સુખરૂપ પાછાં ફરવાની" વાત આવી છે. આ અથોરનાનો દુર દેશોમાં કાં જાય છે? યશ્તમાં કહ્યું છે તેમ તેઓ "અષો-ઇષો દખ્યુનાંમ્" યાને "દેશોની પવિત્રાઇ (વધારવાની) ખાહેશ રાખતા દૂર સુધી જાય છે." અથોરનાનોએ તો દુન્યામાં ફેલાઇને પવિત્ર જરથોસ્તી દીનનાં જ્ઞાનને ફેલાવવાનું છે. પણ જો તેઓમાંજ દીનનું જ્ઞાન ન હોય તો દુન્યાને તે જ્ઞાન તેઓ કેમ આપી શકે? How can a blind man lead the

blind? તેજ પ્રમાણે માણસની અંદર અહુ, દએના, બઓધંગ, ઉર્વાન અને ફ્રરોહરનાં જે પાંચ તત્વો છે, તેમાંના બઓધંગ, બુદ્ધિનો અથોરનાનોએ તેમજ બીજા સર્વ માણસોએ ઉપયોગ કરવાનો છે. વળી તેમાં 'દએના' યાને conscience અંતકરણની વાત કીધી છે, તેનો પણ ઉપયોગ કરવાનો છે. કોઇ સાહેબો ઉતાવળથી માની લે કે આવો આક્ષેપ હું મારાં મગજમાંથીજ ઉભો કરૂં છું પણ તેમ નથી. ઘણા વિચારવંત સાહેબોનાં મનમાં આવો મત ઉપસ્થિત થાય છે. દાખલા તરીકે, સુરતવાલા વિદ્વાન શેઠ ડાબુનું "ફ્રંકોલોજી, તોલ્લાશાસ્ત્ર" ઉપરનું એક લખાણ મુંબઇનાં કયસરે હિન્દમાં પ્રગત થયું હતું, તેમજ અત્રેના જાણીતા વિદ્વાન ડાકતર દાજીનું એક લખાણ નવેમ્બર ૧૯૩૬ માં એજ પત્રમાં પ્રગત થયું હતું. આવાં લખાણોનો અભ્યાસ કરવો ઘણો અગત્યનો છે.

એક બીજો અગત્યનો અભિપ્રાય મર્હુમ શેઠ જહાંગીર વિમાદલાલનો છે. મર્હુમ વિદ્વાન શેઠ બેહરામશાહ શરાફની યાદમાં તેવણુ સાહેબનાં ચેલાઓ તરફથી એક મેમોર્યલ વોલ્યુમ સને ૧૯૩૦ માં પ્રગટ કરવામાં આવ્યું છે. તેમાં આપણા મીત્ર મર્હુમ શેઠ જેહાંગીર વિમાદલાલે એક વિષય લખ્યો છે. તેમાં એક ઠેકાણે કહ્યું છે કે "તરીકતની ખુબીઓ મર્હુમ બેહરામશાહે બહુ સારી રીતે દેખાડી હતી અને તેમના સેવકોમાં તે તરીકત પાલવાનો ભારે ઉત્સાહ એઓ સાહેબ પેદા કરી શકયા હતા. છતાં મારા વિચાર પ્રમાણે તરીકત ઉપર જોઇએ તે કરતાં વધુ વજન મુકાયું હતું અને **નિતીમાન જીવન ઉપર જોઇએ એટલો ભાર મુકવામા આવ્યો ન હતો.** બારીક તરીકતો ઉપર હદ બહાર ભાર મુકાવે કેટલાંક કુટુંબોમાં મર્હુમ બેહરામશાહ શરાફના ચેલાઓ અળખામણા થઇ પડયા હતા, પરંતુ બીજા બધા સંજોગો ધ્યાનમાં રાખી તેને અમલમાં મુકવાનું ડહાપણ વપરાવું જોઇએ છે, અને તેને હસવા સરખી હદ ઉપર લઇ જવી જોઇતી નથી." આ પ્રમાણે આપણા મર્હુમ મિત્ર શેઠ જેહાંગીર વિમાદલાલ, કે જેવણુ એક જુના વિચારના 'ઑરથૉડૉક્ષ' વકતા, લેખક અને અભ્યાસી હતા, તેવણુને પણ ખાલી તરીકતોની હદબહારની વાતો ઉપર અંકોશ મુકવાની જરૂર જણાઇ હતી. આપણે આજે પણ શું જોઇએ છીએ? આજે પણ મર્હુમ બેહરામશાહના કોઇક ચેલાઓ અને તેવણુની પુઠે ચાલના-

રાઓ કોઇક હુમદીનો ફક્ત બહારની તરીકતો ઉપરજ ભાર મેલવામાં એક જાતની મોજ લેતા જણાય છે. મારે આ બાબદમાં આટલુંજ જણાવવાનું છે, કે બહારનાં દેખાવથી ફક્ત માણસો અંજાઇ જાય છે. ખુદાતાળા તેમ અંજાતો નથી.

હવે આપણે આપણા વિષયની મૂળ બાબદ ઉપર પાછા આવ્યે છીએ. મેં શરૂઆતમાંજ જણાવ્યું હતું કે પ્લેટોનાં લખાણોની, તેમજ પ્લેટોનાં 'આઇદીઆઝ'ની કાંઇક શરૂઆતની છુટી છુટી સમજણ લીધા પછીજ, તે 'આઇદીઆઝ'ની ખરી ફીલસુફીભરી સમજણ આ વિષયની છેવટે લેવાની તજવીજ કરીશું.

આપણે હવે તે મુખ્ય બાબદમાં દાખલ થઇએ છીએ. એકવાર ફરીથી કહીએ કે પ્લેટોનાં 'આઇદીઆઝ'ની ફીલસુફી આ દુન્યાં ઉપરની માણસોની જુદી જુદી ફીલસુફીમાં આવેલા વિચારોથી તદન જુદાજ પ્રકારની છે. કારણ કે આવી પાછલી ફીલસુફીઓમાં જુદાં જુદાં અને એકકથી ઉલટાં તત્વો આવે છે. પણ 'આઇદીઆઝ'ની ફીલસુફીમાં યાને બ્રહ્મજ્ઞાનની ફીલસુફીમાં કાંઇપણ ફેરફાર હોઇ શકે નહિ. બ્રહ્મજ્ઞાનને કોઇ એક રીતે સમજાવે, બીજો બીજી રીતે સમજાવે, તો તે ખરૂં બ્રહ્મજ્ઞાન સમજાવતો નથી, કારણ કે તે સમજણમાં માણસોની પોતાની ફીલસુફીને લગતા માની લીધેલા વિચારો દખલ કર્યા કરે છે. પણ આપણાં મગજનું બંધારણ હાલમાં જેવી રીતનું છે, તે કારણે આવું થાય એ સાજુક છે. તેથી જરથોસ્તી ધર્મ ફ્રવષીની બાબદમાં શું કહે છે, અને પાછળથી આવેલા પ્લેટોએ 'આઇદીઆઝ'ની પોતાની ફીલસુફી કેમ સમજાવી છે, ફ્રવષી તે શું છે અને 'આઇદીઆઝ' તે શું છે આ બાબદ સમજવાની હવે અગત્યની થઇ પડે છે.

'આઇદીઆઝ'ની ખરી ફીલસુફીભરી સમજણ ઉપર આવ્યે તે પહેલાં એક વાત ચોકખી કર્યે કે પ્લેટોની સ્કુલમાંથી નિયો–પ્લેટોનીઝમની સ્કુલ ઉભી થઇ છે. અને આ બંન્ને ફીલસુફીઓમાંથી શરૂઆતમાં યાહુદીઓએ અને પછીથી ખ્રિસ્ટીઓએ અનેક બાબદો પોતાની ફીલસુફીમાં દાખલ કરી દીધી છે. દાખલા તરીકે, લોગોસની ફીલસુફી. A New Interpretation of Spenta-Mainyu વાળી ગાથા સોસાયટીએ છપાવેલી મારા લેખની ચોપડીમાં મેં પુરવાર કરવાની તજવીજ

કીધી છે કે ખ્રિસ્તી ધર્મનાં લોગોસનો ખ્યાલ આપણા ગાથાવાળા જરથોસ્તી સ્પેન્તા મઇન્યુનાં ખ્યાલ ઉપરથી લેવામાં આવ્યો છે. આવી રીતે જરથોસ્તી ધર્મે પાછળ આવતા ધર્મો અને ફીલસુફીઓ ઉપર ભારી અસર કીધી છે, એ જોવાની અને દેખાડવાની આપણી ફરજ થઇ પડે છે.

## પ્લેટોની ફીલસુફી સમજવા માટેના સાધનો.

પ્લેટોની ફીલસુફી સમજવાને માટે નીચલાં સાધનો મને ઘણાં અગત્યનાં થઇ પડયાં છે. જેમ્સ ફ્રેદરીક ફેરીયર નામના વિદ્વાને Lectures on Greek Philosophy and other Philosophical Remains એ નામનાં બે વાલમો લખ્યાં છે. એડવર્ડ ઝેલર નામના વિદ્વાને Outlines of Greek Philosophy નામની ચોપડી લખી છે. જોવેત નામનાં જાણીતા વિદ્વાને પ્લેટોના બધા 'દાયલોગ્સ'નો પાંચ વાલમમાં તરજુમો કરતાં પુશ્કળ સમજણ આપી છે. એ. એમ. એડમ નામની બાઇએ Plato, Moral and Political Ideas એ નામની એક નાની ચોપડી લખી છે. એવી તો અનેક ચોપડીઓ હશે કે જેઓનો અભ્યાસ કરવામાં વરસો વિતિ જાય. ઉપલી ચોપડીઓમાંથી પ્લેટોની ફીલસુફી બાબે ઘણું જાણવાનું મળે છે, એમ જણાવ્યા પછી હું નમનતાઇ સાથે જણાવું છું કે જેવી રીતે પ્લેટોનાં 'આઇદીઆઝ'ની ફીલસુફીને જરથોસ્તી લખાણોમાં આવેલી ફ્રવષીની ફીલસુફી સાથે સરખાવીને પ્લેટોની આ ફીલસુફીનું મૂળ જરથોસ્તી ધર્મમાં આપણે જોવા માંગ્યે છીએ, તેવી સરખામણી કોઇ સાહેબોએ કીધી નથી. તેનું કારણ હું આગળ જણાવી ગયો તેમ યુરોપ્યન વિદ્વાનો માને છે કે હાલનું તેઓનું Civilization ગ્રીસની ફીલસુફીમાંથી ઉભું થયું છે, કે જે ફીલસુફી તેઓનાં વિચાર પ્રમાણે બીજે કેઠેથી લેવામાં આવી નથી! જો ઉપલા સાહેબોએ જરથોસ્તી લખાણોનો બારીક અભ્યાસ કર્યો હતે, તો તેઓ પ્લેટોના 'આઇદીઆઝ' બાબે કોઇક જુદીજ રીતે બોલતે. આપણા જરથોસ્તી અવસ્તા પહેલ્વીનાં અભ્યાસીઓ ઉપર મુજબ અભ્યાસ કરે તો તેઓ આ બાબદમાં ઘણું વધુ અજવાળું નાખી શકે એમ મારા જેવા નાચીજનું માનવું છે.

## પ્લેટોનાં 'આઇદીઆઝ'ની ખરી સમજણ.

આગલ કહી ગયા તેમ અત્યાર સુધીમાં આપણે પ્લેટોનાં 'આઇદીઆઝ'ની

કાંઇક છુટી છુટી સમજણુ લીધી છે. પ્લેટોની ફીલસુફીમાં જે સર્વોત્તમ 'આઇદીઆ' છે, તે the Idea of Good યાને સર્વોત્તમ ભલાંનો, ગાથાના શબ્દોમાં બોલતાં એક ખરા ખુદાના 'વહીસ્તા મનંઘૂહા'નો ખ્યાલ છે. The Idea of Good ને the Idea of God ની સાથે સરખાવી શકાય છે. કારણકે આ બંન્ને 'આઇદીઆઝ' એક સરખી મતલબ ધરાવે છે. પ્લેટો પ્રમાણે ખુદા ફકત ભલાંનોજ પેદા કરતા છે. તે કહી ગયો છે કે He is the Creator of Good only. મતલબ આ છે કે જે કાંઇ ખુદા પેદા કરે છે તે હમેશાં પોતાની જાતમાં ભલુંજ હોય છે. ખુદાતાળા ભલાંનો ભંડાર હોવાને લીધે તે કાંઇપણ બુરૂં યાને evil એટલે કે અસત ને પેદા કરતો નથી. જે બુરાઇ જોવામાં આવે છે તેનું મૂળ માણુસને free-will મરજીનું જે છુટાપણું આપવામાં આવ્યું છે તેમાં જોવાનું છે. માણુસ ચાહે તો ભલો થાય છે, ચાહે તો બુરો થાય છે. જો કે આયંદે માણુસને તો ભલોજ થવાનું છે, અને તેમ કરીને તેને "શ્વાવાંસ્ મજ્દા અહુરા," ખુદાના જેવું, like God, થવાનું છે. માણુસ ભલો થવા માગે છે, અને તે ભલો થાય છે, તો અહુરમજ્દ તેનો "દોસ્ત" થઇ રહે છે, એમ પ્લેટો તેમજ પવિત્ર ગાથા એક સરખી રીતે કહે છે. પણુ આ કામ સહેલ નથી, તેને માટે લાંબી મંજલ કાપવાની છે. તેને ખુદાનાં સર્વોત્તમ મનસનો, અહુરમજ્દનાં 'વહીશ્તા મનંઘૂહા'નો ભાસ લેવાનો છે, તેજ પ્રમાણે તેને ખુદાના સર્વોત્તમ સદ્ગુણોનો, તેનાં Cardinal virtues નો યાને અહુરમજ્દનાં પોતાના વૅાહૂમનંઘૂહ, અષ, ક્ષત્ર અને આરમઇતી, કે જે પ્લેટોનાં virtues of good, justice, fortitude and temperance ની મુકાબેલ છે એમ આપણે આગલ પુરવાર કરવા માંગ્યું છે, તેઓનો બને એટલો મોટો ભાસ લેવાનો છે. આ સર્વોત્તમ સદ્ગુણોનો આપણે માત્ર કાંઇક વધતો ઓછો ભાસજ લઇ શકયે છીએ, તેઓને સંપુર્ણતામાં સમજી શકાતા નથી કારણ કે, તેઓની સર્વોત્તમતા ફકત અહુરમંજ્દમાંજ સમાયલી છે. આ કારણે માણુસની છેલ્લી સર્વોતમ ઉમેદ **ખુદાના જેવા થવાની** છે, **ખુદા થવાની** નથી. જરતોશ્તી ધર્મમાં તેમજ પ્લેટોમાં આવી રીતે ખુદા અને માણુસની વચ્ચે, યાને the Creator and His Creations ની વચ્ચે, હમેશનો ફરક રહેલો છે. ખુદાનું પોતાનું રાજ્ય મીનોઇ હાલતનું યાને spiritual

છે, તે રાજ્ય ખુદાના સર્વોત્તમ સદ્‌ગુણોમાં સમાયલું છે. તે રાજ્યને યાને the Kingdom of God in Heaven ને જાણે કે દરેક માણુસે આવા સદ્‌ગુણો અને એટલા અંગિકાર કરીને આ દુન્યા ઉપર નીચે ઉતારીને પોતાના અંતકરણમાં ઉતારવાનું છે, અને ખુદાનો પોતાનો અંશ યાને ફ્રવષી, જે દરેક માણુસની અંદર તેનાં રવાન soul ની સાથે રહીને તેની રાહબરી કરે છે, તે ફ્રવષી કે જે માણુસનાં પોતાના અનિયમીત અને ખોટાં કાર્યોને લીધે પોતાનો પ્રકાશ રવાનની ઉપર નાંખી શકતી નથી તેને ભલાં કાર્યોથી સતેજ કરીને, માણુસે પોતાની આયંદેની નેમ તરફ જવાનું છે. તેને ખુદાના જેવા, like God, થવાનું છે. ફ્રવષીને સતેજ કરવાને માટે, તેને જાણે કે જગાડવાને માટે, માણુસે અવ્વલમાં અને આખેરમાં જ્ઞાની થવાનું છે, અને સાથે સાથે તેને અવ્વલમાં અને આખેરમાં અષો થવાનું છે. પવિત્ર ગાથામાં જરથુસ્ત્ર કહે છે કે "અએ અહુરમજદ! જ્ઞાની અને અષો થઇને હું તુને ક્યારે જોઇશ ?" અત્રે જે જ્ઞાનની વાત કીધી છે, તે ફક્ત ચોપડીઓમાંથી મેલવાતું, યા ભાષણો સમજવાથી મેલવાતું જ્ઞાન નથી. જે અષોઇની વાત કીધી છે તે ફક્ત બહારની અને શરીરની પવિત્રાઇની વાત નથી. બાહરનાં જ્ઞાનથી એક માણુસ શીખેલો ભણેલો કેહવાય છે ખરો પણ તેથી તેને ખરૂં જ્ઞાન, જેને પ્લેટો wisdom એવે ખાસ નામે ઓળખે છે, જેને જરથોસ્તી ધર્મ રવાનને ફ્રવષી તરફથી મલતા પ્રકાશનાં જ્ઞાન તરીકે ઓળખે છે, તેવું રવાનીક યાને અંતર જ્ઞાન ફક્ત કહેવાતા શીખેલા ભણેલા માણુસને મલતું નથી. દરેક પ્રકારનાં જ્ઞાનને, દરેક પ્રકારની અષોઇને, આપણાં હૃદયમાં ઉતારીને, આપણા દરેકે દરેક કામમાં તેઓને ભેલી દેવાનાં છે, કે જેથી આપણું દરેક કામ અષોઇની પુઠે ચાલતાં કામ તરીકે ગણાય. જરથોસ્તી ધર્મની હુમત, હૂખ્ત અને હૂવર્સ્તની જાણીતી ત્રગડીમાં હુમતને જોકે અતિ અગત્યતા આપી છે, છતાં હુમત યાને સારા વિચારો પરથી નિપજતાં કામોની ઉપર જબરો ભાર મુકવામાં આવ્યો છે. વનવાસ લઇને યા એકાંતમાં બેસીને ફક્ત સારા વિચારો કરવા પાછળ વખત ગુમાવવામાં તમામ સાર્થક થતું નથી, કારણકે તેમાં એકળપેતાઇ, આપ સ્વાર્થ આવી જાય છે. પણ સારા વિચારોનું પ્રબળ આપણા દરેક દુન્યવી કામોમાં ઉતારવાથીજ રવાનની પ્રગતિ થાય છે એમ જરથોસ્તી

ધર્મ કહે છે. પવિત્ર ગાથાના પહેલા (૨૮ માં) હાના ચોથા ફકરામાં જરથુસ્ત્ર કહે છે કે "અહુરમજ્દનાં કામોનાં આશીર્વાદ જાણીને (યાને અહુરમજ્દને પસંદ પડતાં કામો કીધાથી) ભલાં મનની, વોહુમનની, મારફતે મારા રવાનને ગરોથ્માન તરફ હું લઇ જાઉં. જ્યાંસુધી હું શકિત ધરાઉ છું, તથા કૌવત રાખું છું, ત્યાંસુધી, રાસ્તીને, ખાહેશમાં (રેહવાને) હું શીખવું."—(કાંગાજીનો તરજુમો.)

આ ફકરામાં આપણે જોઇએ છીએ કે તેમાં જ્ઞાન અને અષોઇ, વોહુમન અને અષની વાત સાથે સાથે આવી છે. બીજે ઠેકાણે ગાથામાં જણાવ્યું છે કે "અએ માણુસો! તમારાં કામો તમને પેલી દુન્યામાં લઇ જશે." જરથોસ્તી ધર્મનો મુદ્રાલેખ ત્યારે આ દુન્યામાં જ્ઞાન સાથનાં સારાં કામો કરીને પોતાની અને દુન્યાની સ્થિતી સુધારવા માટેનો છે. ભલાં કામોથીજ ફરશોગર્દ થઇ શકે છે. વોહુમનનો દરજ્જો ઘણો મોટો છે, પણ અષનો દરજ્જો નહિ કલ્પિ શકાય એવો મોટો છે. અષ એટલે કુદરતમાં વ્યાપી રહેલો અચળ કાયદો, યાને કુદરતમાં શરૂઆતથી તે આખેર સુધી બનેલા અને બનતા બનાવોનું જ્ઞાન, કુદરતની અંદરની ચાલુ રહેલી બલીહારી, અહુરમજ્દની લિલાનું જ્ઞાન. આ બાબદમાં જેવું જરથુશ્રનું વચન છે, તેવીજ પ્લેટોની સમજણ છે. અષ યાને justiceનો સર્વોત્તમ દરજ્જો જણાવતાં પ્લેટો પોતાના "તિમોથીયસ" નામના 'દાયલોગ'માં જણાવે છે કે "The virtues are based on Justice.... and justice is based on the idea of good, which is the harmony of the world, and is reflected both in the institutions of the state and in motions of the heavenly bodies."

આ પ્રમાણે આપણે વોહુમનની, અંતર જ્ઞાનની અને અષ યાને સૃષ્ટિમાં વ્યાપી રહેલા અચળ કાયદાનાં જ્ઞાનની વાત કરી રહ્યા છીએ. આ પ્રમાણે કુળ સૃષ્ટિનું વિશ્વ જ્ઞાન, અહુરમજ્દની લિલાનું જ્ઞાન, તે આપણું જરથોસ્તી બ્રહ્મજ્ઞાન છે; બ્રહ્મજ્ઞાનનો પહેલો ખ્યાલ આપનાર તો એકલા જરથુશ્ર, પાછળથી બધા. પણ શું આવું બોહળું, આવું ઉમદા ગુહ્ય જ્ઞાન આપણને મળી શકે? પયગામ્બર સાહેબનો કોલ છે, કે કોઇક ઉમદા હાલત દરેક માણુસને મોડે વહેલે પ્રાપ્ત થશેજ. પણ આવું જ્ઞાન મેળવવાની

શરૂઆત દરેક માણુસ કેમ કરી શકે? શું આપણે એમ કહી ન શકયે કે જે સંજોગોમાં આપણે મુકાયા હોઇએ તેને અનુસરીને આપણે કાંઇપણ જ્ઞાન મેલવી લઇએ, તેમજ અષોઇની શરૂઆત પણ કરી શકયે છીએ? દરેક માણુસ એક સરખી હાલતે તરત પહોંચી શકે નહિ, કારણકે જે પ્રમાણે આપણે સંજોગોથી બંધાયલા યાને limited થયલા છીએ, તેજ પ્રમાણે વંશપરંપરાના કાયદાથી યાને Laws of heredity થી પણ આપણે સંકુચિત યાને limited થયલા છીએ. આ સંજોગોમાંથી છુટવું, આપણા limitations માંથી છુટા થવું યાને આઝાદ થવું તેને જ્ઞાનની પહેલી હાલત તરીકે, તેનાં પહેલાં પગઠયાં તરીકે, જ્ઞાનમાં આગળ વધવા તરીકે ગણી શકયે. આ પહેલાં પગઠયાંમાં અને પાછળ આવતાં બીજાં પગઠયાંઓની અંદર આપણે આટલું તો કરી શકયે કે આપણી મકદુર પ્રમાણે આપણે ભલા થઇએ, આપણે બીજાંઓને માટે ભલું કરી શકયે. કોકનું બુરૂ કર્યે નહિ, કોઇને માટે બુરૂં ઇચ્છયે પણ નહિ. અનેક સંજોગોમાં અનેક કારણોને લીધે, કોઇ તરફ અભાવ લઇને આપણે એમ નહિ વમાસી શકયે, કે પેલાઓએ એમ કીધું અને તેમ કીધું, એટલે તેઓ પોતપોતાનું ભોગવી લે. આવું વિચારવામાં, અને તેમ કરીને મુગું બેસવામાં આપણે આપણી ફરજનું પાલન કરતાં નથી. આવી રીતે મુંગા બેસવામાં ફક્ત negative virtue સમાયલો છે, અને તેની જરથોસ્તી ધર્મમાં ઘણી કિંમત નથી. પતેત પશેમાનીનાં ભણુતરમાં જણાવ્યું છે તેમ જો "આપણે જે કરવું હતું, તે નહિ કીધું, અને જે નહિ કરવું હતું તે કીધું" તો આ બન્ને માટે આપણે એકસરખી રીતે જોખમદાર છીએ. આ રીતે કોઇબી સંજોગોમાં આપણે આપણી ફરજ બજાવવાની છે. ફરજનાં ચોર થવાનું નથી. ફરજનાં ખ્યાલ જેવો concrete અને મજબુત ખ્યાલ બીજો કશાંનો નથી. એમ પણ કેહવામાં આવે કે ખુદાનો ખ્યાલ પણ ફરજનાં ખ્યાલ જેવો મજબુત અને concrete નથી. ખુદાનો ખ્યાલ ઘણો hazy ઘણો ઝાંખો અને બદલાતો રહે છે, પણ ફરજનો ખ્યાલ આપણે સાબુત લઇ શકયે છીએ. ફરજનાં ખ્યાલથી ગમેએવાં નાચીજ માણુસો સાહસ કર્મો કરી શકયા છે, તેના દાખલા તવારીખમાં મોજુદ છે. આપણે પણ આપણી જીંદગીમાં જોવા માંગ્યે તો જોઇ શકયે છીએ, દાખલો લેવા માંગ્યે તો લઇ શકયે છીએ. ગમે એવા

ખરાબ સંજોગોમાં પણ આપણે આપણી નાની મોટી ફરજો બજા લાવ્યે છીએ ત્યારે જે સંતોષ, જે શાંતિ, આપણને મલે છે, તેનો ખ્યાલ તો તેવી ફરજ બજા લાવનારનેજ હોઇ શકે. આપણને લાગે છે કે આવી રીતે પ્રયાસ કરવાથી આપણાં રવાનની ઉન્નતિની કાંઇક ઝાંખી શરૂઆત થાય છે. આપણે તે કદાચ જોઇ શકતા નથી, પણ Virtue is its own reward. દરેક સારાં કામનો બદલો મલી રહે છે. તે આપણે ન જોઇએ, ન જાણ્યે છતાં કંઠે તે નોંધાઇ રહે છે, એટલુંજ જાણવું આપણે માટે બસ છે. સારાં કામો ફકત પૈસાથીજ થઇ શકતાં નથી. ગરીબમાં ગરીબ માણસ પણ, ચાહે તો, બીજાંઓનું ભલું કરી શકે છે. આપણે કહી શકયે કે ફકત સારો દાખલો બેસાડવાથી પણ બીજાઓ સારે રસ્તે ચાલતાં શીખે છે. એક ગરીબ માણસ એક બે દોઢયાંનું સુખડ આતશબેહરામમાં ચઢાવે, અને એક તવંગર માણસ સેંકડો રૂપ્યાનું સુખડ, અગર, વિગેરે ચઢાવીને જેટલો સંતોષ લઇ શકે, તેટલોજ તે ગરીબ માણસ પણ લઇ શકે છે. ચારિત્ર વગરનો, છળ કપટથી ભરેલો એક માણસ ગમે એટલું સુખડ ચઢાવે, તે એક ચારિત્રવાન અને ભલી ભલાઇ કરવાની આર્જુ રાખનારાં ગરીબ માણસથી ઘણો ઉતરતો છે, એમ જરથોશ્તી ધર્મનું માનવું છે. ખુદાતાળા આપણાં એકીન તરફ, આપણાં અંતકરણ તરફ જુએ છે. એક નિર્મળ અંતકરણ માણસને ખુદાની તરફ વધુ સહેલાઇથી લઇ જાય છે, એમ પવિત્ર ગાથા જણાવે છે. આપણી બાબદને આવી રીતે ઘણી લંબાવી શકયે. પણ આપણી કહેવાની મતલબ ધ્યાનમાં રાખ્યે તો બસ છે.

રવાનની ઉન્નતિનાં શરૂઆતનાં પગથ્યાં તરીકે આપણે ઉપર મુજબ કહી ગયા. નિર્મળ અંતકરણવાળાં માણસનું એક સારૂં પગથ્યું તેને બીજાં પગઠયાં ઉપર લઇ જાય છે. અને આ પ્રમાણે એક માણસ અષોઇમાં આગળ વધે છે, તેનાં રવાનની વધુ અને વધુ ઉન્નતિ થાય છે. પણ એક ભલું કામ આપણે કીધું, તેથી આપણે ગર્વિષ્ઠ બનવાનું નથી. તે બાબે વધુ વિચાર કરવાનો નથી. We have not to give it a second thought. કારણ કે તેમાં હુંપણાનો, સ્વાર્થનો ભાસ ઉત્પન્ન થાય છે. જ્યાં સ્વાર્થ આવ્યો, ત્યાં આપણે ઉન્નતિમાં પાછળ પડીએ છીએ. 'નેકી કુન ઓ બ દર્યા અન્દાઝ,' એટલે નેકી કર અને તેને દર્યામાં નાખી દે, એવી ફારસી કહેવત હમેશ

**યાદ રાખવાની છે. નેક કામનું પરિણામ જોવાની આશું રાખવાની નથી. આપણે નિષ્કામ કરવાનું છે. કારણ કે virtue is its own reward. અષેમ વૉહૂની આપણી ટુંકી નામીચી બંદગીમાં નિષ્કામની વાત આવી છે. અષો તે છે કે જે અષોઇને માટે અષો છે.**

**આ પ્રમાણે** વોહુમનનાં યાને ઇશ્વરી, **બ્રહ્મજ્ઞાનમાં** દાખલ થવાને માટેનું પહેલું પગથ્થું કેવું લેવું જોઇએ તેની કાંઇક નાકેશ સમજણ લીધી છે. આપણને લાગે છે કે જોકે દરેક માણસ જ્ઞાનમાં વધુ ઝડપથી વધી શકતો નથી, છતાં અષોઇમાં તો, તે ધારે તો, વધુ ઝડપથી આગળ વધી શકે છે. પણ આ બાબદમાં આટલું યાદ રાખવાનું છે કે જ્ઞાન અને અષોઇનાં તદન એકકથી જુદા પ્રકારો નથી, પણ આયંદે તો તેઓ પોતાની જાતમાં એકજ છે. જ્ઞાન અને અષોઇ વડે બ્રહ્મ-જ્ઞાનમાં આપણે આગળ વધી શકયે છીએ. દરેક માણસની તે આખરી નેમ છે, તે તેને મળશે એવો આપણા પયગામ્બર સાહેબનો કોલ છે, તે ખોટો નથી. આવાં આગળ વધેલાં માણસોને પવિત્ર ગાથાએ સઑષ્યંતો તરીકે ઓળખ્યા છે, પ્લેટોએ તેની પુઠે ચાલીને તેઓને ફીલોસોફર-કિંગ્સ તરીકે જણાવ્યા છે, એ આપણે આગળ જોઇ ગયા છીએ. આવા પવિત્ર માણસો ખુદાનું રાજ્ય આ દુન્યા ઉપર સ્થાપે છે એટલે માણસોનાં અંતકરણમાં Kingdom of God in Heavenની સ્થાપના કરે છે. જરથોસ્તી બોલોમાં બોલતાં બ્રહ્મજ્ઞાન યાને અહુરમજ્દી જરથોશ્તી જ્ઞાન મેળવતાં મેળવતાં માણસની અંદર જે ફરવષી રહેલી છે, તેનો પ્રકાશ તેનાં રવાન ઉપર પડવાથી રવાનીક શકિતઓ વધુ અને વધુ ખીલે છે, અહુરમજ્દનું રાજ્ય તેની અંદર વધુ અને વધુ દિપાયમાન થાય છે, તેમ કરતાં કરતાં માણસ **ખુદાના જેવો** થાય છે, અને અહુરમજ્દ તે માણ-સનો **દોસ્ત** થાય છે. આવું ત્યારેજ થાય કે જ્યારે અહુરમજ્દનાં પોતાના ગુણોનું ચાલુ સ્મરણ કરતાં એક માણસ તેવા ગુણો પોતામાં ખીલવતો જાય, જ્યારે તે માણસ પ્લેટોનાં જણાવેલા Ideas—આઇદી-આઝને પોતાની અંદર વધુ અને વધુ આમેજ કરતો જાય. આ પ્રમાણે એક લગાર લાંબો ચકરાવો લઇને આપણે આપણી બાબદ ઉપર હવે સીધી રીતે આવ્યે છીએ, પ્લેટોનાં આઇદીયાઝની ખરી સમજણ લેવા માગ્યે છીએ.

## The Ideas are the universals of things.

જે પ્રમાણે જરથોસ્તી ધર્મ મુજબ અહુરમજદ પોતાનાં અંશો યાને ફરોહરો મારફતે કુલ સૃષ્ટિમાં વ્યાપી રહયો છે, તેનો ઉદ્ધાર કરે છે અને માણસોનાં રવાનોની રાહબરી કરે છે, તેવીજ રીતે પ્લેટો જણાવે છે કે ખુદાના પોતાના Ideas દરેક વ્યક્તિમાં દાખલ થયલા છે, તેઓની મારફતે સૃષ્ટિનો ઉદ્ધાર થાય છે. They are the Universals of things. આ બાબદ સમજવાની કઠણ છે, હું તે સહેલથી સમજાવી શકું એમ નથી. છતાં બને એટલી સહેલી ભાષામાં તે સમજવાની આપણે તજવીજ તો કરીશું.

## પ્લેટોનાં આઇદીઆઝ પુરેપુરા સમજી શકાતા નથી. તેનું કારણ.

પ્લેટોનાં ધી રિપબ્લીક નામનાં દાયલોગનો તરજુમો કરનાર જોવેત આઇદીઆઝ બાબે નીચે પ્રમાણે કહે છે:

"The most certain and necessary truth was to Plato the universal...The aspirations of metaphysicians have always tended to pass beyond the limits of human thought and language; they seem to have reached a height at which they are 'moving about in worlds unrealized,' and their conceptions although profoundly affecting their own minds, become invisible or unintelligible to others. We are not, therefore, surprised to find that Plato himself has nowhere clearly explained his doctrine of Ideas; or that his school, in a later generation......were unable to follow him in this region of speculation." એટલે કે જેને આપણે metaphysics તરીકે ઓળખએ છીએ તેને આપણું માનસાઇ જ્ઞાન અને માનસાઇ ભાષા સમજ—સમજાવી શકતી નથી. પ્લેટોએ કહ્યું છે તેમ આઇદીઆઝની ફીલસુફી સમજવાની અને સમજાવવાની કોશેષ કરનારાઓ "કોઇ એવી દુન્યામાં ફરે છે, કે જેને તેઓ realize કરી શકતા નથી, પકડી શકતા નથી." આ કારણને લીધે જોવેત કહે છે કે જોકે આઇદીયાઝ બાબે

પ્લેટો ઘણું કહે છે છતાં આઇદીઆઝ પોતાની જાતમાં શું છે, તે બાબે તેણે કેઠે પણ ખુલ્લી સમજણ આપી નથી. વધુ કહે છે કે પ્લેટોની પાછળ આવનારાઓ પણ આ તેની ફીલસુફી સમજી શકયા નથી વિગેરે.

પ્લેટોએ કહ્યું છે કે આઇદીઆઝની મદદથીજ યાને તેઓની મારફતેજ ખુદાનું જ્ઞાન બ્રહ્મજ્ઞાન જે મીનોઇ છે, તેને આ દુન્યા ઉપર કોઇક રીતે સ્થાપી શકાય છે. પણ તેણે સાથે સાથે જણાવ્યું છે, કે આ મીનોઇ જ્ઞાનને દુન્યાનાં માણસો સંપુર્ણ રીતે સમજી શકવાના નથીજ છતાં પણ માણસોએ પોતાથી બને એટલું સમજીને તે મીનોઇ રાજ્યને મલતું આવતું એક રાજ્ય આ દુન્યા ઉપર માણસોનાં અંતકરણમાં સ્થાપવાનું છે—આવા પ્લેટોનાં વિચારો જો ધ્યાનમાં રાખ્યે તો અજબ થવાનું નથી કે પ્લેટોએ આઇડીઆઝ બાબે ઘણું ઘણું બોલવા છતાં તેની ખુલ્લી સમજણ કેઇપણ આપી નથી. તેમ તે આપી શકે પણ નહિ, કારણકે કોઇપણ માણસ બ્રહ્મજ્ઞાન સંપુર્ણ રીતે સમજી શકે નહિ એમ તે જાબજા બોલ્યો છે.

**જે કારણે પ્લેટોનાં આઇદીઆઝને આપણે પુરેપુરા સમજી શકતા નથી તેજ કારણે જરથોશ્તી ફ્રવષી પણ પુરી સમજી શકાતી નથી. ફ્રવષીઓ "અના-માંથ્વાઓ" છે.**

નામીચી ફ્રવર્દિન યશ્ત ફ્રવષી બાબે ઘણી વિગતો આપે છે છતાં જણાવે છે કે ફ્રવષીને આપણે પુરેપુરી સમજી શકયે નહિ. યશ્તનાં છટ્ઠા કર્દામાં નીચે મુજબ કહ્યું છે :

"અશોઓનાં ભલાં, શુરાં આબાદી કરનારાં ફરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ. (જે ફરોહરો) બક્ષેસ કરનારાં, મજબુટ જોરેમંદ, સુખાકારી આપનારાં, બરદાસ્ત કરનારાં, તંદરોસ્તી આપનારાં (છે), (તેઓ) જમીનની પોહલાઇ જેટલા, નદીની લંબાઇ જેટલા અને ખોરશેદની ઉંચાઇ જેટલા અશોઇનાં ઉપાયો પોતાની સાથે લાવનારાં (છે)." આવી રીતની સમજણ આપવા છતાં આગલ ચાલતાં કહ્યું છે કે ફરોહરો "અના-માંથ્વાઓ" યાને "વિચારી નહિ શકાય એવાં" છે. મતલબ કે ફરોહરો પોતાની જાતમાં પોતાની essence માં શું છે, કેવાં છે, તે બાબે આપણે સંપૂર્ણ રીતે કાંઇપણ ખ્યાલ કરી શકયે નહિ.

અત્યાર સુધીમાં પ્લેટો અને અવસ્તા વચ્ચે ઘણી ઘણી સરખામણીઓ કરી ગયા છીએ. પણ ફ્રવષીઓ પ્લેટોનાં આઇદીઆઝની માફક

"અના-માથ્વાઓ" યાને 'વિચારમાં નહિ આવી શકે એવી' છે, તે સરખા-મણી આપણને ઘણીજ અર્થ-સુચક લાગે છે. પ્લેટોએ જરથોસ્તી વિચારો ઉપર કેટલો બધો આધાર રાખ્યો છે, તે સહેલથી સમજી શકાય છે.

## ફ્રવષીઓને અના-માંથ્વાઓ કાં કહી છે?

ઉપલાંનું કારણ સમજવું કઠણ નથી. આપણે વારંવાર કહી ગયા છીએ, કે ફ્રવષીઓ અહુરમજદનાં પોતાનાં અંશો છે. અહુરમજદ સર્વ-વ્યાપક છે, તે બાબદ સમજાવવાને માટે ફ્રવષીની ફીલસુફી ઘણી અગત્યની છે. ફ્રવષીઓ તે ગોયા અહુરમજદ પોતેજ છે, એ બાબદ મેં A New Interpretation of Spenta Mainyu વાળી ચોપડીમાં ખુલ્લી કરવાની તજવીજ કીધી છે. હવે અહુરમજદ મીનોઆન-મીનો છે તેને બીજા મોટા મીનોઓ પણ જોઇ સમજી શકતા નથી. આ કારણે અહુરમજદ પોતાની જાતમાં શું છે, કેવો છે, તે આપણે સમજી શકતા નથી, તેજ પ્રમાણે તેનાં અંશો યાને ફ્રવષીઓ પણ પોતાની જાતમાં શું છે, કેવી છે, તે પણ આપણે સમજી શકયે નહિ. આ કારણને લીધે ફ્રવષીઓને "અના-માંથ્વાઓ" યાને વિચારમાં નહિ આવી શકે એવી કહી છે.

## Ideas are Universals of all things in the Universe: Favashis exist in all imaginable things in the Univere.

આ બાબદ ધ્યાનથી સમજવાની છે. પહેલો સવાલ એવો થાય છે કે પ્લેટોનાં આઇડીઆઝ શું ફકત અહુરમજદનાં મનસ્ઠ ગુણો માત્ર છે, યા તેઓ શું ખરી જીવતી જાગતી હસ્તિઓ છે? પ્રો. જેમ્સ ફ્રેડ્રીક ફેરીઅર પોતાનાં Lectures on Greek Philosophy and other Philosophical Remains એવે નામની ચોપડીમાં આઇડીઆઝ બાબે નીચે મુજબ કહે છે. "...These Ideas are in fact the most real existences in the universe, for without them there would be no universe at all, or that universe would by without form or void, an absolute chaos." યાને કે "આઇડીઆઝ સૃષ્ટિની અંદરની ખરેખરી હસ્તિઓ છે. આઇડીઆઝ ન હોય તો સૃષ્ટિ હસ્તિમાં આવી શકતેજ નહિ. અને સૃષ્ટિ આકાર

વગરની અને chaos જેવીજ હતે." આપણને એવું લાગે છે કે જાણે ફેરીઅર ફ્રવર્દિન યશ્ત વાંચીનેજ આ પ્રમાણે બોલે છે! યશ્તનાં પહેલાં કર્દામાં શરૂઆતમાંજ અહુરમજ્દ સ્પિતમાન જરથુસ્ત્રને કહે છે કે "અષોઓનાં જોરાવર તથા ગાલેબ ફ્રોહરોનાં કૌવત, એજમત, ખોરેહ, મદદ તથા ખુશાળી બાબે...હું જાહેર કરૂં છું કે...અષોઓનાં જોરાવર ફ્રોહરો મારી મદદે આવ્યાં અને મને ટેકો આપ્યો." ત્યારપછી બીજી વિગતો આપીને બારમાં ફકરામાં અહુરમજ્દ કહે છે કે "જો અષોઓનાં ગાલેબ ફ્રોહરો મને મદદ નહિ આપતે તો, મારાં પશુ તથા માણસો... હયાં (યાને આ દુન્યામાં) હૈયાતી ભોગવતે નહિ; (પણ) દરૂજનું કૌવત, દરૂજની હકુમત (તથા) દરૂજની હાડમંદ દુન્યાં હોતે." બીજા બોલોમાં, અહુરમજ્દ કહે છે કે ફ્રોહરોની મદદ ન હતે તો હાડમંદ દુન્યાં દરૂજીને લીધે chaotic હાલતમાં હતે. આવી રીતે પ્લેટોનાં અને જરથોસ્તી વિચારો વચ્ચેની એક વધુ સરખામણી આપણે જોઇ શકયે છીએ. ફ્રવર્દિન યશ્તનાં ઉપલા બે ફકરાઓમાં ફકત આપણી હાડમંદ દુન્યાની વાત કીધી છે. પણ પ્લેટો મુજબ આઇડીઆઝ ફકત આ ધરતીનેજ નહિ, પણ તમામ સૃષ્ટિને whole cosmos ને ટેકાવી રાખે છે, અને તેજ વાત આપણને યશ્તનાં ૨૮ માં ફકરામાં મળે છે. અહુરમજ્દ કહે છે કે "ફ્રોહરોની મદદથી આએ આસમાન, (=અસ્મન), જમીન, ઝાડપાન વગેરેને મેં ટેકાવી રાખ્યાં છે." આસમાન તે અવસ્તા 'અસ્મન' છે; તેની જે સમજણ આપણે આગલ આપી ગયા છીએ તે પ્રમાણે આસમાનની મતલબ તમામ સૃષ્ટિ યાને cosmos તરીકે લેવાની છે. આ રીતે પ્લેટો અને યશ્તનાં વિચાર મુજબ Ideas અને ફ્રોહરો તમામ સૃષ્ટિને ટેકાવી રાખે છે. Ideas તેમજ ફ્રોહરો જીવતી જાગતી શકિતઓ છે, અને આવી શકિતઓની મદદથીજ અહુરમજ્દ સૃષ્ટિને પેદા કરીને તેને ટેકાવી રાખે છે.

## Ideas are Universals of Things. They are Prototypes of Things.

પ્લેટોની ફીલસુફી પ્રમાણે સૃષ્ટિની અંદર જે કાંઇ ચીજ, માણસો વિગેરે, હસ્તિ ધરાવે છે, તેઓના દરેકનાં Ideas છે. તેઓ મીનોઇ છે. અને દુન્યાની અંદર જે કાંઇ હસ્તિ ધરાવે છે, તે દરેકનો એક સંપુર્ણ નમુનો,

એક Universal, એક Prototype હોય છે, જે સંપુર્ણ નમુનામાંથી ખુદાતાળા આ દુન્યા ઉપરની જુદા જુદા વર્ગની અને માણુસો વિગેરેની પેદાયશ કરે છે. પણુ પ્લેટો કહે છે કે આપણે હમેશાં યાદ રાખી મુકવાનું છે કે Universals, Prototypes જે મીનો છે તે તમામ સંપુર્ણ છે, પણુ તેઓને અનુસરીને તે Ideas માંથી તેવાં Universals માંથી દુન્યાની જે પણુ જુદી જુદી પેદાયશો થાય છે, તે સંપુર્ણ નથી, પણુ મીનોઇ સંપુર્ણતાની ઘણી નાકેશ હાલતવાળી હોય છે.

આવીજ રીતે જરથોસ્તી ધર્મમત પ્રમાણે ફ્રવષીઓ પોતાની જાતમાં સંપુર્ણ હોય છે, પણુ સૃષ્ટિની દરેક ચીજ, માણુસ વિગેરે, કે જેઓની અંદર છુટી છુટી ફ્રવષીઓ કામ કરી રહી છે, તે પેદાયશો પોતાની જાતમાં અપુર્ણ હોય છે. માણુસનો દાખલો લઇએ. જરથોસ્તી ધર્મમત પ્રમાણે જે પાંચ તત્વો, અહુ, દએના, બઓધંગ, ઉર્વાન અને ફ્રવષી દરેક માણુસમાં હોય છે, તેમાંનું સર્વથી શ્રેષ્ઠ તત્વ તે ફ્રવષી. તેજ પ્રમાણે બીજી અન્ય પેદાયશોમાં જે કાંઇ તત્વો હોય, તે તત્વોમાં કામ કરતી ફ્રવષી, તે સર્વથી શ્રેષ્ઠ.

## Universals and Particulars.

યુનીવરસલ્સ, પ્રોતોતાઇપ્સ, આઇદીઆઝ અથવા ફ્રવષીઓની કાંઇક વધુ સમજણુ લઇએ. મીનોઇ હાલતવાળો કોઇપણુ એક આઇદીઆ, દાખલા તરીકે, અષનો યાને Justice નો આઇદીઆ લઇએ. સૃષ્ટિની અંદરની તમામ જુદી જુદી જાતની યા વર્ગની પણુ **'અષ'નું તત્વ ધરાવતી,** ચીજોનો જે જમેલો યા સમુદાય, તે બધાઓ માટેનો ફક્ત એકલો એકજ સંપુર્ણ નમુનો. બીજા બોલોમાં આ સૃષ્ટિની અંદરનું 'અષ'નું તત્વ ધરાવનારા જે અસંખ્ય નાકેશ નમુનાઓ particulars છે, તેઓનો એખલો એકજ સંપુર્ણ નમુનો, અથવા Prototype અથવા Universal, તે 'અષ'નો મીનોઇ અને સંપુર્ણ ખ્યાલ સાથનો એક આઇદીઆ. આજ પ્રમાણે બીજા બધા આઇદીઆઝ અથવા Universals બાબે સમજવું. આવી કોઇક રીતે પ્લેટોનાં Universals અને Particulars ની ફીલસુફીની મતલબ સમજવાની છે. પ્લેટો પોતાનાં રિપબ્લીક નામના દાયલોગની દસમી યાને છેલ્લી ચોપડીમાં Universals and Particulars બાબેની

બિકટ બાબદ સમજાવતાં દાખલો આપે છે તે ઘણો અગત્યનો હોવાથી સબ્દ:શ અત્રે નોંધી લઇએ.

Let us assume the existence of beds and tables. There is one idea of a bed or of a table, which the maker of each had in his mind when making them; he did not make the ideas of beds and tables, but he made beds and tables according to the ideas. And there is another maker of the works of all workmen, who makes not only vessels but plants and animals, himself, the earth and heaven, and things in heaven and under the earth. He makes the gods also.

પ્લેટો એવું કહેવા માંગે છે કે આ દુન્યાની અંદર જે ટેબલો અને 'બેડસ' યાને કે પલંગો છે, તેઓને બનાવતી વખતે બનાવનાર માણસનાં મનમાં ફક્ત એકજ ખ્યાલ યાને idea છે, કે જે ખ્યાલ પ્રમાણેજ તે માણસ ટેબલો વિગેરે બનાવે છે. તે ખ્યાલને પોતાને પેલો માણસ બનાવતો નથી. પણ પોતાના તે એકલા એકજ ખ્યાલ પ્રમાણે તે ટેબલો વિગેરે બનાવે છે. પછી તે કહે છે કે "દુન્યા પરનાં બધા કારીગરો workmen ઉપર પ્રમાણે જે ટેબલો વિગેરે બનાવે છે, તે **બધાં કામનો** યાને works નો વળી પોતાનો એક બીજો another maker યાને બનાવનાર છે, કે જે 'બીજો બનાવનાર' આ દુન્યાં પરનાં કારીગરોને હાથે બનાવેલાં vessels, (યાને ટેબલો, બેડસ વિગેરે કામોનોજ ફક્ત બનાવનાર નથી; પણ તે "બીજો બનાવનાર" તે ઉપરાંત આ દુન્યા પરનાં ઝાડપાનોને, ગાય ઢોરોને, તેમજ **પોતાને,** વળી આ દુન્યા અને પેલી દુન્યાને, તેજ મુજબ પેલી દુન્યાં અને આ દુન્યાંની વચ્ચેની ચીજોને પણ બનાવે છે. તે 'બીજો બનાવનાર' વળી gods યાને દેવતાઓ કે ખુદાઓને પણ બનાવે છે." ઉપલા ફકરામાં જણાવેલો પેલો બીજો બનાવનાર "another maker" તે પ્લેટોનો ખુદા છે, તે જરથોસ્તી અહુરમજદ છે. ઉપલા ફકરાનો સંભાળથી અને ધીરજથી અભ્યાસ કરતાં જણાશે કે ખુદા-તાળા સૃષ્ટિની અંદરની તમામ ચીજોનો બનાવનાર maker છે. પણ ઉપલા ફકરામાં જે ખાસ મતલબ સમજાવવાની પ્લેટોએ ધારી રાખી છે, તે આ

છે કે ખુદાએ જે કાંઇ બનાવ્યું છે, તે પોતાનાં મનમાં અસલથી તેની સાથેજ રહેલા Ideas ની મદદથીજ, જરથોસ્તી બોલોમાં બોલતાં પોતાની અંદર અસલથીજ સાથે રહેલી ફ્રવષીઓની મદદથીજ બનાવ્યું છે. આ રીતે પ્લેટો, જાણે કે, ફ્રવર્દિન યશ્તનો તરજુમોજ અત્રે કરી બતાવે છે!

## That another maker has made himself!

ઉપલા ફકરામાં એક અજબ જેવી, નહિ સમજ પડે એવી વાત પ્લેટોએ જણાવી છે, કે ખુદાએ, પેલા બીજા બનાવનારે, પોતાને પણ બનાવ્યો છે! પણ ઉંડાણથી વિચાર કરતાં જણાય છે કે પ્લેટોએ જો ઉપલી અજબ જેવી વાત નહિ જણાવી હતે, તો તેની Ideas ની ફીલસુફી અધુરી રહી જતે! આ ફકરામાં વલી બીજી એક અર્થસુચક મતલબ મને સમજાય છે. આ ફકરામાં પ્લેટોએ પેલા "બીજા બનાવનાર"ને માટે બોલતાં તેને maker બનાવનાર તરીકે કહયો છે, તેને અત્રે પેદા કરનાર Creator તરીકે કહયો નથી! કાંય નહિ? જરા વિચાર શકિત લંબાવ્યે તો કદાચ કહી શકાય કે પ્લેટોનાં મનમાં કાંઇ ધાસ્તી હતી યા કાંઇક ગુંચવાડો હતો, કે જો તે એમ કહે કે પેલા "બીજાએ" બીજાઓ ભેગાં **પોતાને પણ પેદા કીધો** યાને **Create** કીધો, તો પછી સવાલ થાય કે પેલો બીજો જેણે તમામોને પેદા કીધાં, Create કીધાં, તે તો ખુદ પોતે Creator યાને પેદા કરનાર તરીકે ઠડયો, અને તેથી તેનાં પેદા કીધેલાં તે તેની Creation, તેની પેદાયશ થઇ, તો પછી જો આવો Creator યાને પેદા કરનાર **ખુદ પોતાને પણ** Create કરે યાને પેદા કરે, તો તેની મતલબ એવી થાય છે કે જે પોતે એક વખત Creator યાને પેદા કરનાર હતો, તે વળી પોતે "પોતાને પેદા કરીને" પોતે પોતાની creation યાને પેદા કીધેલી ચીજ પણ થઇ જાય! ફીલસુફીની સાધારણ માન્યતા એવી હોય છે કે તમામ સૃષ્ટિનું પ્રથમ મૂળ પોતે પેદા થયલું યાને created નથી, તે તો uncreated યાને પોતાની મેળે આવેલું યા ઉભું થયલું હોવું જોઇએ. આવાં પ્રથમ મૂળને rootless root, causeless cause, એવે નામે ફીલસુફીઓ વર્ણવે છે. આ સમજણ ધ્યાનમાં રાખીને આપણે કહીએ કે જ્યારે પ્લેટો એવું ખાસ કેહવા માંગતો હતો કે પેલા "બીજા બનાવનારે" **પોતાને પણ** બનાવ્યો હતો—And there is another maker, who has made

himself also—, ત્યારે પ્લેટોનાં મનમાં ઉપર વર્ણવેલો નાજુક ગુંચવાડો ઉભો થયો, અને તેથી તેણે એમ નહિ કહ્યું કે that another **created** himself; પણ એટલુંજ કહ્યું કે that another **made** himself. યાને પેલા બીજાએ ખુદ પોતાને પણ પેદા કીધો એમ નહિ બોલતાં, પ્લેટોએ એટલુંજ કહ્યું કે તે બીજાએ ખુદ પોતાને પણ બનાવ્યો! પણ આવી સમજણથી ગુંચવાડો મટી જતો નથી. આપણે કાંઇ વધુ વાસ્તવિક દલીલ કરવી જોઇએ.

અત્રે વાસ્તવિક સવાલ થાય કે આ પ્રમાણે આપણે ફક્ત શબ્દોની ઉપર રમત કર્યે છીએ, we are merely playing with words. હું કાંઇપણ મક્કમપણે બોલવાની હાલતમાં નથી. પણ આપણે આટલું તો કહી શકયે કે જ્યારે પ્લેટોએ ઉપર મુજબ લખ્યું ત્યારે તેનાં મનમાં તો તે બાબે કોઇ ચોક્કસ વિચાર હોવો જોઇએ. ત્યારે આ ચોક્કસ વિચાર શું હતો, કયાં કારણે તેણે આ પ્રમાણે લખ્યું, તે સમજવાની વધુ તજવીજ કર્યે. આ વિષયમાં જે જે સરખામણીઓ આપણે ખુલ્લી કીધી છે, તે પરથી આટલું તો ચોક્કસ છે કે પ્લેટો જરથોસ્તી વિચારો પ્રમાણેજ બોલે છે. અત્રે પાછું યાદ કર્યે કે પ્લેટોએ જે પોતાની આઇદીઆઝની ફીલસુફી આપી છે, તે ફીલસુફીનું મૂળ તો જરથોસ્તી ફ્રવષીની ફીલસુફી છે. અને આપણે જાણ્યે છીએ કે ફ્રવષીઓ તો અહુરમજ્દથી માંડીને તમામ નાની મોટી હસ્તિઓમાં, નાની મોટી ચીજોમાં, રહેલી છે, તેઓમાં કામ કરી રહેલી છે. પ્લેટો કે જે જરથોસ્તી ફીલસુફીની રૂએજ બોલે છે, તેણે જોયું કે અહુરમજ્દની પોતાની પણ ફ્રવષી છે. ફ્રવર્દિન યસ્તનાં ૮૦ માં ફકરામાં આવ્યું છે કે અહુરમજ્દની પોતાની ફ્રવષી છે જે તમામ ફ્રવષીઓમાં 'મજીસ્ત', 'વહિસ્ત' વિગેરે યાને સર્વથી મોટી, સર્વથી સરસ, વિગેરે છે. તેણે વધુ જોયું કે અહુરમજ્દ તમામોનો આપનાર, પેદા કરનાર છે, અને તેની તમામ પેદાયશોમાં ફ્રવષીઓ કામ કરી રહી છે, અને ફ્રવષીઓની મારફતેજ અહુરમજ્દ પેદાયશો પેદા કરી શકયો છે, તેથી પ્લેટોએ એવી રીતે લખી માર્યું કે પેલા બીજાએ જ્યારે તમામ પેદાયશો બનાવી, ત્યારે તે બીજાએ પોતાને પણ બનાવ્યો હતો—"That another made himself also."

આ સમજણ fanciful, વિલક્ષણ લાગે છે, પણ પ્લેટોની વાત

કે "પેલા બીજાએ, યાને ખુદાએ, પોતાને પણ બનાવ્યો," તે વાતને બીજી કઇ રીતે સમજાવી શકાય તે સમજ પડતું નથી. પ્લેટોએ વાંચ્યું અને સમજ્યું કે આઇદીઆઝ અથવા ફ્રવષીઓની મારફતેજ અહુરમજ્દે પેદાયશો પેદા કીધી, જો ફ્રવષીઓ ન હતે તો કોઇપણ ચીજની હસ્તિ ન હતે. વળી તેણે જોયું કે ખુદાની, અહુરમજ્દની પોતાની પણ હસ્તિ છે, તેમજ અહુરમજ્દની પોતાની અંદર પણ તેની પોતાની સર્વથી મોટી સર્વથી સરસ, વિગેરે ફ્રવષી છે, અને તેની ફ્રવષી વગર તો અહુરમજ્દની, ખુદાની હસ્તિ કલ્પિ શકાય નહિ, તો તેવાં કારણે પ્લેટોએ એમ કહયું કે "પેલા બીજાએ, યાને ખુદાએ, પોતાને પણ બનાવ્યો." શું આવી કોઇક સમજણ આપણને પુરતી લાગે છે?

## The Father and Fashioner of us all.

રિપબ્લીકની દસમી ચોપડીમાં આવેલા ઉપલા ફકરા ઉપર આપણે મુજાહેમત ચલાવી છે, તેમાં પ્લેટોનો ખુદા ખરેખરો Creator પેદા કરનાર હતો યા ફક્ત Maker યાને બનાવનાર હતો, તે બાબે ગુંચવાડો રહયો છે. આ મહત્વનાં સવાલ બાબે આ વિષયની શરૂઆતમાં "ખુદાનાં, Being ની સમજણ" એવાં મથાળાં હેઠળ મેં નીચે મુજબ કહ્યું છે કે "પ્લેટોના Idea of Good ને કેટલાક શરેહ કરનારાઓ Being યા ખુદા God તરીકે ગણતા નથી. જ્યારે બીજા શરેહ કરનારાઓ આ Idea of Good ને Idea of God તરીકેજ જણાવે છે. આ પાછળાઓ જણાવે છે કે પ્લેટોના વિચાર પ્રમાણે Good અને God બંને એકજ છે." આ બાબદમાં એ. ઇ. ટેલર નામનો વિદ્વાન પોતાની Aristotle નામની ચોપડીનાં ૫૦ માં પાના ઉપર નીચે મુજબ લખે છે: Plato's God, if not quite the Creator, is the Father and Fashioner of us all." The Father and Fashioner of us all આ શબ્દો પ્લેટોએ પોતે વાપડેલા છે.

આ પ્રમાણે એક અગત્યનો ચકરાવો લઇને હવે આપણે

## Universals and Particulars

ની ફીલસુફી ઉપર પાછા આવ્યે છીએ. પ્લેટોએ Tables and Beds નો એક દૃષ્ટાંત લઇને જણાવ્યું છે કે દુન્યા પરનો એક માણસ જ્યારે

બનાવે છે ત્યારે તેનાં મનમાં રહેલો ટેબલો બાબેના એક ચોક્કસ હોય છે, જેને પ્લેટો એક Universal તરીકે જણાવે છે, કે જે એકજ ખ્યાલ ઉપરથી પેલો માણસ પોતાની અનેક ટેબલો છે. પ્લેટો કહે છે કે પેલો એકલો એકજ ખ્યાલ તે ersal છે, પણ તે ખ્યાલ મુજબ જે ટેબલો પેલો માણસ છે, તે Particulars છે. પેલા Universal આઇદીઆને પોતાને સ બનાવતો નથી, પણ તે Universal ને, તે Idealને અનુસરીને ાની અનેક ટેબલો, Particulars, બનાવે છે. દુન્યાની ઉપરની બધી ચીજોના આવા મીનોઇ Universals યા Ideals યાને હોય છે, કે જે Ideas પ્રમાણે દુન્યવી ચીજો બને છે યા પેદા . જેને આપણે genus (જીનસ) અને species (સ્પીસીસ) તરીકે પે છીએ, તેવાં 'સ્પીસીસમાં' સમાયલાં અનેક particulars નો સંપુર્ણ નમુનો, એકજ Universal યાને એકજ Idea મીનોઇમાં ાનોઇ હાલતમાં હોય છે, એવું પ્લેટાનું કેહવું છે.

આવી Universals અને Particulars ની ફીલસુફી સમજાવવાને લેટો એક Simily સરખામણીનું દ્રષ્ટાંટ આપે છે. પણ તેને ફક્ત y તરીકેજ આપણે ગણવાની છે. તે કહે છે કે "જેવી રીતે The another maker—પોતાનાં મનનાં એક Universal માંથી તેને લગતા અનેક Particulars બનાવે છે, તેને મલતું પણ કાંઇક કરી શકે છે." પ્લેટો પોતાના શાગેર્દને કહે છે કે re is a sense in which you could do the same. have only to make a mirror and catch the tion of the Sun and the earth or anything there now you have made them." તે કહે છે કે "એક ાની અંદર સુરજ, આ દુન્યા અથવા કોઇબી ચીજનો પડછાયો તમે લેઓ—અને તમોએ સુરજ દુન્યા વિગેરે પોતે બનાવ્યાં છે!" પેલો કહે છે કે "Yes, but in appearance only," યાને કે "હા, રી વાત છે, પણ તે તો ફક્ત એક દેખાવજ છે." પ્લેટો પછી હા ભેળવે છે અને કબુલ કરે છે કે "Exactly so." યાને તમો ેા તેમજ છે.

ઉપલી સીમીલી, દ્રષ્ટાંત આપીને પ્લેટો એક અગત્યની ફીલસુફીની વાત જણાવે છે.

**ખરી હસ્તિ, Reality, અને તેનો પડછાયો, appearance; ખરૂં substance અને તેનો shadow.**

પ્લેટો એમ જણાવવા માંગે છે કે ખરી હસ્તિ, reality તો દુન્યવી ચીજોની પેલી મેર છે. તે ફક્ત મીનોઇ હાલતમાંજ યા મીનોઇ દુન્યામાંજ રહે છે. તે હસ્તિ જાણે ખુદામાંજ રહે છે, આપણે આ દુન્યામાં તો તેનો પડછાયો માત્રજ અનુભવ્યે છીએ. As in heaven, so on earth; પેહલાં મીનોઇમાં, પછી ગેતીમાં, પેલી દુન્યાનું સુખ હમેશાં ટકી શકે એવું, આ દુન્યાંનું સુખ તકલીદી અને અપુર્ણ, એવા એવા વિચારો ઉપર પ્લેટો આપણને લઇ જવા માંગે છે. આપણ માણસો દુન્યવી, તકલીદી, ચલકતી ચાઇચાઇની કિંમત ઘણી આંકયે છીએ, પણ ખરાં મીનોઇ સુખનો વિચાર પણ કરતાં નથી. તેની ઉપર વિચાર કરવા પણ માગતાં નથી.

હવે આપણે ફ્રવષી અને આઇદીઆઝની ફીલસુફીની સમજણમાં આગલ વધ્યે છીએ.

**Are Ideas mere constituents of Divine Reason or are they real and independent entities.**

**શું ફ્રવષીઓ અથવા આઇદીઆઝ અહુરમજદની, ખુદાની, ખ્રતૂ યાને અક્કલના જુદા જુદા ભાગો તરીકેજ ગણી શકાય, કે તેઓને ખરી હસ્તિઓ તરીકેજ ગણવી જોઇએ ?**

ફ્રવષીની જે સમજણ આપણે ફ્રવદીંન યશ્તમાં જોઇએ છીએ, તે પ્રમાણે ફ્રવષીઓ તો ખરી હસ્તિઓ છે, ફ્રકત અહુરમજદનાં મનસઠ ગુણો નથી. ફેરીઅર નામનો વિદ્વાન પ્લેટોનાં આઇદીઆઝને ખરી હસ્તિઓ તરીકે ગણે છે એમ આપણે આગલ જણાવી ગયા છીએ.

**Ideas are Co-eval with God.**

**ફ્રવષીઓ અસલથીજ અહુરમજદની સાથેજ છે.**

આ એક બીજો અગત્યનો સવાલ છે. ફેરીઅર કહે છે કે પ્લેટોનાં મત મુજબ આઇદીઆઝ અસલથીજ ખુદા સાથે co-eval, સમકાળિક

હતા. તેજ પ્રમાણે ફ્રવષીઓ પણ અહુરમજ્દ સાથે co-eval સમકાળિક હતાં એવી મતલબ ફ્રવર્દિન યશ્તનાં બાવીસમાં કર્દામાં આવતા છોતેરમાં ફકરામાંથી નીકળે છે. ત્યાં આવ્યું છે કે "જ્યારે બે મીનો જે સ્પેના મીનો તથા જે અંગ્ર મીનો (એઓએ) દામાન (પેદાયશો) બનાવી ત્યારે ફ્રરોહરો ત્યાં ઉસ્તવાર ઉભેલાં હતાં." (જુઓ કાંગાજીનો તરજુમો). આ દેખાડે છે કે તમામ પેદાયશોની આગમજ ફ્રરોહરો હસ્તિમાં હતાં, યાને જ્યારે કાંઇપણ ન હતું ત્યારે પણ તેઓ હસ્તિમાં હતાં. વળી ફ્રરોહરોને અવસ્તામાં કંઠે પણ **પેદા થયલાં** જણાવ્યાં નથી, તે ઉપરથી તેઓ હમેશથીજ અહુરમજ્દની સાથેજ યાને co-eval સમકાળિક હતાં. આ રીતે ફ્રરોહરોનો ખ્યાલ, તે અહુરમજ્દનો ખ્યાલ; આઇદીઆઝનો ખ્યાલ તે પ્લેટોનાં ખુદાનો ખ્યાલ, એમ હવે તરત સમજ પડી જાય છે.

## ફ્રવષીની ફીલસુફીની એક વધુ ગુહ્ય બાબદ. તેમાં સમાયલી Rest and Motionની ફીલસુફી

યશ્તનાં ઉપર જણાવેલા છોતેરમાં ફકરામાં આવ્યું છે કે "જ્યારે બે મીનોએ...પેદાયશો (દામાન) બનાવી ત્યારે ફ્રરોહરો ત્યાં 'એરેખ્વાઓ' યાને ઉસ્તવાર ઉભેલાં હતાં," The Farohars were standing still.

## ફ્રરોહરો "ઉસ્તવાર" ઉભેલાં હતાં, એટલે શું ?

ફ્રવર્દિન યશ્તમાં ફ્રવષીઓને, ફ્રરોહરોને હમેશાં કામ કરતી ચપળ હાલતમાં દર્શાવ્યાં છે. જ્યારે તેઓ અહુરમજ્દમાંથી બહાર આવ્યાં છે, અને અહુરમજ્દ પોતે હમેશાં ચપળ હાલતમાંજ રહે છે, ત્યારે ફ્રરોહરો પણ તે કારણે હમેશાં intensely active યાને ચપળ રહેવાં જોઇએ. પણ ત્યારે ઉપલા છોતેરમાં ફકરામાં તેઓને "ઉસ્તવાર" યાને મકકમ ઉભેલાં standing still જણાવ્યાં છે, ત્યારે આ દેખીતા contradiction ને કેવી રીતે સમજવું. યશ્તનાં ફકરા છોતેરથી ઇથોતેર સુધી ધ્યાનથી વાંચતાં યશ્તનાં લખનારની મતલબ સમજાય છે. મને લાગે છે કે યશ્તનો લખનાર શરૂઆતથી પેદાયશો થતી વખતે તેઓમાં ગતિ યાને motion કેમ દાખલ થઇ તે સાયનતિફીક રીતે અને ફીલસુફીની રૂએ જણાવે છે. ત્યારે rest અને motion યાને ગતિ વગરની હાલત અને ગતિવાળી હાલત સમજવાને માટે ફીલસુફીનો આધાર લેવો પડે છે. એક લખનાર આ મુશ્કેલીનું નીચે

મુજબ ખંડણ કરે છે. તે monads ની વાત કરે છે. આ monads ને હું ફલ્પીઓ તરીકે ગણું છું. તે લખનાર કહે છે કે, As a solution of the difficulty it must be borne in mind that metaphysics cannot demonstrate either that the monads were standing still or that they had been in motion. As far as their nature is concerned, they are neither the one nor the other. Either of the two would be equally possible. યાને કે મેતાફીઝીક્સની રૂએ આપણે પુરવાર કરી શકતા નથી કે મોનાડસ યાતો ગતિ વગરનાં હોય છે યાતો તેઓ ગતિ સાથનાં હોય છે. જો આપણે મોનાડસ નો nature યાને સ્વભાવ તપાસ્યે તો તેઓ થંભ પણ નથી તેમજ હાલતાં ચાલતાં પણ નથી. પણ આ બે માંનું કોઇપણ એક વાસ્તવિક હોઇ શકે. આ બાબદ વધુ ખુલ્લી કરવાને માટે તે લખનાર હરબાર્ત નામનાં ફીલસુફનાં શબ્દો તાંકીને જણાવે છે કે મોનાડસ ચપળજ હોય છે. હરબાર્ત કહે છે કે, "The Space-relation which we should expect originally to subsist between a multitude of substances which are mutually independent, is that of motion. On the other hand, rest would appear infinitely improbable, inasmuch as it indicates only one possible case amongst the innumerable possibilities of greater or less celerity, *viz.* that in which the celerity is just equal to zero." આ ફકરાની મતલબ આપણે તરતજ સમજીશું, તેટલાં હરબાર્તનાં ઉપલા શબ્દો તાંકીને પેલો લખનાર rest અને motion વચ્ચેનો ગુચવાડો દુર કરવા શું કહે છે, તે હેઠળ જોઇએ:

"Whatever may be the case, we can at once see that we require another point or thing which in conception is already taken as 'standing still' in order to represent a thing in motion. It would thus be seen that the whole representation only indicates a relationship and that one relating to the onlooker. No river

would be considered flowing, unless banks are also given which stand still."

ઉપલા ફકરાઓની મતલબ ઉપર આવ્યે તે આગમજ time and space યાને વખત અને જગ્યાની કાંઇક સમજણ લેવાની તજવીજ કરયે"

## Time and Space.

આપણે જાણ્યે છીએ કે કુળ સૃષ્ટિની અંદર વસ્તી અસંખ્ય વસ્તુઓ, અને સૃષ્ટિમાં ચાલતી ક્રિયાને સમજાવવાને માટે જ્ઞાની પુરૂષો, ફીલસુફો વિગેરે વખત અને જગ્યા, Time and Space ની મદદ લઇનેજ પોતાની વાતો સમજાવી શકે છે. યાને એક ચોક્કસ વસ્તુ હસ્તિમાં આવી તે time એટલે વખતના અયઆમમાં કયારે આવી અને તે space એટલે જગ્યાની અંદર કયાં આવી એ બાબદ ધ્યાનમાં રાખીનેજ સાયનતીસ્તો, ફીલસુફો વગેરે પોતાની મતલબ સમજાવે છે. હવે વખત અને જગ્યા સૃષ્ટિની અંદર ખરી હસ્તિઓ છે, યાતો તેઓ આપણાં મગજનું એક ચોક્કસ conception અનુમાન માત્ર છે, તે બાબે જ્ઞાની પુરૂષોમાં મતફેર છે. તેમાં ઉતરવાની અત્રે જગ્યા નથી, તેમજ તે સમજાવવાને માટે મારી તાકાત પણ નથી. પણ આટલું કહી શકયે કે time અને space નો સાથે સાથે ખ્યાલ ન લેવાય તો વસ્તુ-સ્થિતી સમજાવી શકાતી નથી. ફકત વખતનાં એકલાં conception થી યાતો ફકત જગ્યાનાં એકલાં conception થી વસ્તુસ્થિતી સમજાવી શકાતી નથી. આ બંને conceptions ને મનમાં સાથે રાખવાથીજ તે સમજાય છે. જરથોસ્તી વિચાર પ્રમાણે પણ time અને space યાને વખત અને જગ્યા આ બંન્નેનો વિચાર મનમાં સાથે રાખવા-થીજ વસ્તુસ્થિતી સમજી શકાય છે એમ આપણુને લાગે છે. "જસ મે અવંઘ્હે મજ્દ"વાળી નામીચી બંદગીમાં ભણુનાર શખ્સ પહેલાં "જસ મે અવંઘ્હે મજ્દ" એમ બોલીને અહુરમજ્દને પોતાની મદદે બોલાવે છે, તે પછી જુદી જુદી વ્યકિત તરફની અસર અથવા મદદ માંગે છે, અને છેલ્લાં "થ્વાષહે ખધાતહે," "જરૂવાનહે અકરનહે" અને "જરૂવાનહે દરેઘો-ખધાતહે"ની અસર યાને મદદ માંગે છે. 'થ્વાષ' એટલે આકાશ યાને space, અને 'જરૂવાન્' એટલે વખત time. 'જરૂવાનનાં' બે ભાગ કીધા છે, જરૂવાનહે અકરનહે યાને અનંત endless હદ વગરનો વખત અને જરૂવાનહે

દરેશો– ખધાતહે યાને હદવાલો એટલે limited વખત. હવે જ્યારે 'જરૂવાન'ના બે વિભાગ કીધા છે, ત્યારે 'થ્વાષને' કોઈપણ વિભાગમાં વહેંચી નાંખ્યું નથી, યાને જગ્યા અને space ની કોઇ હદ બાંધી નથી. Space કેડે પણ પુરી થતી હોય એમ જણાતું નથી. આ રીતે હાલના સાયંન તિસ્તોનું મત તેમજ જરથોસ્તી ધર્મ મત બંને મલતાં થાય છે એમ લાગે છે. થ્વાષ અને જરૂવાનહે અકરનહે એટલે અનહદ આકાશ અને અનહદ વખત–આવા બે ખ્યાલોને મનમાં ધરી રાખવાથીજ તમામ સૃષ્ટિ અને તેમાં સમાયલી ચીજોની વાત કરી શકાય છે.

આપણે અત્રે વખત અને જગ્યા, time and space ની વાત શા માટે કીધી છે? ફ્રવષીઓ પેદાયશોની આગમજ સ્થિર ઉભી રહી હતી, they were standing still, એવું જે વાક્ય ફ્રવર્દિન યશ્તમાં આવ્યું છે, તેની મતલબ સમજવા આપણે માંગે છીએ. તેમ કરતાં ઉપલા લખનારે આ બાબદ સમજાવતાં હરબાર્ત નામના ફીલસુફનાં શબ્દો ટાંક્યા છે, તે આપણે ઉપર જણાવ્યા છે. તેમાં હરબાર્તે space-relation ની વાત કીધી છે, તે ધ્યાનમાં રાખીને હરબાર્ત શું કહેવા માંગે છે, તે જણાવ્યે. હરબાર્ત monads ની વાત કરે છે. જે વાત monads ને લાગુ પડે છે, તે મતલબ ફ્રવષીને પણ લાગુ પડે છે એમ હું ધારૂં છું. હવે ફ્રવર્દિન યશ્તમાં ફ્રવષીઓ પેદાયશોની આગમજં સ્થિર ઉભેલી હતી એવું વાક્ય આવ્યું છે, તેની મતલબ સમજવા માંગતાં પહેલો વિચાર એવો આવે છે કે ફ્રવષીઓ સ્થિર ઉભેલી હતી, તેથી તે વખતે ગતિ, motion, યાને હાલચાલ ન હતી. તેઓ જાણે lifeless ચપળ જીંદગી વગરની હોય એવો વિચાર પહેલી નજરે આપણને આવે છે. પણ મેં ઉપર જણાવ્યું છે કે તેઓને lifeless યાને ચપળ હસ્તિ વગરની આપણે ધારી શકતા નથી, કારણ કે તમામ ફ્રવર્દિન યશ્તમાં ફ્રવષીઓને જીવતી જાગતી, કામ કરતી, intensely active હસ્તિઓ તરીકે વર્ણવેલી છે. વળી ફ્રવષીઓ જ્યારે અહુરમજ્દમાંથી ઉભી થયલી છે, ત્યારે તે કારણે પણ ફ્રવષીઓને ગતિ વગરની માની શકતા નથી. હવે ત્યારે તેઓ શરૂઆતનાં વખતે સ્થિર ઉભેલી હતી, તે વાતને આપણે કેમ સમજ્યે?

ઉપર ટાંકેલા અંગ્રેજી શબ્દોમાં હરબાર્તે કહ્યું છે કે સૃષ્ટિની અંદર જે અનેક વ્યકિતઓ આવેલી છે, તે વ્યકિતઓ એક બીજાથી

mutually independent યાને અલગ છુટી છુટી છે. એક વ્યકિત બીજી વ્યકિતથી અલગ છે, તેઓ વચેનો space-relation યાને જગાનો જે અંતર છે તે motion યાને ગતીની હાલત દર્શાવે છે. હરબાર્ત એવું કહેવા માંગતો લાગે છે કે ગમે એવી પાસે પાસે આવેલી બે વ્યકિતઓની અંદર યા તેઓની વચ્ચે હમેશાં કોઇક space અંતર તેમજ ગતિ motion રહે છે. મતલબ કે કોઇ-પણ વ્યકિત ગતિ યાને motion વગરની હોતી નથી, તે કદીપણ ગતિ વગરની સ્થિર, standing still એવી હાલતની હોતી નથી. ત્યારે ગતિવાળી હાલત અને ગતિ વગરની થંભ હાલત એટલે motion અને rest ને કેવી રીતે સમજવી તે હરબાર્ત સમજાવવા માંગે છે. તે કહે છે કે rest યાને ગતિ વગરની થંભ હાલત infinitely improbable યાને નહિ માની શકાય એવી છે. કારણ કે ગતિ યાને motion ની ઓછી યા વધતી celerity હોય છે. આ celerity યાને હાલચાલની છેક છેલ્લી ઓછામાં ઓછી થતી હાલત એવી હોય છે, કે જાણે તે વખતે તે celerity એકદમ થંભ થતી હોય, યાને zero point ઉપર આવેલી હોય. એમ લાગે છે કે ફીલસુફીની રૂએ હરબાર્ત એમ કહેવા માંગે છે કે ગતિ યાને motion ની કોઇપણ ખરેખરી હદ આવતી નથી, છતાં માણસની નજરે કોઇ વેળા એવું લાગે કે motion ની યાને ગતિની છેલ્લી point યાને zero-point આવી લાગી.

હરબાર્તની motion અને rest ની આવી સમજણ આપવા પછી પેલો લખનાર આ વાતને એક મીસાલ આપીને વધુ સમજાવે છે; તે કહે છે: We require another point or thing which in conception is already taken as standing still in order to represent a thing in motion. એટલે કે એક ચીજ ગતિમાં યાને motionમાં ખરેખરી છે કે નહિ તે સમજવાને માટે આપણને મનમાં એક પોઇન્ત યા ચીજ ધારી રાખવાની છે, કે જે આપણને standing still યાને મક્કમ ઉભેલી હોય એમ દેખાય છે. આમ જણાવીને પેલો લખનાર જે તાતપર્ય કહાડે છે તે આ કે the whole representation only indicates a relationship and that one relating to the on-looker, એટલે કે આપણે જે વાત અત્રે કહી ગયા તે motion

અને rest યાને ગતિ અને ગતિ વગરની થંભ હાલત વચેનું માત્ર એક જાતની relationship દેખાડે છે. અને તે relationship આપણને ત્યારેજ જણાય છે કે ઉપલાં representation જોવાને માટે એક વિચાર કરી શકતું માણસ on-looker તરીકે હાજર હોય. ઉપલો લખનાર એમ જણાવવા માંગે છે કે જો એક પણ વિચાર કરી શકતું માણસ આ દુન્યા ઉપર ન હોય તો motion અને rest ની વાત સમજી શકાય નહિ. યાને આપણે સમજી શકયે નહિ કે motion યાને ગતિની celerity કેટલી અને કયાં છે, અને તે celerity નું એકદમ ઓછું થવું તેનું બંધ થવું, તેનું zero-point ઉપર આવવું કયાં છે અને કેમ છે. આ motion અને rest ની વાત વધુ ખુલ્લી કરવાને માટે પેલો લખનાર એક વધુ મીસાલ આપે છે, અને કહે છે કે No river would be considered flowing, unless banks are also given which stand still, યાને એક નદી ખરેખરી ગતિમાં યાને motion માં છે કે, તે નદી આગલ વહે છે કે નહિ તે જાણવાને માટે નદીના કિનારાઓ જે થંભ અને સ્થિર છે તેઓની હાજરીની જરૂર છે. નદીનાં થંભ કિનારાઓ ન હોય તો નદીનાં વહેવાની વાત, આ બે વચ્ચેની Relationship આપણે સમજી શકયે નહિ એમ ઉપલો લખનાર જણાવે છે. આપણે પણ આ relationship સમજવાને માટે કદાચ એક વધુ મીસાલ લઇ શકયે. એક રેલ્વે ત્રેન ગતિમાં motion માં છે, તે આગલ ચાલે છે યા નહિ તે સમજવાને માટે રેલ્વેની લાઇનની દુર યા નજદીક આવેલાં ઝાડો યા ઘરો વિગેરે કે જેઓ standing still યાને થંભ અને સ્થિર હાલતમાં છે, તેઓને જોવા વગર ત્રેન ખરેખર ગતિમાં છે યા નહિ, તે સહેલથી સમજ પડે નહિ. Motion અને rest ની વચ્ચેની relationship સમજવાને માટે આવી મીસાલો લેવાનું જરૂરનું છે, તેથીજ કોઇ રીતે તે relationship સમજી શકાય છે એમ ઉપલો લખનાર જણાવે છે. આપણા જેવાં સાધારણ માણસો આ ફીલસુફીની મતલબ સમજી શકે માટે આવી મીસાલો અગત્યની છે. ઉપર જણાવેલી સમજણ લેવા પછી યશ્તવાળુ ૭૬ માં ફકરામાં આવેલું ગુહ્ય વાકય કે પેદાયશો થવાની આગમજ ફ્રવષીઓ "યાઓ તઘ એરેધ્વાઓ હિશ્તેન્ત" યાને ત્યાં એટલે તે જગાએ ઉસ્તવાર મક્કમ યાને સ્થિર ઉભેલી હતી તેની સમજણ મળે છે. અને

ફ્રવર્દિન યશ્તનાં ૭૬ થી ૭૮ સુધીનાં ત્રણ ફકરાઓમાં આવેલું યશ્તનાં લખનારનું ઉંડુ ડહાપણ, ફીલસુફી અને સાયન્સને લગતું જ્ઞાન સહેજે જોવાય છે.

## આસ્નો-ઉર્વાનવાળી, ફ્રવષીઓ.

હવે આપણી બાબદમા વધુ આગલ જઇએ છીએ. જેમ પ્લેટોની ફીલસુફી પ્રમાણે આઇડીઆઝ Ideas મીનોઇમાં રહે છે, તેઓ ખાલેસ મીનોઇ હાલતવાળા છે, તેજ પ્રમાણે ફ્રવર્દિન યશ્તનાં ૪૦ માં ફકરામાં આવ્યું છે કે ફ્રવષીઓ "આસ્નો-ઉર્વાનો" યાને "આસમાની મીનોઇ સ્થાનવાળી" છે. આ પ્રમાણે પ્લેટો અને જરથોસ્તી વિચાર વચ્ચેની એક વધુ સરખામણી આપણુને મલે છે.

## Do Ideas inhere in the things or are they outside of them.

સવાલ એવો થાય છે કે ફ્રવષીઓ તેમજ પ્લેટોનાં આઇડીઆઝ આ સૃષ્ટિની અંદરની પ્રત્યેક વ્યક્તિની અંદરજ રહીને કામ કરે છે યાતો તેઓ બહાર રહીનેજ કામ કરે છે. Do they inhere in the things themselves or do they work from outside the things? આ સવાલનો જવાબ આપવો કઠણ છે. કેટલાકોનું એવું માનવું છે કે પ્લેટોએ જણાવેલા આઇડીઆઝ પ્રત્યેક વસ્તુની અંદર રહેતા નથી, પણ તે વસ્તુઓની બહાર એટલે મીનોઇમા રહીને તે વસ્તુઓ મારેનું કામ કરે છે. બીજાઓ માને છે કે આઇડીઆઝ પ્રત્યેક વસ્તુની અંદર રહીનેજ કામ કરે છે. હું કહેવાની હાલતમાં નથી કે પ્લેટોનાં આઇડીઆઝ પ્રત્યેક વસ્તુની અંદર રહીને કામ કરે છે, યાતો તેઓ બાહેર રહીને તે કામ કરે છે.

## એક મુશકેલ સવાલ.

જરથોસ્તી ફ્રવષીઓ પણ દરેક વસ્તુની અંદર રહીને કામ કરે છે. યાતો તેઓ મીનોઇમાં કેઠે અલગ રહીને કામ કરે છે તે બાબે મતફેર છે આપણા જરથોસ્તીઓનો લગભગ આખો ભાગ ફ્રવષીઓમાં માને છે, ફ્રવષીઓને આરાધે છે, અને ફ્રવર્દેગાનનાં દસ દિવસો દરમ્યાન યશ્તનાં "યાઓ વીસાઇ" વાળા ૧૩ માં કર્દાનો આધાર લઇને આ પવિત્ર હિગામમાં ભાષણ કર્તાઓ ફ્રવષીઓ બાબે ઘણું ઘણું બોલે છે, છતાં મારે કહેવું પડે છે કે તેઓમાનાં મોટા ભાગ તરફથી એ યશ્તની ઘણીજ થોડી સમજણ

આપણને આપવામાં આવે છે. હકીકત આવી હોવાને લીધે આપણો :
કે ફ્રવષીઓ વસ્તુઓની અંદર રહીને કામ કરે છે, યાતો તેઓ બ
કામ કરે છે, તે બાબે સાધારણ રીતે જરથોસ્તી આલમનો મોટો
બેખબર રહે છે એમ લાગે છે. અને આપણે કહી શકયે કે ય
સમાયલી ફીલસુફી અને તેની ખુબીઓ માટે ખુલાસાથી કાં
સમજાવવામાં આવતું નથી.

આપણ જરથોસ્તીઓ ધર્મની બાબદમાં ઘણુંજ થોડું અને તે
ઉપર–ટપકેનું સમજીને રાજી થઇએ છીએ અને તેવી રીતે આપણો
કાપ્યે છીએ. પણ આપણે જાણવું જોઇએ કે

## ફ્રવષીની ફીલસુફી તો જરથોશ્તી ધર્મનાં પાયા સમાન

તેમ ન હોય તો જરથોશ્તી ધર્મ લચી પડે છે, કારણકે ફ્રવ
વાત તે અહુરમજદની પોતાની વાત છે. હવે આપણે જે સવાલ ઉ
છે કે ફ્રેરોહરો વસ્તુઓની અંદરજ રહીને કામ કરે છે, યા બહાર :
કામ કરે છે તેનો જવાબ ફ્રવર્દિન યશ્તમાંથી ફક્ત એકજ રીતે ર
શકાતો નથી. "ફ્રેરોહરોમાં કોઇ દરજ્જા નથી" એવા આ ચોપ
આગલ આપી જવામાં આવેલા એક વિષયમાં આપણે જોયું છે કે
ફ્રેરોહરો અહુરમજદમાંથી નીકલેલાં હોવાના કારણે એકસરખાં અહુરમજ
ખાસેસી ધરાવનારાં અને એકજ સર્વોત્તમ દરજ્જો ધરાવનારાં છે.
બાબદ ધ્યાન રાખીનેજ હવે નીચલી બાબદ સમજવાને હું એ
માસ કરૂં છું.

ફ્રેરોહરો અંદર રહીને યા બહાર રહીને કામ કરે છે, ત સવા
જવાબ ફક્ત એકજ રીતે આપવો કઠણ છે. કારણ કે યશ્તનો સં
પુર્વક અભ્યાસ કરવાથી માલુમ પડે છે કે (૧) ચોક્કસ ફ્રેરોહરો
સૃષ્ટિની અંદરની દરેક વસ્તુ તેમજ દરેક માણસની અંદર **રહીનેજ**
કરે છે; (૨) ચોક્કસ ફ્રેરોહરો મીનોઇમાંજ રહે છે, પણ જ્યારે માણ
તેઓને મદદ માટે **બોલાવે** છે, ત્યારેજ તેઓ મીનોઇમાંથી આ દુ
ઉપર મદદને માટે આવે છે; (૩) વળી એવું પણ જણાવ્યું છે કે ફ્રેરોહરે
ચોક્કસ જમેલો ફ્રવર્દેગાનનાં દસ દિવસો ઉપર આપણે **બોલાવ્યે**
**ન બોલાવ્યે** તોપણ **વર્ષની આખેરીએ** આ દુન્યા ઉપર આવે છે

જેઓનું કામ આ દુન્યાને કોઇક ભેદી રીતે સમારવાનું હોય છે એમ લાગે છે.

**પહેલા વિભાગમાં**:—સૃષ્ટિની અંદરની ખનીજ, વનસ્પતિ અને જાનવરી પેદાયશોની અંદર ફ્રોહરો કામ કરે છે, તેમજ માણસોની અંદર પણ છુટાં છુટાં ફ્રોહરો કામ કરે છે, એવું યશ્તમાંથી સહેજે માલુમ પડે છે. માણસોની અંદર અહુ, દએના, બઓધંગ, ઉર્વન અને ફ્રવષી એવાં પાંચ મીનોઇ તત્વો સમાયલાં છે, તેઓમાં ફ્રોહર સર્વથી ચઢતા દરજાનું છે, કે જે શરૂઆતથીજ માણસની **અંદર રહીનેજ** માણસનાં મરણ સુધી કામ કરે છે.

**બીજા વિભાગમાં**:—ફ્રોહરોને જ્યારે **માણસો બોલાવે** ત્યારે મદદને માટે આવે છે, એ મતલબનાં ચોક્કસ ફકરાઓ યશ્તમાં મલે છે. યશ્તનાં ૨૪ માં ફકરામાં કહ્યું છે કે "ફ્રોહરો અરજ કરીને **બોલાવનારને ફતેહ આપે** છે." ફકરા ૪૦ ની અંદર ઉપલાજ શબ્દો વપડાયા છે. ફકરા ૪૨ માં આવ્યું છે કે "જે ફ્રોહરો **સારી રીતે આરાધના પામેલાં** હોય છે, તેઓ **મીનોઇમાંથી નીકળીને** તે આસમાનનાં મથાલાં ઉપર જાય છે." ફકરા ૭૦ માં કહ્યું છે કે "અષોઓનાં ગાલેબ ફ્રોહરો...**ખુશનુદ** થયલાં હોય છે તો તેઓ એક માણસની મદદે જાય છે, અને 'ના મેરેઘો હુપેરેનો' એટલે સારાં પાંખવાળાં પક્ષિ (રૂપી) માણસની માફક તેઓ **તેની તરફ ઉડીને** જાય છે." આ ફકરાઓ પરથી એકદમ માની લેવાનું નથી કે ત્યારે તો ફ્રોહરો માણસને મદદ કરે છે, તેઓ **બહારથીજ** તેવી મદદ કરે છે. કારણકે આપણે ભુલવાનું નથી કે દરેક માણસમાં **શરૂઆતથીજ** તે તેનાં મરણ સુધી **એક** ફ્રોહર અંદર રહેલું છે, તે અંદર રહેલાં ફ્રોહરને મદદે બોલાવવાની વાત ઉપલા ફકરાઓમાં જણાવી નથી. આ ફકરાઓમાં ફક્ત **એકજ** ફ્રોહરને મીનોઇમાંથી બોલાવવાની વાત નથી. પણ ફ્રોહરોનાં ચોક્કસ **જમેલાને** મીનોઇમાંથી બોલાવવાની વાત છે. આ બાબદમાં એક બીજી અગત્યની વાત ધ્યાનમાં રાખવાની છે કે દરેક માણસની અંદર શરૂઆતથી તે તેનાં મરણ સુધી જે એક ફ્રોહર રહેલું છે તેને તે માણસનાં શરીરની જાળવણી કરવાનું અને તેનાં રવાનની રાહબરી કરવાનું કામ **ફરજયાત** કરવાનું છે. તે માણસ ભલું હોય યા બુરૂં હોય છતાં

તે ફ્રોહરને તેનાં શરીર વિગેરેની સંભાળને માટે ફરજયાત કામ કરવાનું રહેલું છે. પણ આથી ઉલટું, એક માણસે મદદે બોલાવેલાં અને મીનોઇમાંથી આવતાં ફ્રોહરોનાં અમુક **જમેલાનું** કામ જુદી રીતનું હોય છે. જો એક માણસ બુરૂં હોય, તો તે ફ્રોહરોનાં જમેલાની કાંઇ એવી અનિર્વાય ફરજ નથી કે તેઓ તે માણસની મદદે આવે. આ બાબદ યશ્તનો ૨૪ મો ફકરો ખુલ્લી કરે છે. પેલો મદદે બોલાવનાર માણસ "ફ્રોહરોને આરાધનાર, ખુશનુદ કરનાર...**ક્રિયાની ભેટ લઇ જનાર** અને **અષવ** યાને રાસ્ત હોય છે" તોજ તે ફ્રોહરોનો જમેલો તે માણસને મદદ કરે છે. જરથોસ્તી ધર્મની આ સર્વોત્તમ ખુબી બાજે વખત ભૂલી જવાય છે!

### ક્રિયાની ભેટ લઇ જનાર જો અષવ યાને રાસ્ત, અષો ન હોય તો ફ્રોહરો તે માણસને મદદ કરતાં નથી.

અંતકરણની શુદ્ધતા ઉપર નહિ, પણ ફક્ત ક્રિયા કામો ઉપરજ ઘણો ભાર મુકવાની, સલાહ આપનાર સાહેબો જોશે કે ફ્રવર્દિન યશ્તનો જરથોસ્તી લખનાર ખુલ્લું કહે છે કે અંતકરણની શુદ્ધતા વગરના માણસોને ફ્રોહરોની યાને અહુરમજ્દની મદદ મળતી નથી. આપણે બીજી રીતે બોલ્યે કે જો કદાચ વધુ પડતું ગણવામાં આવે, કે અહુરમજ્દને અને ફ્રોહરોને કોઇપણ ખોટી રીતે લાંચ આપી શકાતી નથી. આ પ્રમાણે આપણે ફ્રોહરોના બીજા વિભાગની સમજણ લીધી છે.

**ત્રીજા વિભાગમાં:**—ફ્રવર્દેગાનનાં વર્ષની છેડેના દસ દિવસો ઉપર અત્રે આવતાં ફ્રોહરોની વાત કર્યે છીએ. પહેલા વિભાગની વાત કરતાં આપણે કહ્યું છે કે દરેક માણસમાં જે તેનું એક ફ્રોહર તેનાં જન્મથી તે મરણ સુધીમાં કામ કરે છે, તે કામ તે ફ્રોહરને માટે **ફરજયાત છે.** બીજા વિભાગમાં જણાવ્યું કે ચોક્કસ ફ્રોહરોના જમેલાને માણસ પોતાની મદદને માટે **બોલાવે છે,** ત્યારે તે માણસ જો અષવ યાને ભલો હોય તોજ તે ફ્રોહરો **મદદ** કરે છે. હવે આ ત્રીજા વિભાગમાં ફ્રવર્દેગાનનાં દસ દિવસો ઉપર ફ્રોહરોને **બોલાવવાની** વાત આવી નથી. તેઓને આપણે **બોલાવ્યે કે ન બોલાવ્યે** તોપણ તેઓ આ દુન્યા ઉપર આવે છે. કારણ કે યશ્તનાં જાણીતાં 'યાઓ વીસાધ' વાળા ૧૩ માં કર્દાના ૪૯ માં ફકરામાં કહ્યું છે કે અષોઓનાં ફ્રોહરો "વીસાધ આવયેઇન્તિ" યાને

વીસ્ય તરફ, મોહલ્લા તરફ, **આવે છે.** આ ફકરામાં તેઓને **બોલાવ્યે તોજ આવે** છે એવું કાંઇ નથી આવ્યું. ફક્ત એટલુંજ ભાર મુકીને જણાવ્યું છે કે **આ દસ દિવસો ઉપર તેઓ આવે** છે યાને કે અહુરમજ્દનું કોઇક ચોક્કસ કામ કરવાને માટે તેઓ **ફરજયાત** આ દુન્યા ઉપર આવે છે.

## આ દસ દિવસો દરમ્યાન કોણનાં ફરોહરો અત્રે આવે છે ?

વધુ જુસ્તેજુ થાય તે ખ્યાલથી મારા વિચાર અત્રે દર્શાવું છું. પહેલી નજરે આ ૧૩મો કર્દો વાંચતા એવું લાગે કે આ દસ દિવસો ઉપર ફક્ત જે અષો જરથોશ્તીઓ ગુજર પામેલાં હોય તેઓનાજ ફરોહરો આ દુન્યા ઉપર આવે છે. પણ વર્ષની છેડેના આ દસ મુબારક દિવસની તાસીર આ દુન્યાનો એક ચોક્કસ ભાગ કે જ્યાં જરથોશ્તીઓ વસતાં હોય તેઓને માટેજ નથી, પણ સારી આલમને માટે છે. આ કર્દામાં ફક્ત જરથોશ્તીઓની યાતો માજ્દયસ્નાનોનીજ વાત હોય એમ લાગતું નથી. તેવા શબ્દો તેમાં આવ્યા નથી. આ વિચાર ઉપરથી કદાચ આપણુને આંચકો લાગે, પણ ધ્યાનમાં રાખવાનું છે કે તમામ અષો માણસોનાં ફરોહરોમાં અષો જરથોશ્તીઓનાં ફરોહરો પણ સમાઇ જાય છે. હિંદુઓમાં પણ આવા વર્ષની આખેરીનાં દસ દિવસની વાત આવી છે એ નોંધી રાખવા જોગ છે.

મારૂં કહેવું એવું છે કે યશ્તનાં લખનારે અત્રે એક General Statement=સામાન્ય કહેણુ કીધું છે કે આ દસ દિવસો ઉપર અષોઓનાં ફરોહરો આવે છે. આવાં અષોઓનાં ફરોહરોમાંથી બિન-જરથોશ્તી અષોઓનાં ફરોહરોને યશ્તનાં લખનારે બાકાત રાખ્યાં નથી. તેમજ વળી અહુરમજ્દ, અમેષા સ્પેન્તા તથા યજદોનાં ફરોહરો પણ આ પવિત્ર દસ દિવસો ઉપર **"આવે છે,"** એમ માનવાનું ખોટું દેખાતું નથી. કારણુ કે આ વિચારની સાંમે જતું કાંઇપણ લખાણુ આ ૧૩ માં કર્દામાં દેખાતું નથી. પણ જ્યારે ફ્રવર્દિન યશ્ત જરથોશ્તીઓ માટે લખાયલી છે, જરથોશ્તી ક્રિયાકામોનો તે એક ભાગ છે, ત્યારે આ કર્દામાં જણાવેલા દસ દિવસોની વાતને ફક્ત આપણી પોતાનીજ બનાવી છે, તો તેમાં કાંઇપણ ખોટું નથી. પણ જે ધ્યાનમાં રાખવાનું છે તે એટલુંજ કે યશ્તનાં લખનારનાં મનમાં આ દસ દિવસો ઉપર બિન-જરથોશ્તી અષો માણસોનાં ફરોહરોને બાકાત રાખવાનું હતું કે ? યશ્તની અંદર

ગયોમર્દથી સોસ્યોશ સુધીનાં તમામ–જરથોશ્તી કે બિન જરથોશ્તી–અષો-ઓના ફ્રોહરોને આપણે 'યજમઇદે'=આરાધ્યે છીએ ત્યારે આપણે આ ૧૩ માં કર્દા પરથી જે સવાલ ઉઠાવ્યો છે, તેની કિમત થઇ શકે છે એમ હું ધારૂં છું. આવી રીતે આપણે ફ્રોહરોનાં ત્રીજા વિભાગની સમજણ લીધી છે. અને આપણે હવે આપણા વિષયની આખરી ઉપર આવ્યે છીએ.

આ વિષયમાં ફ્રવષીઓ કોણ છે, શું છે, તે બાબે લંબાણથી જોયું છે. તેજ પ્રમાણે પ્લેટોનાં આઇદીઆઝ Ideas શું છે, કોણ છે, પ્લેટોના મનમાં તેઓ બાબે શું મતલબ છે તે આપણે વિગતે જોયું છે, અને તેમ કરતાં જરથોશ્તી ફ્રવષીઓ અને પ્લેટોનાં આઇદીઆઝ વચ્ચેની અનેક સરખામણીઓમાં આપણે ઉતર્યા છીએ. આવી અનેક અને એક બીજાને ઘણી બંધબેસ્તી સરખામણીઓ કરીને આપણે એવું પુરવાર કરવાની તજવીજ કીધી છે કે પ્લેટોએ પોતાની આઇદીઆઝની ફીલસુફી જરથોશ્તી ફ્રવષીની ફીલસુફી ઉપરથીજ ઉભી કીધી છે. જોકે કમનસીબે તેણે તેવું ખુલ્લું કબુલ્યું કે જણાવ્યું નથી.

સર્વથી છેલ્લી સરખામણી કરતાં આપણે જોવા માંગ્યું છે કે પ્લેટોનાં આઇદીઆઝ તેમજ જરથોશ્તી ફ્રવષીઓ પ્રત્યેક વસ્તુ યા માણસની અંદરજ રહીને કામ કરે છે, Do they inhere in the things themselves, યાતો તેઓ બહારથી કામ કરે છે, or do they work from outside the things? અને આ બાબે ફ્રવષીઓને ત્રણ વિભાગોમાં બતાવીને તેઓમાંની કઇ ફ્રવષીઓ પ્રત્યેક વસ્તુ યા માણસની અંદરજ રહીને કાર્ય કરે છે તે બાબે આપણે વિગતે જોવા માંગ્યું છે. પછી ત્રીજા વિભાગમાં

**ફ્રવર્દેગાનનાં દસ દિવસના હિંગામની મહત્વતા**

જોવા આપણે કોશેષ કરી છે. આ હિંગામ ઉપર જે અષોઓનાં ફ્રોહરો, આપણે **બોલાવ્યે યા ન બોલાવ્યે,** તોપણ આ દુન્યા ઉપર કોઇક મહત્વનાં કાર્ય અર્થે આવે છે, તેઓ આ દુન્યાં ઉપર દસ દિવસ સુધી આવીને અત્રે યશ્તનાં ૧૩ માં કર્દામાં જણાવ્યા પ્રમાણે 'વિચરેન્તિ' યાને એક ઠેકાણે બેસી ન રહેતાં **ફ્રેહર** કરે છે, તેઓમાંના જે ફ્રોહરો ગુજરેલાં અષો જરથોશ્તીઓનાં ફ્રોહરો હોય, તેઓ જરથોશ્તી ઘરોમાં

ફ્રરહર કરતાં શું માંગે છે, તે જોઇએ. તેઓ કહે છે કે "કોણ હમુને વખાણશે? કોણ હમુને આરાધશે?...કોણ હમુને ખોરાક સાથના અને વસ્ત્ર સાથના હાથે તથા અશોઇ તરફ પોંહોંચાડનારી બંદગીથી આદરમાન આપશે? હમારામાંના કોણનું નામ ઇહાં યાદ કરવામાં આવશે? તમારામાંનું કોણનું રવાન હમુને આરાધશે? હમારામાંનાં કોણને તે ભેટ આપવામાં આવશે? કે જે (ભેટ) હમેશને હમેશ સુધી તાજા ખોરાક (તરીકે) થાય." પછી કહ્યું છે કે "જે શખ્સ...તે ફ્રરોહરોને આરાધે તે શખ્સને અશોઓનાં ખુશ્નુદ થયલાં, દુખી નહી થયલાં, અપમાન નહી પામેલાં જોરાવર ફ્રરોહરો દુઆ દે છે: આએ ઘરમાં ગાએઢોરની તથા માણસોની જીઆદતી થજો!......જે શખ્સ...અષોઇ તરફ **પોંહોચાડનારી** બંદગીથી હમુને **ખચીત** આરાધે, તે શખ્સ જોરેમંદ તથા અનજુમનનો સરદાર થજો." (જુઓ કાંગાજીનો તરજુમો).

"યાઓ વીસાઘ" વાળા ૧૩ માં કર્દામાં "અષ—નાસ નેમંઘ્રહ" યાને "અષોઇ તરફ પોંહોચાડનારી બંદગી" એવા શબ્દો અનેકવાર આવ્યા છે. "અષ"ની બોહળી મતલબ આપણે આ કેતાબમાં જાબજા જણાવી છે, યાને કે "અષ"ને મળવું યા પહોચવું એટલે અહુરમજ્દનો અચળ કાયદો કે જે તમામ સૃષ્ટિમાં વ્યાપી રહ્યો છે, તેને સમજીને કુદરતનાં કાયદાઓ ઉપર આપણો બને એટલો કાબુ મેલવવો, અને તે કાબુનો સારે માર્ગે અમલ કરવો, તે દેખાડે છે કે આપણા ધર્મનાં ક્રિયાકામો ફકત સમજવા વિના કરી જવાનાં નથી, પણ તેમાં સમાયલું રહસ્ય, તેમાં સમાયલું જ્ઞાન પણ આપણે સાથે સાથે અંગિકાર કરવાનું છે. આવું જ્ઞાન અંગિકાર કરીને તેને આપણી રોજીંદી જીંદગીમાં ઉતારવાનું છે, યાને કે આપણી જીંદગીમાં તે જ્ઞાનને અનુસરતાં કામો કરીને તેમાંથી આપણું તેમજ આખી દુન્યાનું સાર્થક કરવાનું છે. પવિત્ર ગાથામાં અષો જરથુશ્ત્ર ખુલ્લું કહે છે કે "અએ માણસો! તમારાં કામોજ તમોને પેલી દુન્યામાં લઇ જશે" એટલે કે સારાં કામો 'વહિશ્તેમ્' યાને સર્વોત્તમ હાલત તરફ, બુરાં કામો 'અચિશ્તેમ્' યાને દોજખી હાલત તરફ. પણ કામો કરીને તેમાંથી બદલો મેલવવાની આજુ રાખવાની નથી. આપણે નિષ્કામ કરવાનું છે. આપણાં બધા સારાં કામોને દાદારનાં ખજાનાંમાં મોકલી આપવાનાં છે, અને તે દાદાર **પોતે ચાહે તે પ્રમાણે** તેનો ઉપ્યોગ કરનાર છે. તેથી જ્યારે

આપણા સારા વિચાર, વચન અને કામોનો બદલો આપણને દેખાતો નથી, કે જેવું ઘણી વેળા બને છે, ત્યારે આપણને બડબડવાની જરૂર નથી, પણ 'દાદાર, જેવી તારી મરજી' એમ વિચારીને સંતોષ લેવાનો છે. Lord! Thy will be done, not mine, એવું વિચારીને દાદાર ઉપર સંપુર્ણ સરદ્ધા રાખવાની છે. નેકી કુન એ બ દર્યા અન્દાઝ, એટલે નેકી કર અને તે નેકીને દર્યામાં નાંખી દે. આ વાકયની મતલબ સમજી જવાની છે.

## ફ્રવર્દેગાનના દસ દિવસો ઉપર "રવાનો આવતાં નથી" પણ ફક્ત "ફ્રરોહરોજ આવે છે."

યસ્તનાં ૧૩ માં કર્દામાં, તે યસ્તનાં બીજા ભાગોમાં, તેજ મુજબ બીજા કોઇબી અવસ્તામાં કેઠેપણ આવ્યું નથી, કે આ પવિત્ર દિવસો ઉપર ગુજર પામેલાં માણસોનાં **રવાનો** અત્રે આવે છે. પણ તેથી ઉલટુ ફ્રરોહરોજ અત્રે આવે છે એવું જાબજા આવ્યું છે. આપણે ફ્રરોહરોનેજ **અત્રે બોલાવીને** તેઓને યજ્ કર્યે છીએ, પણ તેમ કરતાં માણસોનાં જે રવાનોની સાથે ફ્રરોહરો આ દુન્યાંમાં કામ કરી ગયાં હતાં, તેવાં માણસોમાંના સારાં માણસોનાં રવાનોની પણ સાથે સાથે યાદ કર્યે છીએ. આપણે ઝોહાક યા અરજાસ્પ જેવા દુન્યાને મોટું દુ:ખ દેનારા બુરાં માણસોનાં ફ્રરોહરોને યજ્ કરતા નથી, તેમજ તે બુરાં માણસોનાં રવાનોને પણ યાદ કરતા નથી. આપણે અત્રે જે કહેવા માંગ્યે છીએ તે એટલુંજ કે સારાં માણસોને યજ્ કર્યે છીએ. જુઓ મોટી હપ્તન યસ્ત કર્દા પાંચમો, ફકરો બીજો, કે જે ફ્રવર્દિન યસ્તમાં ૧૫૪ માં ફકરા તરીકે આવ્યો છે; તેમજ ફ્રવર્દિન યસ્તની અંદર, દાખલા તરીકે ફકરા ૧૪૯ માં, પઓઇર્યિ ત્કએષઓ તેમજ નબાનજદિશ્તઓમાંના જે અષો નર અને નારીઓ "રાસ્તીને માટે ફતેહથી લડયા," "યોઇ અષાઇ વઑનરે," તેઓનાં ઉર્વાનોને યાને રવાનોને પણ યજ્મઇદે=આરાધ્યે છીએ. પણ આવાં રવાનોને **આ દુન્યા ઉપર આવતાં** કેઠેપણ ચિતાર્યાં નથી. છતાં કાંઇક એવી મતલબનું કેહવામાં આવે છે કે

## ફ્રવર્દેગાનના દસ દિવસ ઉપર હરેક રવાનોને મૂકતી મલે છે?

કદાચ એવું માનવામાં આવે છે કે કમનસીબ રવાનો કે જે સારાં ન હતાં, તેઓને આ દસ દિવસ સુધી પોતાના કહેવાતાં બંદીખાનામાંથી (!) છુટી મલે છે, અને તે પછી તે બિચારાંઓ પાછા પોતાના બંદીખાનામાં

પુરાય છે! છેક પાછળાં લખાણોમાં બહેસ્ત અને દોજખ બાબેના જે ગુચવણ ભર્યાં વિચિત્ર ખ્યાલો મલે છે, જેમાં બેહસ્ત અને દોજખમાં વસનારાઓને આકાશમાં કોઇએક ચોક્કસ ઠેકાણે, કોઇક material યાને જડ દુન્યામાં, કોઇક જડ હાલતમાં, રહેતાં ચિતાર્યાં છે, કે જ્યાં બહેસ્તમાં બહેશ્તી રવાનોને કાંઇપણ કરવાનું નથી, પણ દોજખમાં દોજખી રવાનોને હમેશ સુધી આહરેમન અને દેવો તરફથી જુદી જુદી રીતની શિક્ષાઓ અને આજાબ પુગાડવામાં આવે છે, કે જે શિક્ષાઓ વળી કયામતનાં દહાડા સુધી ચાલુ રહે છે! આવી કોઇક વાતો ઉપર આધાર રાખીને કદાચ કહેવામાં આવતું હોય કે દર વર્ષે દોજખી રવાનોને પણ દસ દિવસ સુધી આ દુન્યાં ઉપર આવીને અમનચમન કરવા દેવામાં આવે છે અને પછી તે કમનસીબ રવાનોને પાછાં દોજખમાં પુરવામાં આવે છે! આપણે ત્યારે કહી શકયે કે છુટીનાં આ દસ દિવસ પછી તે બિચારાંઓનું ખાધેલું પીધેલું પણ ઉડી જતું હશે! ઉપર જણાવેલા વિચિત્ર અને ગુચવાડાભર્યાં વિચારો ગાથાનાં વહિસ્તેમ્ અહૂમ્ અને અચિસ્તેમ્ અહૂમ્ બાબેનાં જરથુસ્ત્રનાં વિચારોથી તદન ઉલટા છે, એવું મેં મારી ગાથા સોસાયટીએ પ્રગટ કરેલી Heaven and Hell in Zoroastrianism, in the Vedas and in Plato નામની ચોપડીમાં પુરવાર કરવાની તજવીજ કીધી છે, તે ઉપર ધ્યાન ખેંચી આગળ ચાલશું.

## ફ્રવર્દિન યશતનાં છેલ્લા ૧૫૬ અને ૧૫૭ વાળા બે ફકરાઓમાંથી કેવી મતલબ ઉઠી શકે છે?

આ ફકરાઓમાં કહ્યું છે કે "ફ્રોહરો આએ મુકામમાં ખુશ્નુદ થયલાં આવે! આએ મુકામમાં ખુશ્નુદ થએલાં ફ્રેહરો!...તે ફ્રોહરો આએ મુકામમાંથી ખુશ ખુશાલ થઇને જાય. તથા દાદાર અહુરમજ્દની અને અમેષાસ્પેન્તઓની (હજુરમાં) (હમારી) કીર્તિનાં ગાયન તથા ભકિત લઇ જાય!" પછી છેવટે કહ્યું છે કે "હમો માજ્દયસ્નનાં આએ ઘેરમાંથી (તેઓ) પોકારતાં (યાને નાખુશ થયલાં) નહી જાએ." (જુઓ કાંગાજીનો તરજુમો)

## જો ફ્રોહરો બર વખતે આવે અને તે વખતે તેઓની ક્રિયા અને આરાધના ન થાય તો તેઓ "આ ઘરમાંથી પોકારતાં"જ જાય.

યશતના છેલ્લા ફકરાના છેલ્લાં વાકયમાંથી એક અતિ અગત્યનો સવાલ

આપણે ઉઠાડયે છીએ. ફ્રવદૈંગાનનાં હમસ્પથમએદૈમ ગાહામબારનાં યાને વર્ષને છેડેના દસ દિવસો ઉપર ફ્રોરહરો તેઓને બોલાવ્યે બોલાવ્યે તોપણ, આ દુન્યા ઉપર આવે છે, અને પછી પોતા જગામાં આવીને ફ્રેરહરે છે અને આજુંં કરે છે કે "કોણ હમુને સાથના અને વસ્ત્ર સાથનાં, "ગઓમત જસ્ત વસ્ત્રવત" હાથે અ તરફ પોંહોંચાડનારી બંદગીથી આદરમાન આપશે" વિગેરે. છેડેના હમસ્પથમએદૈમ ગાહાબારનો વખત નકિક થયલો વખતે આપણે ક્રિયા કામો કરવાં જોઇએ. પણ હમણા આપણે ફ નની ક્રિયા બર વખતે કરતા નથી. એ તો ખુલ્લું છે. શહેનશાહીઓ કદિમીઓ એક મહીનો આગળ પાછળ આ ક્રિયાઓ કરે છે, ત્યારે નશાહીઓ ભૂલ્યા હોય યા કદિમીઓ ભૂલ્યા હોય. વળી આજે ઘણાં થયા ફસલી સાલ વાળાઓ કહે છે કે ઉપલા બંન્ને ભૂલ્યા છે. વાળાઓ માર્ચ મહીનામાં ઉપલા દસ દિવસો પાળે છે, જ્યારે કદિ આગષ્ટ અને શહેનશાહીઓ સપ્તેમ્બરમાં આ દસ દિવસો પાળે આપણા કહેવાતા સુધરેલા પારસીઓમાં આવી ખુલ્લી ભૂલભરેલી ત્રણ જુદી ગણત્રો ચાલુ રહી છે! અને હજીસુધી ખરી ગણત્રી કરવા માંગતા નથી! હવે ફ્રોરહરો પોતેતો બર વખતે યાને વર્ષને છેડેનાં દિવસો ઉપર અત્રે આવે છે, અને તે છતાં તે બર વખતે આપણે બણુકો તે મુકરર થયલા દિવસો ઉપર તે ફ્રોરહરોને "આદરમાન" ન નથી, તેઓની ક્રીયા વિગેરે કરતા નથી, તો પછી જ્યારે દસ દિવસ તે ફ્રોરહરો પાછાં જાય છે, ત્યારે યશ્તનાં છેલ્લા ફકરા મુજબ આપણુ "માજદયસ્નાનો ઘરમાંથી ખચીતજ પોકારતાં જાય એ ખુલ્લું છે. આપણી હાલની ચાલુ રહેલી જુદી જુદી અને કવ ગણત્રી મુજબ જ્યારે ન ઘટે ત્યારે ફ્રોરહરોને માટે ક્રિયાકામો કર્યે ઘટે ત્યારે ન કર્યે, તો ફ્રોરહરો આપણા ઘરોમાંથી "ગેરજનાઓ" પોકાર મારતાં ન જાય તો તેઓ બીજું શું કરે? આપણે અત્રે એવી ધર્મે જણાવેલી મજબુત દલીલ કીધી છે, તે ઉપર ધ જરથોસ્તીઓએ પોતાનું મન લગાડવાની, તેઓએ પોતાની લાંબા વ ઉંઘમાંથી તરત બેદાર થવાની જરૂર છે. જે ભણેલા ગણેલા ખરી ગણત્રીને માટે કોમને બેદરકાર બનાવે છે, તેઓ માથે કેટલો

જુમ્મો લઇ લે છે, તે તેઓ જોઈ શકશે એવી આશા રાખશું.

નામીચી ફ્રવર્દિન યશ્તમાં ફ્રરોહરો બાબેની જે ઉમદા ફીલસુફી સમાયલી છે, જે ફીલસુફીએ યુનાની ફીલસુફ પ્લેટોની Ideas આઇદીઆઝની ફીલસુફીને કેટલી બધી મદદ કીધી છે, તે આપણે આ લાંબા વિષયમાં દાખલા દલીલ સાથે જોયું છે. ફ્રરોહરો તે અહુરમજ્દનાં પોતાનાં અંશો છે તેઓ અહુરમજ્દ પોતે છે, ત્યારે ફ્રરોહરોની વખાણ તે અહુરમજ્દની વખાણ છે. તેઓને માટેની ક્રિયા તે અહુરમજ્દને પોતાને માટેની ક્રિયા છે. ફ્રરોહરોની વાત તે અહુરમજ્દની પોતાનીજ વાત છે. ફ્રરોહરોની વખાણ આપણામાંનાં કેટલા પુરી સમજીને કરે છે કેટલા તેઓને માટેની ક્રિયા કરે છે! આપણામાનાં કેટલા ફ્રવર્દિન યશ્તને સમજીને યા ન સમજીને ભણે છે! આપણે પોતે નહિ ભણ્યે પણ બીજાઓ આપણે માટે ભણી જાય તેમાં આપણું સાર્થક શું થાય, કેમે કરીને થાય?

યશ્તનાં ૨૦ માં ફકરા પ્રમાણે અહુરમજ્દ સ્પિતમાન જરથુશ્ત્રને કહે છે કે "અએ સ્પિતમાન જરથુસ્ત્ર! અગર જો આએ હાડમંદ દુન્યામાં તારી ઉપર વિપત્તિઓ આવી પડે તો નીચલા ફત્તેહ આપનારા કલામો તું મોટે સાદે ભણ: અષાઉનાંમ્ વંઘુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્ઞ્યેમિ ઉફ્યેમિ" વિગેરે. યાને કે "અષોઓના ભલાં, શુરાં, આબાદી કરનારાં ફ્રરોહરોને હું વખાણું છું, યાદ કરૂં છું, તેઓની કીર્તિ ગાઉં છું" વિગેરે. આવા ફકરાઓ ઉપરથી સિદ્ધ થાય છે કે ફ્રરોહરો યાને અહુરમજ્દ એકલો આપણો તારનાર છે, બચાવનાર છે. ત્યારે જે જરથોસ્તીઓ જરથોસ્તી ધર્મને છોડીને બીજે ઠેકાણે ફાંફાં મારે છે, જેઓ અહિંથી તહિં વિચારોનાં અને વહેમોનાં વમલમાં ગોતાં ખાયા કરે છે, જરથોસ્તી ફીલસુફીની પુરી સમજ ન હોવાને લીધે બીજી અન્ય ફીલસુફીને ચઢયાતી ગણે છે, તેવા ભણેલા સાહેબોને માટે આપણે એટલુંજ કહીશું કે સાહેબો બે ઘરનો પરોણો ભુખે થોકાય છે!

આપણે આપણો લંબાણ વિષય અત્રે ખતમ કર્યે છીએ. આ ટકે એટલું કહેલું અસ્થાને ન ગણાશે કે મારાં વાંચનના આધારે કેટલીક બીકત ફીલસુફીઓની તપાસ લીધી છે તેમાં બેશક કોઇને મતફેર હોઇ શકે અને તે પ્રમાણિક મતફેર હોય તો આવકારદાયક લેખાશે!

**સમાપ્ત.**



# The Religion of Zarathushtra

## As Taught By

# Himself and His Apostles

BY

**SOHRAB JAMSHEDJEE BULSARA, M.A.,**

*Former Principal of M. F. Cama Athornan Institute, Bombay,*
*Editor of "The Iran League Quarterly," etc., etc.*

*With a Foreword*

BY

**SIR JEHANGIR C. COYAJEE, Kt.**

*(Reprint of K. R. Cama Oriental Institute Journal No. 32, 1938)*

**Price Rs. 1-8-0.**

*Can be had from—*

**The Fort Printing Press,**

23, Goa Street, Fort, Bombay.

AND

**Jehangir B. Karani's Sons,**

Pherozeshah Mehta Road, Fort, Bombay.